વ્યવહાર પ્રકાશ દ્વિતિય ખંડ.

# लेखचंद्रिका

અથવા

# પત્ર વ્યવહાર.

સાધારણ પત્રો, વેપારી અને સરાફી ધંધાના પત્રો, બીજા
ઉપયોગી દસ્તાવેજ, અરજીઓ, રીપોર્ટો, હુકમો, યાદી
જાહેરનામા વિગેરે લખાન સમ્પૂર્ણ પુસ્તક.

રચનાર,
**છગનલાલ લલ્લુભાઈ શાહ,**
( દેશી નામાના કર્ત્તા. )



પ્રગટ કરનાર,
**નારણલાલ મોતીલાલ મગનલાલ શાહ,**
પુસ્તકો વેચનાર અને પ્રસિદ્ધ કરનાર
ઠે. રીચીરોડ મુ. અમદાવાદ

આવૃત્તિ ૧ લી । પ્રત ૧૦૦૦ [ સન ૧૯૧૫

કિમ્મત ૧૦ આના

વ્યવહાર પ્રકાશ દ્વિતિય ખંડ.

# लेखचंद्रिका

અથવા

# પત્ર વ્યવહાર.

સાધારણ પત્રો, વેપારી અને સરાફી ધધાના પત્રો, બીજા ઉપયોગી દસ્તાવેજો, અરજીઓ, રીપોર્ટો, હુકમો, યાદી જાહેરનામાં, વિગેરે લેખોનું સંપૂર્ણ પુસ્તક.


રચનાર,

છગનલાલ લલ્લુભાઈ શાહ,

(દેશી નામાના કર્ત્તા.)





પ્રગટ કરનાર,

નારણલાલ મોતીલાલ મગનલાલ શાહ,

પુસ્તકો વેચનાર અને પ્રસિદ્ધ કરનાર.

ઠે. રીચીરોડ મુ અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. ] પ્રત. ૧૨૦૦ [ સન ૧૯૧૫

કિમ્મત ૧૦ આના.

# આ પુસ્તક વિષે અભિપ્રાય.

" એમાં કાગળો લખવાની રૂઢી, શ્રી ૫, ૭ા વગેરે નિશાનીઓ સબંધ દર્શક વિશેષણો, નમસ્કાર અને કુશળતા લખવાના પ્રકારો, પત્ર લખવા વાંચવા અને શીરનામા કરવાની સૂચનાઓ, ચીઠી, કુશળતા, કામકાજ, કંકોતરી, માઠી ખબર, દિલાસાના પત્રો, અને વર્ત્તમાન પત્રમા લખવાના ખબર પત્રોના નમુના છે. પછી સગા સહોદરને, સામાન્ય ગૃહસ્થોને, રાજકિય વર્ગને, દેવ અને ધર્માધિકારીઓને પત્ર લખવાનાં મથાળા શાસ્ત્રિય પદ્ધતિ પ્રમાણે આપ્યા છે. એ ઉપરાત ગીરોખત ભાડાચિઠી, ગણોત, વેચાણ ખત, ફારગતી, વિમાના કરાર, અગ ઉધાર દસ્તાવેજો પંત્યાળાના લેખ, વકીલાતનામા, વીલો, નોટીસો, રાજીનામા વગેરે ઘણી બાબતો છે, અને છેવટે રાજ્ય વ્યવસ્થા. મારામારી, ચોરી, અને કબજા વગેરે બાબત દીવાની ફોજદારી અરજીઓના નમુના સમજુતી તથા ગુન્હાના પ્રકાર સાથે આપેલા છે. આવી ચોપડીઓની અગત્યતા ખાસ કરીને ધધામા પડેલા માણસોને વિશેષ હોય છે. એની રચના અનેક નમુના ધ્યાનમા રાખીને કરવામા આવેલી છે આશા છે કે ઇંગ્રેજીમા + + બુક ઓફ કોરસ્પોન્ડન્સ જેમ લોક વર્ગમા ઉપયોગી થઇ પડે છે તેમ આ ગ્રથ પણ થશેજ (**ગુજરાત મિત્ર**) 'એમા ત્રણ અક છે પ્રથમ સાદા પત્રવ્યવહારના જુદા જુદા સોળ ભાગ છે + + બીજામા કીમતી દસ્તાવેજો તરીકે વેપારીઓની હુડીઓ, કબાલા, ભલામણ વગેરે સહિત અગાઉ અને વેચાણાદિ ખતા છે + + અને ત્રજામા સરકારી કામકાજના પત્રોમા અરજીઓ (સ્ટમ્પ, દાવાની મુદત, દાવા સ્ટામ્પ વગેરે ) અપીલો ( હુકમો, જાહેર નામુ વગેરે ) ના સમાસ છે. એમા જુદા જુદા નમુના સબંધી બાબતના આપેલા છે * એની કીમત પ્રમાણમા વધારે નથી.

( હિતેચ્છુ ) એમાં નાના પ્રકારના લેખો તથા પત્રો લખવાની પદ્ધતિ બતાવવાની સાથે ઉપયોગી બોધ પણ કરેલો છે ઃ *
( કેળવણી ) *

અમે આ ગ્રંથ વાચીને આનંદ પામ્યા છીએ એમા શાસ્ત્રી ૫, ૭૪ાા વગેરે નિશાનીઓ વિષે, કામકાજ તથા લગ્નાદિ પ્રસંગના પત્રો વિષે, અને દસ્તાવેજી ભાગની સમજુતી તથા નમુના વિષે જે સંગ્રહ આપેલો છે તે સંપૂર્ણ વ્યવહારને બધબેસ્તો છે એમાથી જેમ નીતિબોધ મળેછે તેમ પ્રસંગાનુસાર સમય સૂચકતા તથા દાવ ની ખાચ પણ સમજવામા આવે છે. દરેક ભાગવાર રચના જોતાં એમ કહેવું પડશે કે આજ સુધીમા પ્રગટ થએલા એની જાતનાં પુસ્તકોમા તે ઉત્તમ છે જો સરકાર શાળાખાતામા વ્યવહારિક જ્ઞાન આપવા માટે આ પુસ્તકનો ઉપયોગ કરશે તો છોકરાઓ વેપારીના ધધામા વધારે આગળ પડતા થશે. તા. ૧-૪-૯૩.

પરી. મગનલાલ પુરૂષોતમભાઇ ( હરિભક્તિવાળા )
પરી. કેશવલાલ પરમાનંદ શાહ મગનલાલ હરિભાઈ
પરી. પરમાનદ મનસુખ પરી છોટાલાલ અંબાઈદાસ.
પરી. શામળભાઈ નથ્થુભાઈ. દા. મુ ત્રીભોવનભાઇ.
ઝવેરી. જમનાદાસ મથુરાદાસ. ઝ. માણેકલાલ હરગોવન

* * ઃ હાલના રચેલા પુસ્તકોમા તમે જે સમજુતીનું પ્રકરણ રચેલું છે, તે સારૂ છે તમે ઘણોજ શોધ કરેલો જણાય છે, તે લોકના જ્ઞાનમા ઉમેરો કરી શકે એવો છે. ભાગ્યેજ એવો યત્ન બીજા તરફથી થઇ શકશે કાગળ પત્રોની હકીકત આપવા ઉપરાંત કેટલાક દસ્તાવેજોના નમુના તથા અરજીઓના નમુનાનો સંગ્રહ કરીને પુસ્તક છપાવશો તો પ્રજા ઉપર વધારે ઉપકાર થશે.

તારીખ ૩—૬—૯૨
મોહનલાલ રણછોડદાસ ઝવેરી.
(પેન્શનર) ડેપ્યુટી એ૦ ઈ૦ ભરૂચ વિભાગ.

## પ્રસ્તાવના ( ત્રીજી આવૃત્તિની )

મુંબાઇ ઇલાકાના કેળવણીખાતાના મે. ડીરેકટર સાહેબે આ પુસ્તકને ઉતેજન આપ્યું છે તે માટે તેઓ સાહેબનો ઘણો આભારીછુ. તા. ૧-૧-૧૯૦૨.

## પ્રસ્તાવના ( બીજી આવૃત્તિની )

આ પુસ્તકમા સમાવેલા ત્રણે અંક જુદા જુદા પ્રગટ કરવાનો પ્રથમ વિચાર હતો, તે પ્રમાણે પ્રથમ અંક તૈયાર થઇ ગયા પછી ઘણાકે જણાવ્યુ કે તે નામ ફેરવવું. અને ત્રણે અંક ભેગા છપાવવા આ સલાહ મને ઠીક લાગી પરતુ એ વખતે તેમ બની શકે એમ નહોતું. માટે પ્રથમાવૃતિમા પહેલા અંકનું નામ **પત્રવ્યવહાર** હતું તેજ આખા ગ્રંથનુ નામ રહેવા દીધું હતુ; અને આ આવૃત્તિથી એ નામ ફેરવીને **લેખચંદ્રિકા**, નામ રાખેલું છે કેમકે તેનો એક પેટા અક તે પત્રવ્યવહાર છે હવેથી જે તે ઠેકાણે પત્રવ્યવહારને બદલે આ લેખચદ્રિકા આપવામા આવશે.

આ વખતે ચાલતી રૂઢી ઉપર વધારે ધ્યાન આપીને તમામ લેખોમા જોઇતો ફેરફાર કર્યો છે, તથા સ્ટામ્મ, રજીષ્ટર, દાવાની મુદત, વગેરે અનેક બાબતો વધારા તરીકે દાખલ કરી છે, અને ટાઇપ પણ બદલ્યા છે ગઇ આવૃતિ રોયલ સોળપેજી ચાદ ફરમાની હતી ને આ વખતે વીસ ફરમાની થઇ છે તે ઉપરથી વાચનારના લક્ષમા આવશે કે તેમા ઘણા પ્રકારનો સુધારો વધારો થયલો હોવો જોઇએ અને તેને લીધે કીમત વધારી છે.

વળી મુબાઈ ઇલાકાની બુક કમિટિના મે. સે સાહેબની તથા અમદાવાદમા પ્રસિદ્ધ થતા હિતેચ્છુ પત્રની સૂચના પ્રમાણે પણ યોગ્ય

સુધારો કર્યો છે. તેથી આશા છે કે આ આવૃત્તિને ઇલાકાના કેળવણી ખાતા તરફથી ઉત્તેજન મળશે.

વડોદરા રાજ્યના કેળવણી ખાતાની બુક કમિટિએ આ પુસ્તકને ઇનામ તથા પુસ્તકશાળાઓ માટે મંજુર રાખી યોગ્ય પ્રતોની માગણી કરવાથી ફરીને પ્રકટ કરવાને બની આવ્યું છે. તેથી એ ખાતાના મે. ડિરેક્ટર ઓફ વ. ઇ. સાહેબ રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસનો અત્યંત આભારી છુ. વળી આ વખતે મિત્ર રા. રા. પ્રાણજીવનદાસ તુળજારામ રાંદેર સ્કુલમાસ્તરે તથા રા. રા. ચુનીલાલ મૂળજી ગાંધીએ ઘણી સૂચનાઓ કરી છે, માટે તેમનો, તપાસવાને તસ્દી લેનારનો, અને આશ્રદાતાનો આભારીછુ

## પ્રસ્તાવના પ્રથમાવૃત્તિની—

ફારશીમા પત્રને ખત કહેછે. પરંતુ આપણે વ્યવહારિક કીમતી દસ્તાવેજને ખત અને સાધારણ લખેલા કાગળોને પત્ર કહીએછીએ. જ્યારે કાગળની છત નહોતી ત્યારે ભોજપત્ર કે તાડપત્ર મારફતે લખાણનો વ્યવહાર ચલાવવામા આવતો હતો. પત્ર લખવાનુ પાકુ જ્ઞાન મેળવ્યા શિવાય કોઇ પણ માણસ વ્યવહારને લાયક થઈ શકે નહીં. કાબેલ લખનારા સામા માણસની યોગ્યતા ધ્યાનમા લઇ ઘટતી ઉપમા અને રચના વડે પત્રને એવી રીતે શણગારે છે કે વાચનારના મનપર જોઇતી અસર થયા વિના ન રહે. અણઘડ લેખકો તેથી ઉલટી લાગણી ઉત્પન્ન કરે છે. લેખક અને ચિતારાની કલમ એકજ પ્રકારનુ કામ કરે છે એટલે ચિતારો પોતાના સુન્દર ચિત્રથી જેમ જોનારના મનપર ઘટતા વિચાર ઠસાવેછે, તેમ લેખકો પોતાનુ કામ કરી શકેછે પત્રથી પ્રત્યક્ષ મેળાપનો બદલો વળે છે,

જો હેતુ પાર ન પડે તો તે ન લખ્યા જેવોજ માનવો જોઇએ. નિરંતર વિવેકની મર્યાદા ભરેલા પત્રો સુખ શાંન્તિમાં વધારો કરે છે માટે કલમ કસતાં પુરો વિચાર કરવો જોઇએ.

નિબંધ અને પત્ર લખવામા થોડુંજ અંતર છે. કોને કયા પ્રસંગ માટે. કેવા હેતુથી અને કેટલી બાબતો ઉપર પત્ર લખવાનો છે તે વિષે પત્ર લખનારે મનમાં ઉપક્રમ બાંધી સાધારણ ભાષામાં પત્ર લખવો જોઇએ. કેમકે જન સમાજ એવા પત્રોને વધારે પસંદ કરે છે.

આપણી શાળાઓમાં પત્રવ્યવહાર વગેરે શીખવવાને લેખાવળી નામે પુસ્તક છે. એમા પત્ર ખત અને નામાના કેટલાક નમુના છે. તેમાં પત્રના સબંધમા તો માત્ર બાપ દીકરાનો જ નમુનો આપેલો છે. અને અવાજ રૂપમા બીજા વિભાગો પણ ચાલેલા હોવાથી શિક્ષણમા ઘણી મુશ્કેલી વેઠવી પડતી હતી. એ શીવાય સંસાર વ્યવહાર, સાર સંગ્રહ, પ્રમદા પત્ર લેખાવળી, અને પત્રપોથી નામે પુસ્તકો જોવામા આવ્યાં. તેમા કેટલાંક એકજ નાતિ રિવાજને અનુસરતાં, કેટલાક કેવળ સુધરેલી પદ્ધતિ ઉપર અને કેટલાક એક બીજાની નકલ જેવા માલુમ પડયાં; તેથી એ પુસ્તકોમા આપણા રિવાજને અનુસરતા સામાન્ય નમુના જોવામા આવ્યા નહિ વળી આપણી જુની પદ્ધતિની ખાનગી શાળાઓમા જે પત્રનો નમુનો તૈયાર કરવામા આવતો હતો તે રમૂજની ખાતર અત્રે આપું છું.

સવા સવસત શ્રી સુરત અંદરે, પુન્યારાધે તમો તંમે, પારંપુંજે આરાચંદની આણે, સકળ ગુણનિધાને, વાચા અવિચળ,

પુણ્ય પવિત્રાં, આશા વિષે રામ, ગુણ ગગાજળ નિર્મળ, અનેક સરવે ઉપમાજોગ, શા શ્રી પ શા દેવજી કહાનજી, ચાલેરામ ચલ્લકતરા, શ્રી વડોદરા થાનાથાન સદાદેશ કાલે, ચરણ સેવક આજ્ઞાકારી ગોપાળદાસ ખેમ સ્મરણ વાચજો જત અહિથી ખેમ ખુશાળ છે. શ્રી પુજાની ખેમ, ખેમ ખુશાલીના કાગળ લખવા, અપરંગ બીજું પુસ્ત વડા છો, ચેતના ધણી છો. ચિત કરો છો, ચિત વિષે કંઇ કરાવીને કુચ કામકાજ હોય તે લખજો, જે જોઇએ તે મગાવજો, વળતા કાગળ સભાળીને લખજો. જેમ સતોષ ઉપજે, કાગળ મધ્યે ઘણું શું લખીએ. થોડુ લખ્યું કરી વાચજો એક લખ્યું હજાર કરી વાચજો.

ગામઠી શાળાઓમા મૂકેલા વિરામ ચિન્હ પ્રમાણે એ પત્ર રાગ કાઢીને બોલાવતા હતા. પણ એ પત્ર કેટલો બધો અશુદ્ધ છે તે વાચનારને સમજાવવુ પડે તેમ નથી

સસ્કૃતમા પત્ર પ્રશસ્તિ નામે ઉલ્લેખ છે, અને તેની વિવિધ રચનાની વધારે પ્રતો મળી છે તેમા વરણાશ્રમને અનુસરીને પત્ર લખવાના ઘટિત મથાળાં આપેલા છે પરતુ સાપ્રતમા વરણાશ્રમનો મેળ રહ્યો નથી. એટલે તેનું કેવળ ભાષાંતર આપણી ગરજ સારી શકે નહિ. હિદીમા નયા શિક્ષા દર્પણ નામે ગ્રંથ છે એની અદર આપેલા કેટલાક નમુના સારા છે પત્ર લિહણ્યાચી પદ્ધતિ અને સસાર ભોર નામે પુસ્તકોમા મરાઠી શાહિના પુષ્કળ પત્રો છે. તેમજ ઉર્દૂ કિતાબોમાં મોગલાઇ રીતને અનુકુળ નમુના આપવામા કચાસ રાખેલી નથી. ટુકામા એ પ્રમાણે જોતાં આપની ગુજરાતી ભાષામાં તેની ખરેખરી ખોટ હતી

દેશીનામું લેખાવળીનો એક ભાગ છે. તે લોક પ્રિય થવાથી બાકીના પુસ્તકનો સારોદ્ધાર કરવાની મારી ઇચ્છા થઇ, પરંતુ આખના દર્દને લીધે, બીજાં આગંતુક કારણો થકી, તથા પુસ્તકની રચનાને લગતા સાધનો મેળવવા વચમા લાંબો વખત ગયો. તે દરમ્યાન બીજા ગૃહસ્થોએ લેખ પદ્ધતિ, દસ્તાવેજ, કાગળ તથા દસ્તાવેજના નમુના, લેખસારપત્રિકા, અને લેખન પદ્ધતિ નામે ચોપાન્યાં બહાર પાડયા, વળી જાણવામા આવ્યું કે મુબાઈ ઇલાકાનું કેળવણીખાતું પણ તેની તૈયારીમા છે તેથી મેં ધાર્યું કે હવે એ ખોટ ઉપરના કોઇ એક પુસ્તકથી પુરી પડશે. માટે પોતાનો ઉદ્યોગ મંદ ગતિથી ચલાવવો અને શુ થાય છે તે જોવું. વચ્ચે કેટલોક વખત જવા દઇને મે એક સૂચના પત્ર ફેરવ્યું. તે ઉપર ચૌદસે પ્રતો ભરાઇ આવવાથી મારી ઉમેદમા વધારો થયો. જેના પરિણામ દાખલ આ પુસ્તક છે.

પ્રથમ અંકમા નાના પ્રકારના વ્યવહારિક પત્રના નમુના સમયાનુસાર ગોઠવેલાછે. તેમા ખપ જોગ નમુના વિસ્તારથી આપીને બાકીને માટે ચોકસ મથાળા શાસ્ત્રિય રીતે કઇક ઉચી, કઇક મધ્યમ, અને કઇક સાદી ભાષામા આપેલા છે, અને તેની વહેંચણી જથાબંધ કરીને લખાણમા વપરાતી નિશાનીઓ, યોગ્ય વિશેષણોનો કોશ, કુશળતા, ઠપકા, અને નમસ્કાર લખવાના પ્રકારો ઉપરાત ઉપયોગી તફાવત યોગ્ય સ્થળે નોધી બતાવ્યો છે

બીજા અંકમા દસ્તાવેજી કાગળો છે. તેના ત્રણ ભાગ પાડેલા છે. ૧ સરાફી પત્રો, ૨ વેપારીના પત્રો, ૩ બીજા ઉપયોગી દસ્તા-

જો. પછી તે દરેકના પેટામાં સમજુતી સહ નમુના આપેલા છે. વ્યાજુ ચિઠી, નામજોગી, અને શાહજોગીને બદલે અંગઉધાર કરજાઉ ખત ચાલતાં હોવાથી તે દાખલ કરેલા છે. દસ્તાવેજનો ખરડો તૈયાર કરતા અગાઉની, અને તૈયાર થયા પછીની સાવચેતીઓ, પ્રત્યેક દસ્તાવેજને પડતી સ્ટામ્પ વિગેરે લાગત, અને સ્ટામ્પ આકટમાથી ધ્યાનમાં રાખવા જોગ બાબતોનું ટાંચણુ આપવામા આવ્યું છે અર્થાત દરેક દસ્તાવેજને માટે રહેલી ખુચો જાહેરમાં લાવવાને બનતો પ્રયત્ન કરેલો છે.

ત્રીજા અંકમા બ્રિટિસ તથા ગાયકવાડ સરકારના રાજ્યની વ્યવસ્થા, ગુન્હાના પ્રકાર, અરજી સ્ટામ્પ, દાવાની મુદત, ફોજદારી દીવાની વગેરે અરજીઓ, રિપોર્ટો, હુકમો, અને અપીલો, વગેરેનો સમાસ કરેલો છે, વળી શીખાઉને માટે દરેક વિષયવાર મનોયત્ન પણ આપેલા છે, તેથી આ પુસ્તક વધારે લોકોપયોગી થશે એવી આશા છે.

આ કાર્યમા મિત્રવર્ય રા. રા. ચુનીલાલ મંછારામ મજમુંદાર, રા રા. નારણલાલ મગનલાલ અને રા. રા. શભુપ્રસાદ ગૌરીનાથ, એમણે કરેલી સુચનાઓ માટે આભારીછુ તા. ૧-૫-૯૩ ચીતખિયાશેરી—વડોદરા.

છ. લ શાહ.



# અનુક્રમણિકા.

## અંક ૧ લો પત્રવ્યવહાર.

## અંક ૨ જો.

## કીમતી દસ્તાવેજો.

## અંક ૩ જો

## સરકારી કામકાજના પત્રો.

શ્રી૧.

# લેખચંદ્રિકા.

## અંક ૧ લો.

## પત્રવ્યવહાર.

એટલે

## કાગળો લખવાની રૂઢી વિષે.

---

૧ પત્ર બે પ્રકારના છે (૧) ચિઠ્ઠી (૨) પત્ર.

૨ જ્યારે એકજ સ્થાનમા અથવા નજીકના ગામમા કોઈને ખાસ સૂચના કરવાની હોય ત્યારે જે કાગળ લખવામા આવે તેને ચિઠ્ઠી કહે છે પત્રનુ ટુકું રૂપ તે ચિઠ્ઠી છે.

(જુઓ નમુના अ)

૩ પરદેશ વસેલા માણસને પ્રસંગોપાત સ્થાનિક સમાચાર મળવા બાબતમા જે કાગળ લખાય છે તેને પત્ર કહેછે નિરંતર પ્રસંગાનુસાર પત્ર લખવામા આવે છે માટે જેવો પ્રસગ હોય તેવું પત્રનુ નામ દેવાય છે જેમકે (૧) કુશળતાના પત્રો (૨) કામકાજના પત્રો. (૩) વિવાહવાજનના પત્રો. (૪) મરણના પત્રો. (૫) પરચુરણ પત્રો

૪. અરસ્પરસ સુખાકારીને માટે લખેલા પત્રોને કુશળતાના પત્રો કહેછે. કુશળતાના પત્રમાં તન્દુરસ્તી વિષે, ઋતુઓના ફેરફાર વિષે, અને નાતજાતના જાણવા જોગ બનાવો વિષે સમાચાર જણાવવાનો તથા તે પત્રને સરનામે શુભ છે, એવુ લખવાનો વહિવટ છે ( જુઓ નમુનો આ. )

૫. જણુસ ભાવ મગાવવા બાબત લખેલા પત્રોને કામકાજના પત્રો કહે છે. ધધા રોજગારના સંબંધમા જે પત્રો લખાય છે તે કામકાજના પત્રો છે તેમાં કામકાજ સિવાય માલના ભાવ તાલ બજાર પીડે વેપાર વ્યવહારને લગતી બાબતો તથા જાણવા જોગ ફેરફાર જણાવવાની તથા તે પત્રને સરનામે ૭૪ાાનો આક લખવાનો ચાલ છે. ( જુઓ નમુનો ઇ )

૬ સારા કામને માટે લખેલા પત્રોને ખુશ ખબરના, અને વિવાહવાજનના પત્રો કહે છે તેમા પુત્ર પ્રસવ થયાની, સગાઈ કર્યાની કે એવાજ કોઈ સારા લાભની પ્રાપ્તિ થયા બાબતની વધામણીના સબધમા જે પત્ર લખાય છે તેને વધાઈ કહે છે. (જુઓ નમુનો ઈ) લગ્નાદિ પ્રસગે સગાસહોદર તથા મિત્રમંડળને આમત્રણ કરવાની બાબતમા જે પત્ર લખાય છે તેને કકોત્રી કહેછે, કકોત્રી એટલે કકુએ છાટીને મોકલેલો કાગળ. વધાઈના કાગળો પણ કકુથી છાટીને મોકલવાનો ચાલ ઘણાકમા છે રાજ દરબારમા કકુને બદલે કેસર પણ છાટવામા આવે છે. ( જુઓ નમુનો ઉ )

હિદી ગ્રથકાર લખે છે કે, અસલ પત્ર રવાને કરતા અગાઉ પ્રતિષ્ટાના પ્રમાણમા પત્ર પર છાટણા નાખવામા આવતા હતાં તે

એવી રીતે કે—ગુરૂ, પંડિત, સન્યાસી અનેતીર્થરૂપના પત્રને ચંદનથી, રાજાના પત્રને કસ્તુરીથી, સ્વામી એટલે પિતના પત્રને સિંદૂરવડે, સ્ત્રીના પત્રને લાખના અળતાથી, નોકર વગેરેના પત્રને રક્ત ચંદન એટલે રતાજલીથી, વિવાહાદિ જન્મપત્રિકાના હલદરથકી, અને શત્રુના પત્રને રૂધીરવડે અર્ચિત કરીને મોકલવામા આવતા હતા. હાલમાં કેવળ શ્રીપૂજન, અને વિવાહાદિ જન્મપત્રિકાઓ પર કંકુનાં છાટણા નાંખવામા આવે છે

૭. મરણના સમાચાર આપનાર પત્રને કાળોતરી, માઠી ખબરનો કાગળ કે *મેલો કહે છે એવા પત્રોના સરનામા ઉપર ' અશુભ છે. ' કે ' ×લુગડા ઉતારીને વાચજો ' એવા વાકય લખવાનો વહિવટ છે; તેથી હરકોઇ પત્ર હાથમા આવે કે તરત સરનામું તપાસવુ જોઇએ ( જુઓ નમુના क )

૮ મરનારના કુટુંબને દિલાસા દેવાને જે પત્ર લખાય છે તેને દુખવટના પત્ર કહે છે ( જુઓ નમુના ए )

૯ ઉપરની બાબતો સિવાય વિનોદ, ધમકી, ઠપકા, સુધારણા ઉત્તેજન, શાસ્ત્રાર્થ ચર્ચા, અને જુસ્સો, હાસ્ય કે શાન્ત રસાદિ ઉત્પન્ન થવાની બાબતમા પત્રો લખાય છે તેનો સમાવેશ પરચુરણ પત્રોમા કરેલો છે —

૧૦ પત્ર લખવો તે એક જાતનો નિબંધ લખવા જેવુ છે

---

* કાઠિયાવાડમા કાળોતરીને મેલો કહે છે.

× પારસી વગેરે સુધરેલા લોકો મરણના પત્રને સરનામે ચારે તરફ કાળા લીટા તાણે છે

નિબંધની પેઠે પત્રમા પણ નીચે પ્રમાણે પેટા પડી શકે છે. ( ૧ ) મથાળું. (૨) પત્રનો મુખ્ય વિષય. (૩) સમાપ્તિ. (૪) સરાનામું.-

૧૧ સામા માણુસના નામને ઘટિત વિશેષણો જોડી તેનું અને લખનારનુ નામ ગામ લખી પત્રનો જે ભાગ તૈયાર કરવાનો હોય છે તેને પત્રનું મથાળું કહે છે.

૧૨. જે કામને અગે પત્ર લખવાની જરૂર છે તેને પત્રનો મુખ્ય વિષય સમજવો. હમેશા મથાળું લખી રહ્યા પછી એ બાબતો ક્રમવાર લખવામાં આવે છે

પત્રના મથાળામા પણ ત્રણ પેટા પડી શકે છે ( ૧ ) ગામને અંગે લખાતા વિશેષણો જેમ કે સ્વસ્તિ ( ગામ ) શુભસ્થાને કે મહાશુભસ્થાને ( ૨ ) સામા માણુસને આપવાની ઉપમાઓ જેમકે પૂજ્યારાધે, શિરછત્ર, તીર્થરૂપ, ઇ૦ માણુસનુ ( નામ ) ( ૩ ) તેમને ક્યાથી કોણ લખનાર છે તે વગેરે જેમકે અમુક ગામથી લી. ફલાણા ફલાણાના અમુક પ્રકારે નમસ્કાર કે પ્રણામ —

૧૩. પત્રનો મુખ્ય વિષય થઇ રહે એટલે હેત માયા રાખોછો તેથી વિશેષ રાખજો, કૃપાલોભ જોઇએ, કામકાજ લખજો, જોઇતુ કરતું મગાવજો વગેરે વિવેક દર્શાવી મીતિ નાખવામા આવે છે તે પત્રની સમાપ્તિ થયાનાં ચિન્હ છે.

૧૪. લખેલો પત્ર જે તે માણુસને બરાબર વખનસર પહોચી જવા માટે હરેક પત્રને વાળીને છેવટના છેડા ઉપર અથવા તે ઉપરના પરબીડા, કવર કે લખોટા ઉપર પત્રમાં લખેલા માસણનુ નામ, રહેવાનુ ઠેકાણુ, ગામ, તાલુકો અને જીલ્લો વગેરે લખવામા આવે છે તેને પત્રનું સરનામું કહે છે. (એ વિષે વધારે ખુલાસો આગળ જુઓ )

## પત્ર લખવામાં વપરાતા કાગળો વિષે.

વેપારી વર્ગમા પત્ર લખતી લખતે કાગળની *છવરંગીઓ વપરાય છે. છવરગી એટલે એક કાગળનો છઠ્ઠો ભાગ. વેપારીઓ તેમાં લખાણુ કરતી વખતે ત્રણુ આગળ જેટલી મથાળે કોરી જગો રાખે છે. અને જરૂર પડે તો તે જગોમા લખવા જોગ મજકુર પાછળથી લખે છે. વળી એકજ બાજુમા જો પોતાનું લખાણુ સમાય નહિ તો એ છવરંગીને ઊભી ઉથલાવીને પાછલી બાજુએ તિરકસ લીટીએ બાકીની હકીકત લખે છે. પહેલા પૃષ્ઠમા સીધી લીટી અને બીજામા તિરકસ લીટી લેવામા તેમનો મુખ્ય મુદ્દો એવો હોય છે કે કોઇ લખેલો મજકુર તર્કટથી રદ કરવા ધારે તો તે થઇ શકે નહિ.

નવીન પદ્ધતિથી કેળવાયલા વર્ગના લોકો છવરગીને બદલે કાગળનો ચોથો ભાગ ઉપયોગમાં લે છે જો તેની એક કરતાં વધારે બાજુએ લખવુ હોય તો ચોપડીની પેઠે પાન ફેરવીને પાછલા પૃષ્ટ ભાગ ઉપર રહેલો મજકુર લખે છે અને તે એક સરખી સીધી લીટીઓવીજ લખવાનો વહિવટ જોવામા આવે છે આ અને ઉપરની બાબતમા પ્રત્યક્ષ અનુભવ કરવામાં આવેથી કઇ શૈલી વધારે ખૂબી ભરેલી છે તે સમજાશે

## દરજ્જા પ્રમાણે પત્ર લખવા વિષે.

૧૦. સસારમા ત્રણુ પ્રકારના માણસો સાથે આપણો સંબંધ છે ( ૧ ) વડીલ. ( ૨ ) બરોબરીઆ. ( ૩ ) કનિષ્ઠ. માટે

*દરેક કાગળના ઉભા ત્રણુ ભાગ કરી તે દરેક ભાગના બબ્બે કકડા કરવામા આવે છે તેને છવરગી કહે છે

પત્ર લખતી વખતે સામા ધણીની જે તે પ્રમાણમાં યોગ્યતા જોવાની જરૂર રહેલી છે.

૧૧ જગતમા પોતાના પિતાજી સર્વોપરી વડીલ કહેવાય છે, અને તેથી ઉતરતી પાયરીના ગુરૂ, કાકા, મામા, જ્યેષ્ઠ બંધુ, સસરા, શેઠ, અધિકારી, પોષક કે રક્ષકને વડીલમા ગણેલા છે. જો કે તેઓ બધા પિતા તુલ્ય માનેલા છે, તો પણ તેમને અને પોતાના પિતાજીને વિશેષણો આપવામા ફેર હોય છે. વડીલ ઉપરના પત્રો નમ્ર ભાવે પૂજ્ય બુદ્ધિથી લખવા જોઇએ.

૧૨. મિત્રવર્ગ, ધંધાર્થી વર્ગ અને એજ પ્રમાણે બીજા સરખી સ્થિતિના માણસો સરખા દરજ્જામા ગણાય છે. તેઓને ધંધા કે પ્રસગાનુસાર વિશેષણ લગાડવાની જરૂર છે

૧૩. નાના ભાઇઓ, શિષ્યો, અને સેવકો કનિષ્ટ વર્ગમા ગણાય છે. તેમને પત્ર લખતા આશિર્વાદ રૂપે આજ્ઞાર્થ લખાણ કરવામાં આવે છે.

૧૪. ખાસ નિર્વંશ વિધવા કે પોતાની સ્ત્રી વગર કોઈ પણ સ્ત્રી વર્ગને નામેપત્ર લખવાની રૂઢી બહુધા નથી

## પત્ર લખવામાં વપરાતી નિશાનીઓ.

ગ્રંથના આરભમાં, કેટલાક વેપારીઓ પત્ર અને ચોપડામા મેળ દોરતાં શ્રી અથવા શ્રી ૧ા લખે છે. કેટલાક વેપારી તો એ સિવાય કેટલાક મીડા પણ ગોઠવે છે. વળી કોઈ પાકીટ કે સરનામા ઉપર ૭૪ા કે ૪૨ ના અંક લખે છે તો એ બધું શા કારણથી ઉત્પન્ન થયું હશે ? તેના સંબંધમા જે તે લખનારને પૂછવા જતાં

આપણુને જોઇએ તેવો ઉત્તર મળી શકતો નથી. માટે તે બાબત મળી આવેલી હકીકત આ નીચે આપવામાં આવે છે

## શ્રી.

હરકોઈ લખાણના આરંભે ' શ્રી ' લખાય છે. તે સ્વધર્માભિમાનનું અને સ્વધર્મ શ્રદ્ધાનું એક સુચિન્હ છે. આપણા શાસ્ત્રકારોએ શ્રીને સર્વશક્તિમાન શકિત માનેલી છે, તથા ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારમાં તે પ્રથમ રૂપ છે તેના સ્મરણથી વિઘ્નનો નાશ થાય છે માટે પ્રત્યેક લેખમા ' શ્રી ' લખવાનો પ્રથા પડેલો છે. કોશ પ્રમાણે જોતાં માગલિક શબ્દ ' શ્રી ' છે માટે મગળ હેતુથી નિરંતર લખાણુમા એની યોજના કરવામા આવે છે વળી કેટલાક શ્રી શબ્દનો અર્થ શોભાયમાન, અને લક્ષ્મી પણ કરે છે તેથી તે અર્થે પણ શ્રીને વાપરે છે.

## શ્રી ૧.

શ્રી–શક્તિની કૃપા સવાઈ થજો. શ્રી–લક્ષ્મી સવાઈ હજો. શ્રી–શ્રેય અથવા કલ્યાણ સવાગણું હજો. શ્રી—શક્તિ અને એક–ઈશ્વરની અમારા પર દયા દષ્ટી રહેજો શ્રી–સંપત્તિ અને એક ઐકય; સંપ અને સંપત્તિ અમારે ત્યા નિવાસ કરો.

## શ્રી ૧૧ જજ—શ્રી ૧૧ જજ.

શ્રી ૧૧ પછી આવી કેટલીક અનિયમિત નિશાનીઓ કરવામા આવે છે. કેટલાક વેપારીઓ એવાં ચિત્રથી ખૂશ થાય છે. અને શોભાની ખાતર હદથી જાદે નિશાનો કરે છે. હિંદી ગ્રથકાર કહે છે કે ૐકારનું એ ચિન્હ છે. બંગાળાના કેટલાક લોકો તેને શ્રી દુર્ગા અને હરીના નામના ચિન્હ માને છે.

૦।૧૭૭૭ ७४

પહેલાના ત્રણ ચિન્હ છે તે બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ છે. એ પછીગણપતિનું ચિન્હ છે જગત્મા તેઓ પ્રાણી માત્રના રક્ષણ કર્ત્તા છે માટે તેમના સ્મણાર્થે એવો આકાર કરવામા આવે છે

કેટલાક પાછલી ત્રણ આકૃતિને ત્રિકાળદર્શક ચિન્હ કહે છે. કેટલાક કહે છે કે આ બ્રહ્માડમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને ગણેશ અહોરાત સંરક્ષણ કરો, એવા પ્રાર્થનાદર્શક ચિન્હો છે.

કેટલાક કહે છે કે પ્રથમના ત્રણ ચિન્હ ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળને સૂચવે છે એ સંજ્ઞાનો અર્થ એવો છે, કે ત્રણે કાળના વિઘ્નહર શ્રીગણેશ અમારે ત્યા અખડ નિવાસ કરો

કેટલાક એને ત્રિલોકના નિશાન કહે છે અને પાછલા ભાગને ઊની છુટી પડેલી આકૃતિ કહે છે એનો એકંદર અર્થ ઊંકાર એટલે શિવ કલ્યાણ કરો

બગાળા તરફના લોકોનો એવો મત છે કે તે શ્રી ગણેશના નામના ચિન્હો છે

## ૭૪॥.

વ્યવહારમા સાધારણ અને ઘણીજ અગત્યના ગુહ્ય પત્ર લખવામા આવે છ સાધારણ પત્ર બીજાને હાથ જાય તો કઇ વાધા ભરેલુ પરિણામ આવવાનો સભવ નથી પરતુ ખાસ ખાનગી પત્ર અન્ય પુરૂપને હાથ જાય તો માઠું પરિણામ નિપજવાનો ભય રહેછે માટે મોકલેલા પત્ર બીજાઓને વાચવા લાયક છે કે નહિ તે સમજી એવા કોઇ પણ માર્ગ હોવો જોઇએ સાધારણ રીતે આપણા વડીલો

આપણુને શિખામણુ આપ્યા કરે છે કે પરભાર્યાંનો પત્ર વાચવો નહિ તે વાચનારને ઘણો દોષ લાગે છે. પરંતુ આપણે તેનુ કારણુ માગીએ છીએ ત્યારે તેઓ એ બાબતમાં વધારે સ્પષ્ટ કારણ આપી શકતા નથી, પણુ દોષ છે, એમ કહ્યા કરે છે એ વિષે તપાસ કરતા માલુમ પડે છે કે આપણા લાયક પૂર્વજોએ તેનો પણુ વિચાર કરેલો છે

હરકોઇ પત્રના સરનામે ઉપર જણાવેલા ૭૪ાાના અંકો જોવામા આવે તો માલિક સિવાય બીજા કોઇએ એ પત્ર વાચવો નહિ એ આકડા બહુજ ભેદ ભરેલા છે એના સંબંધમા મળેલા વિલક્ષણુ ખુલાસા નીચે આપવામા આવે છે

માળવાના પ્રખ્યાત વિક્રમ મહારાજાની સભામા વરરૂચિ નામે એક કવિ હતો તેણે પોતાના કૌમુદિ નામે ગ્રંથમા ખુલાસો આપેલો છે કે સાત=સાત સમુદ્ર ચાર=ચારવેદ, અને એ પાણ=અર્ધ ભાગ ( ધર્મનો ) એ સબધી નિશાન છે. જેઓ માલિક સિવાય એવી નિશાનીવાળા પત્ર ઉઘેલે તેમન એ*પ્રતિજ્ઞા છે

હિંદી ગ્રંથકાર એ આકની બાબતમા જણાવે છે કે સોગનને

* કેટલાક કહે છે કે ઉપદેશાર્થે એ આંકડા વપરાય છે સાત સાત પ્રકારના ઉચા ગુણ ગ્રહણ કરવામા આવશે તો ચાર–ચોગણી લક્ષ્મી પ્રાપ્ત થશે એ પાણ–સુખ દુખ સમાન છે માટે સૃષ્ટીમા સુખ દુ ખની લાગણીમા મન ખરાબ ન કરતા ઉચા પ્રકારના ગુણ વડે પ્રકાશમાન થજો પરતુ આ વિચાર બહુ મતે માનવા લાયક નથી તોપણુ પ્રજાની જાણ માટે આપ્યો છે

લગતા એ આકડા છે, પ્રથમ નિશાની કર્યા વગરના પત્રો લખાતા હતા પણ ખાસ મસલતના પત્ર બીજાને હાથ જતા ભારે હાની પહોચવાથી એ ચાલ નીકળેલો છે. તેની ઉત્પત્તિના સંબંધમાં તેઓ ઐતિહાસિક દલીલો એવી રજુ કરે છે કે ચિતોડાથી રાજકિય મસલતને લગતો અગત્યનો પત્ર દિલ્લી દરબારના એક અંગિભૂત માણુસપર મોકલવામા આવેલો, પણ તે પત્ર બીજાને હાથ જવાથીવાત ફુટી; એટલે મુસલમાનોએ એકદમ સન ૧૫૬૧–૬૨ મા ચિતોડને ઘેરો ઘાલ્યો અને કિલ્લેદાર જયમલ રાઠોડને ઠેર કર્યો ઓચિંતો આ બનાવ બનત રાણાની ફોજ કેવળ બેદીલ થઈ ગઈ. પણ એ વાત કિલ્લામા રહેલી સ્ત્રીઓના જાણવામા આવતા તેઓ લઢવાને તૈયાર થઇ તેમણે જયમલ રાઠોડની લાસ પાસે જઈ તેના હથિયાર ધારણ કરીને મુસલમાનો પાસેથી વેર લેવાનુ પણ લીધુ અને તેઓ કેસરીઆ કરી રણમાં ઉતરી, તેમાં મુસલમાનો હારી પાછા હઠયા. પછી રણમા પડેલી લાસોનો તોલ કર્યો તો તે સાડી ચુંવોતેર મણ થયો. માટે એ વખતથી ખાનગી ( છાના ) પત્રોપર સાડી ચુંવોતેરનો આક લખવાનો રિવાજ દાખલ થયો છે.

ટૉડ સાહેબે પણ પોતાના રાજસ્થાનમા એક ઠેકાણે એજ બાબતની નોંધ લેતા ખુલાસો કર્યો છે કે એ કાળે રજપૂતાનામા ચાર શેર વજનનો એક મણ ગણવાનો ચાલ હતો તેથી લાસનુ વજન ખરૂં છે

કેટલાક કહે છે કે સાત સમુદ્ર અને ચોખુણુ પૃથ્વીમા જે પાપ થતુ હોય તેનો અર્ધો ભાગ પત્ર વાચનાર બીજા માણુસને લાગશે,

એવી પ્રતિજ્ઞા છે માટે એવી નીશાની વાળા પત્રો અન્ય પુરૂષોએ વાંચવા નહિ.

૦ ૭૪॥

બંગાળા વગેરે સ્થળે સાડી ચુંવાતર પહેલા '૦ આના ત્રણ શૂન્ય મૂકવાનો ચાલ છે એ ચિન્હો પ્રતિજ્ઞાના મહત્વમાં વધારો કરે છે. કહે છે કે ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય કાળદર્શક એ નીશાની છે ચાલતા પત્રમા બનેલી, તથા થતી બીના અને તે ઉપરથી નિપજનાર પરિણામ લખેલા છે તે ખાસ માલિકેજ વાંચવા જોઈએ. માલિક સિવાય આ પત્ર વાચનારને સાત સમુદ્ર અને ચાર વેદની પ્રતિજ્ઞા છે તથા તે ઉપરાત પોતાના ધર્મનો અર્ધ ભાગ હારે એમ કહેવાનો હેતુ છે

કેટલાક તેને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના ચિન્હ ગણે છે. તેઓ કહે છે કે સાત સમુદ્ર, ચાર વેદ અને બે પાણુરૂપ આ લોક અને પરલોકમા વધેલા ત્રણુ દેવ ( બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ) ની પ્રતીજ્ઞા છે, વળી પત્ર વાચનાર અન્ય પુરૂષને સાત સમુદ્રને બદલે સપ્ત લોક, અને ચારે દિશામા અખંડ વ્યાપ્તમાન બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના સોગન છે. કેટલાક એમ જણાવે છે કે પત્ર વાંચનાર અન્ય પુરૂષને ૦=ત્રિલોકમા ૭—સાત સમુદ્રમા, ૪—પૃથ્વીના ચારે છેડે, અરધો વસો ધર્મ હારવાના, અથવા તેમાં થતા પાપનો અરધો ભાગ પાપ લાગે એવા સોગન દઉ છુ એવો ભાવાર્થ છે.

૭૪॥~—૭૪॥=

કેટલેક ઠેકાણે સાડી ચુંવાતર પછી એક આનો અથવા બે આના કરવામા આવે છે. તે ઉપરના અર્થમા વધારો કરે છે આ

ની તરીકે વધારેલો ભાગ સત્યનો અંશ બતાવે છે ઉપરની પ્રતિજ્ઞા સિવાય એક=એક આની અને બે=આની ભાગ પોતાનું સત્ય હારે એમ સમજવુ જોઇએ

૪૨

દક્ષિણના લોકો બેતાળીશનો અંક વાપરે છે તે પાકીટ ઉપર મધ્યમા લખે છે. જો એ નિશાનીવાળો પત્ર હોય તો સરનામાવાળા શખસ સિવાય ઘરનો માણસ પણ તેને વાચી શકતો નથી. દક્ષણી લોકો તેને પ્રતિજ્ઞાના અંકો માને છે તેઓ કહે છે કે માલિક વગર જે કોઇ આ પત્ર વાચે તેના માતૃ તથા પિતૃ કુળની એકવીશ એકવીશ પેઢી નરકે જાય '

ıııııııııı

કેટલાક કાગળ બંધ કર્યા પછી તેના સાધા ઉપર એવા લીટા કરે છે તે પણ માલિક વગર બીજાએ પત્ર ફાડવા નહિ એમ સૂચવે છે એને હસપદ કહે છે આપણા શરીરમા શ્વાસ્છોશ્વાસ ચાલે છે. તેમા સોહ, સોહ એવા ઉચ્ચાર થય છે તેની એ પ્રતિજ્ઞા છે એટલે માલિક વગર વાચનારને માથે આત્મહત્યા છે એમ કહેવાનો હેતુ છે ઇ.

૭

દક્ષણી પત્રોના આરંભમા એ નિશાન થાય છે તેને ચંદ્ર કહે છે તે દરેક શુભ પત્રોમા લખાય છે અને અશુભમા તે તથા શ્રી લખાતા નથી.



વેપારીઓ હુંડીની પાછળ આવુ ચોકઠુ દોરે છે એનો હેતુ એવો છે કે હુંડીમા લખેલી નાણાની રકમ ચોકસ જગોએ એટલે પેટીમા છે એમ સમજીને હુંડી શિકારજો

## લખાણુમાં માસ અને વાર લખવા વિષે

કાર્તિક—કારતગ, માર્ગશિર્ષ—માગશર. પૌષ—પોષ, માઘ—મહા, ફાલ્ગુન—ફાગણુ ચૈત્ર—ચૈત્ર, વૈશાખ—વૈશાખ, જેષ્ઠ—જેઠ; અસાડ—અસાડ, શ્રાવણુ—શ્રાવણ, ભાદ્રપદ—ભાદરવો, અશ્વિન—આસો; સોમવાર—સોમે; મગળવાર—મામે, બુધવાર—બુધે, ગુરુવાર—ગરેઉ, શુક્રવાર—શુકરે, શનીવાર--શનેડ, રવીવાર--રવેઉ

## ' શ્રી ' લખવા વિષે.

વેપારી વર્ગમા કાગળ લખતા શા શ્રીઃ૫ લખવામા આવે છે પરતુ તે કોને શા માટે લખવુ અને તે પ્રમાણે બીજાને લખાય કે નહિ અથવા તે કરતા વધારે કે કમી શ્રા ઓ લખાય છે કે નહિ તે જાણુવું જોઇએ.

શા=શાહવટને, શ્રી=શક્તિ અને ૫=૫ચ મહાભૂતમા રહેલા પ્રાણાત્મા કાયમ રાખો. અથવા શ્રી=શક્તિ લક્ષ્મીની કૃપાવડે, ૫=૫ચમા તમારી શાહવટ કાયમ રહો અથવા શા=વ્યવહારમા કે શાહુકારીમા શ્રી=શોભા, ૫—પાચ ગણી વધો. અથવા શાહવટવાળા શોભાયમન પંચો તુલ્ય, કે તેમાના તમે છો

હિંદી ગ્રંથકાર લખે છે કે રાજાને ૧૦૮, વિદ્વાન બ્રાહ્મણને

७, ગુરૂ વર્ગને ૬, વડીલ ઉપરી અથવા રક્ષકને ૫, શત્રુને ૪, મિત્રને ૩, સમાન સ્થિતિવાળાને અને સ્ત્રી, પુત્ર તથા સેવક વર્ગને ૧. શ્રી લખવી જોઇએ.

## પત્રોમા વપરાતા સંબંધ દર્શક શબ્દો.

### સામાન્ય શબ્દો.

સ્વસ્તિ—કલ્યાણકારી ( સ્થાનદર્શક વિશેષણ ) ગામની પહેલા. લખવુ શ્રી—સારૂ, શોભીતું,સ્વસ્તિના અર્થમા વધારો કરે છે.

શુભસ્થાને—સારા સ્થાને—સારા સ્થળે, માહાશુભ સ્થાને—ઘણા સારા સ્થળે એ વિશેષણ અનુક્રમે કનિષ્ટ અને વડીલના પત્રમા ગામની આગળ લખાય તે

ઉપમાલાયક—ઉપમાને પાત્ર માહાશુભસ્થાન પછી લખાયછે.

જોગ શ્રી—જોગ—એમને શ્રી—શોભાયમાન કાગળ લખનારના ગામની પહેલા લખાય તે એતાનશ્રી—ઉપર પ્રમાણે અર્થ અને હેતુ છે

## વડીલને માટે વિશેષણો.

પૂજ્યારાધ્ય—પૂજન અને આરાધન કરવા લાયક, માહાશુભસ્થાનની પછી લખાય છે શુભોપમાલાયક—સારી ઉપમાઓને યોગ્ય છો—અનેક શુભોપમાલાયક—અનેક સારી ઉપમાઓને પાત્ર છો પૂજ્યારાધ્ય પછી લખાય છે. ૧ સર્વોપમાલાયક—દેવ અથવા ધર્મ ગુરૂના પત્રમા લખાય છે. ષડ ગુણૈશ્વર્ય અથવા ષડ ગુણ સંપન્ન દેવના પત્રમા જ લખવુ ગુણાલંકૃત—ગુણોથી શોભાયમાન ઉત્તમોત્તમ—ઉત્તમમા ઉત્તમ

૨. પૂજ્ય—પૂજવાલાયક, પૂજનિય—વંદન કરવા યોગ્ય, પૂજ્યમાન—પૂજન કરવા તથા માન આપવા યોગ્ય, પરમ પૂજ્ય—પૂજ્ય પુરૂષોમાં ઉત્તમ, પૂજ્યપાદ—ચરણ સેવવા લાયક, તીર્થરૂપ—પ્રત્યક્ષ તીર્થ છો; પિતાજીનેજ લખવુ, તીર્થ સ્વરૂપ—તીર્થ જેવા. વંદન કરવાને પાત્ર. પિતાજી વગરના વડીલોને લખવુ. શિરોમણી—માથાનું છત્ર, શાન્તિદેનારો, વિરાજમાન - શોભાયુક્ત છો શુભેચ્છક—શુભ ઇચ્છનાર સાધારણ પ્રીતિવાળા કે મોટા માણસને લખવું શેઠજી, શેઠજીશ્રી—ઉપરીને અથવા વેપારીને લખવુ. નિધાન—ભંડાર. ગુણ નિધાન—ગુણનાભડાર. અગીકાર—કબુલ કરવુ, માન્ય રાખવું આજ્ઞાંકિત—તાબેદાર. સેવક, દાસાનુદાસ, ચરણરજ વગેરે આજ્ઞા ધારક કનિષ્ઠ કે સેવક વર્ગના નામની સાથે એ શબ્દો જોડાય છે

**શ્રીમંત અથવા રાજદરબારીને માટે શબ્દો.**

શ્રીમન્—શ્રીમત—શ્રીમત્—લક્ષ્મીવાન, ભાગ્યવાન શ્રીયુત—લક્ષ્મીથી ભરપુર, શોભાયુક્ત, શ્રીક્ત—પ્રતાપી. શ્રીમદ—શોભાદાતા, ધનપતિ. મહાશેઠ, મોટું મહાજન—સદ્ગૃહસ્થ સમર્થ, મોટા પુરૂષ, વણિક કે વેપારીને લખાય છે જોગ—લાયક, ઘટે તેવા જેમકે ઉપમા જોગ મહારાજાશ્રી—રાજાને લખવું મહાશય—મહદાશય યુક્ત, ઉદાર સ્વભાવવાળા, ગભીર ધર્મમૂર્તિ—ધર્મધુરધર

---

૧ બ્યાસ સ્તુતિ તરીકે પણ એ શબ્દ દુર્ગુણી માણસ માટે વાપરી શકાય છે ૨ સ્રી પોતાના પતિને આ પાચ વિશેષણલખીશકે.

* મહાજનમા કેટલી નાત ગણવી જોઇએ, તેનુ નિકાકરણ ગામવાર પંચોએ ઠરાવેલું હોય છે, પણ આ ઠેકાણે તે અર્થ નથી

—ધર્મની વૃદ્ધિકરનાર માન્યવર—માન દેવા જોગ, મહા પુરૂષોને લખવુ રાજરાજેશ્વર—રાજાઓમા પરાક્રમી, રાજાધિરાજ—રાજનો ઉપરી. સાપ્રત રાજાને લખવું મહાપુરૂષ સાધુ, માહાત્મા અને સજ્જન પુરૂષને લખવું અખડિત લક્ષ્મી અલંકૃત—અખંડિત લક્ષ્મી થી આભુષિત થયેલા શ્રીમત્ અને રાજાને લખવુ. પ્રતિપાલ—સામાને પાળનાર. પાલણકર્તાને લખવુ રા રા.—રાજ્યને માનીતા, પરાક્રમી. અધિકારી વર્ગ કે ગૃહસ્થને લખવું ગૌબ્રાહ્મણ પ્રતિપાલ—રાજા કે શ્રીમતને લખવુ

## દીકરા કે કનિષ્ઠ વર્ગને માટે શબ્દો.

ચિરજીવ—ઘણું જીવનાર, ભાઇ—માન વાચક શબ્દ, રાજેશ્રી માન—વાચકશબ્દ કનિષ્ઠ વર્ગને લખવું વિ*જયીભવ—તારો વિજય થાઓ પ્રાણથી અધિક પ્રિય—જીવ કરતા વધારે વહાલા પરમાનદનાકદ—ઘણા આનદના કળરૂપ નેત્રમણી—આખની કીકી—હૈયાના હાર મનમુખવર્ધક—આ વિશેષણ પુત્રનેજ લખાય. શિષ્યવર્ય—શિષ્યોમા ઉત્તમ શિષ્યને લખવુ કુવરજી—રાજા અને સદ્ગૃહસ્થના દીકરાને લખવુ

### સ્ત્રી વર્ગને માટે શબ્દો

મહાશયા—ગભીર, સદ્ગૃહસ્થની સ્ત્રીને લખવુ શ્રીમતિ—ધનવાન, સારી બુદ્ધિ વાળી અખડ સૌભાગ્યવતી—નિરતર સૌભાગ્યવાળી, સધવા સ્ત્રીને લખવુ ગગાસ્વરૂપ—વિધવાને લખવુ બ્હેન—બ્હેન કે હરેક પરસ્ત્રીના નામ સાથે લખવુ સરસ્વતિ રૂપ—કુમારિકાને લખવુ.

---

* ગુજરાતીમા તેને બદલે કેટલાક ચિરંજીવી ઘણી હજુ એમ લખેછે.

પ્રાણ પ્યારી—પ્રાણ કરતાં પ્રિય, પ્રિયતમા—વહાલી; ભાર્યા—
ગી; મમપ્રણિત-મારી પરણેલી. ગૃહરક્ષક-ઘરને શોભાવનાર; પુણ્યા—
ણ્યમાં ભાગ લેનારી, આ પાંચે વિશેષણ પોતાની સ્ત્રીને જ લખી
કાય

## પતિને લખવાના શબ્દો.

મૂગટમણિ—મસ્તકને શોભાવનાર, શીરછત્ર-શાન્તિદાતા, પ્રિય-
મ—વહાલા. પતિરાજા—વરરાજા. સ્વામિ-કંથ, સૌભાગ્યમિનોદક—
જળ તથા માછલાના સબંધની પેઠે સૌભાગ્યને રાખનારા, સૌભા-
ગ્યભુષણ—સૌભાગ્યના શણગાર. સ્વધર્મ રક્ષક—મારા ધર્મનું રક્ષણ
રનારા; ભર્તા—ભરણ પોષણ કરનારા. પ્રાણનાથ, હૈયાના હાર,
૧૦ આ વિશેષણો પોતાના પુરૂષનેજ લખાય.

## મિત્રને માટે શબ્દો.

ભાઇજી—માનવાચક શબ્દ છે મોટા ભાઇને લખાય છે રા-
જેશ્રી—પરાક્રમી સ્નેહાભિલાષી—સ્નેહને ઇચ્છનારા દર્શનાતુર—મ-
ળવાને ઉત્સુક સ્નેહાંકિત—સ્નેહને જાણનાર. સદાહેતકારી—હેત શા
ત રાખનારા સ્નેહાધિન—પ્રેમને તાબે રહેનાર ચતુર સુજાણ—ચ-
તુર અને સુજ્ઞ. વિવેકસાગર—ઘણા વિવેકી સુખદુખના વિભાગી—
સુખદુખમા શાન્તિ અને દિલાસાનું સ્થાન પરમપ્રિય—ઘણાજ વ-
હાલા. ઇત્યાદિ

## પરચુરણ શબ્દો.

કવિવર—કવીશ્વર—કવિઓમા શ્રેષ્ઠ, નવરસોમા રસિક—કવિ-
ના નવરસને જાણનાર વાણીના વિશ્રામી—મધુરવચન બોલનાર

વેદશાસ્ત્ર સંપન્ન—શાસ્ત્રીઓને, વેદ મૂર્તિ—વેદિયા કે ભિક્ષુકને લખવું. વિદ્યા વિનોદમાં રસિક—શાસ્ત્ર ચર્ચા કરનારા; સમાજ ભુષણ—વિદ્યારૂપી અલંકાર ધરનારા, પ્રશંસાપાત્ર—વખાણવાલાયક. વિદ્વાનોને લખવું વેદાંતિ—વેદનામાર્ગને જાણનાર, નિસ્પૃહી—કોઇની તૃષ્ણા નહિ રાખનાર; વેદશાસ્ત્રવેત્તા—વેદનુંતત્વ સમજનારા, એ વિશેષણો વેદાંતિને લખવાં.

## નમસ્કાર લખવા વિશે.

૧. નમસ્કાર એટલે નમવું. હું દેહાભિમાન મૂકીને દેહરૂપ દેવાલયમા રહેલા પ્રાણાત્માને નમન કરૂંછું. પરંતુ સર્વ જાતિમા એ શબ્દ વપરાતો નથી. ફકત બ્રાહ્મણની જાતિમાં વપરાય છે.

૨ વડીલો પ્રત્યે એટલે માહાત્મા, ગુરૂ, પિતાજી અને બીજા વડીલો પ્રત્યે દંડવત્ શીરસોષ્ટાગ દંડવત્ પ્રણામ, પાય લાગુ, પગે લાગણુ, વગેરે વિવેકયુકત શબ્દો કનિષ્ઠ વર્ગ વાપરી શકે છે

૩. પોતાથી ઉંચા દરજ્જાના પુરૂષો હોય તમને પ્રણામ, વન્દન, મજરો, વગેરે ભક્તિ ભાવથી કનિષ્ઠ વર્ગ લખે છે.

૪ સમાન સ્થિતિવાળાને ૧ નમસ્કાર, ૨ જેગોપાળ, જેશ્રીકૃષ્ણ, ભગવતસ્મરણ, ૩ જુહાર, ૪ રામ રામ, વગેરે લખાય છે.

---

૧ બ્રાહ્મણ બ્રાહ્મણને નમસ્કાર ૨ મેશ્રીવાણિયા મેશ્રાવાણિયા કે વેપારીને જેગોપાળ ૩ શ્રાવક સજાતિને કે વેપારીને જુહાર ૪. પટેલ, હિંદુ ઘાચી મોચી, વગેરે કોમ સગ્નત અથવા વેપારી ( બ્રાહ્મણ અને મુસલમાન પારસી કોમ વગરના ) ને રામ રામ કહે છે સજાતના પત્રમા જે માણસ જે ધર્મનો કે પંથનો હોય, તેને અનુસરીને નમસ્કાર લખવાનો વહિવટ છે ૫ મુસલમાન, વગેરે સલામ વાપરે છે.

૫. કનિષ્ઠ વર્ગને, આશીર્વાદ, ધર્મલાભ, કે કલ્યાણ લખે છે

૬ જ્યારે ઘણાં નામ જોડી પત્ર લખ્યો હોય ત્યારે યથાયોગ્ય લખાય છે. કારણ કે એમાં કોઈ વડીલ, કોઇ સમાન, અને કોઈ કનિષ્ઠ હોય છે. માટે જેને તેને ઘટીત નમસ્કાર લખવા જોઇએ વ્યવહારમા ઘણા લોકો પત્ર લખે છે ત્યારે મુખ્ય માણસના નામની સાથેજ છોકરા છૈયાંનાં નામ ચીતરે છે, અને તેમને લખનાર તરીકેમાં પણ એમજ કરીને સરખી રીતે જેગોપાળ કે એવાજ કોઈ નમસ્કાર લખે છે. એ જોકે ઠીકજ છે પણ તેમ નહિ કરતાં જેના ઉપર પત્ર લખવાનો છે તેને યોગ્ય હોય એવા નમસ્કાર લખે, અને પત્રની છેવટે છોકરાં છૈયા વગેરેની બાબતમા લખે તો વધારે સારૂં ગણાય. નમસ્કારમા દેવનું નામ લખવાથી સ્વધર્મ શ્રદ્ધાની નિશાની જણાય છે

## વિજાતિને નમસ્કાર લખવા વિષે.

વણિકાદિ વર્ગ બ્રાહ્મણને પાય લાગુ અથવા દંડવત્ લખે છે; અને બ્રાહ્મણો તેમને આશીર્વાદ લખે છે મેશ્રીવણિયા જૈનને જેગોપાળ અને જૈન મેશ્રીને જુહાર લખે છે. બ્રાહ્મણ, મેશ્રી કે જૈન વેપારી અરસપરસ જેગોપાળ કે જુહાર લખે છે પાટીદાર રજપુત, કાછિયા, કણબી, કોળી કે એવીજ જાતના લોકો અરસપરસ અને વિજાતીને રામ રામ કે યથાનુસાર નમસ્કાર લખે છે હિંદુ, મુસલમાન, કે પારસી અરસપરસ સલામ લખે છે

## ' જી ' પ્રત્યય વિષે.

બહુ માનની ખાતર કેટલાક નામને છેડે ' જી પ્રત્યય લગાડવામા આવે છે જેમકે પિતાજી, માજી, ગુરૂજી, ગુજરાતી વર્ગમા

બહુધા શેઠને અથવા વડીલને પત્ર લખતા માન તરીકે જી વાપરે છે. જેમકે શેઠજી, ભાઇજી, સસરાજી, વહુવારૂ જ્યારે શ્વસુરપક્ષનાં માણસ સાથે વાત કરે છે, ત્યારે જેને સગાઈ સાથે જી ઉમેરે છે. જેમકે સાસુજી, દિયરજી, જેઠજી, ભાઇજી, ભાભીજી, મામીજી ઇ૦ ઉત્તર હિંદુસ્થાનના લોકો નામની અટક બોલતા જી પ્રત્યય ઉમેરે છે. જેમ કે ગુરૂજી, પંડિતજી, ગોસાઇજી, ભૈયાજી ઇ૦ પારસી ગૃહસ્થોના દરેક નામને છેડે ' જી ' લગાડવામાં આવે છે. જેમકે જમસેદજી, દીનશાજી, પેસ્તનજી. ઇ૦

## અટક લખવા વિષે.

માણુસની જાત કે ધંધા રોજગારની ઉપર અટકનો આધાર બોલવામાં છે. બ્રાહ્મણને મહારાજ, વાણિયાને શેઠ, ભાટિયાને ઠક્કર ( ઠા. ) કણબીને પટેલ કે પાટીદાર ( પા ) રજપુતને ઠાકોર, કોળીને પગી કે પટેલ, મુસલમાનને મિયા, પારસીને શેઠ, અને અંગ્રેજને સાહેબ કહે છે.

## ધંધા ઉપરથી થએલી અટકો.

સરાફ કે નાણાવટીને પરીખ, કાપડિયાને દોશીવાણિયા, દાણા વેચનારને કણિયા કે ફડિયા, હીરામોતી વેચનારને ઝવેરી, ગાઠનારને પટવા, દાગીના ઘડનારને સોની, જડનારને જડિયા, ઘરાણાનો કસ કાઢનારને ચોકસી, પરચુરણ દવા તથા કરિયાણાં વગેરે ચીજો વેચનારને ગાંધી, સુગંધીદાર પદાર્થ વેચનારને સરૈયો, દવા કરનારને વૈદ્ય, વકીલાત કરનારને વકીલ, સીધુસામન વેચનારને નેમી કે મોદી, શાક વેચનારને કાછિયા, સૂતર વેચનાર કે કતાવનારને સુત-

રિયા, લૂગડાં વણનારને વણકર, મિઠાઇ વેચનારને કંદોઇ કે સુખડિયા, ધાતુના વાસણ કરનારને કે વેચનારને કંસારા, બ્રાહ્મણમાં ગોર, પંડ્યા, ત્રવાડી, જાની, દવે, શુક્લ, ભટ, અધ્યારૂ, વગેરે અટકોહોયછે.

સરકારી નોકરોને રાજેશ્રી ( રા. ) અને રાજ્યમાન્ય રાજેશ્રી ( રા. રા. ) લખાય છે. વળી સરકારે આપેલા ઇલ્કાબો જે. પી. ( જસ્ટીસ ઓફ ધી પીસ ) કૌન્સિલના મેમ્બરોને ઓનરેબલ; ઉંચા નોકરો હિંદુ હોય તો રાવસાહેબ, રાવબહાદુર અને પારસી મુસલમાન હોય તો ખાનસાહેબ, ખાનબહાદુર લખાય છે.

## કુશળતા લખવાના પ્રકારો.

૧ અત્રે અમુક દેવની કૃપાથી કુશળતા છે દરરોજ આપની કુશળતા સાંભળવાથી પરમ મંગળ રૂપ સુખમય ફળ મળશે, અને દુઃખદાયક ચિન્તાનો નાશ થશે ૨ અહીં તો કુશળ વધતું જાય છે. ૩ અહી સર્વ પ્રકારે સુખમા છીએ આપના સુખની વૃદ્ધિ જોવાને આતુરતા છે. ૪ અત્રે કુશળતા છે તમારા સમાચાર જણાવશો ૬ સર્વ મળી સુખરૂપ છે ૪ આપના સમાચારની રાહ જોઇએ છીએ ૭ દર્શનની અપેક્ષા હતી, તે પત્રદ્વારે પૂરી પડી છે ૮ સૌ સુખી છે. તમારા પત્રથી મળ્યા જેટલો આનંદ થયો, નિરંતર એવી રીતે લખતા રહેજો ૯ ઘણે દિવસે અણધાર્યે પત્ર મળવાથી સાનંદાશ્ચર્ય પામ્યો છું પ્રસંગોપાત પત્ર લખવા તસ્દી લેશો, વગેરે.

## ઠપકા લખવાના પ્રકારો.

૧ તમારા તરફથી ઘનશ્યામરૂપી પત્ર નથી, તેથી મનરૂપી મયુરને ચેન પડતુ નથી.

૨ ભક્તિભાવે નિરંતર તમારૂં રટણ કરૂંછું, તમે મને વિસરી ગયાહો એવું જણાય છે, કેમકે પત્રદ્વારે દર્શન થતા નથી.

૩ આપનો પ્રીતિવર્ધક દૂત નહિં જણાવાથી મારૂં અંત કરણ ચિન્તાતુર રહે છે માટે કોમળ કરવડે પત્ર લખવાનો શ્રમ લેશો.

૪ પત્રવડે દૂરના માણસનો મેળાપ થાય છે. પણ તે વાત તમને ગમતી નહિ હોય. માટે પત્રવ્યવહાર રાખતા નહિ હો.

૫ વિયોગનું દુઃખ પત્રથી શાન્ત થાય છે. માટે તમે અમૃતમય પત્ર સત્વર મોકલશોજ.

૬. જો સ્નેહ અને સુખનો પ્રકાશ કરનાર પત્ર નહિ લખો, તો મન વ્યગ્ર રહેશે, અને કામ કરવું સુજશે નહિ.

૭ તમારી સુખાકારીના પત્ર વિના હું ધનની, રાજ્યની કે મણિરત્નની પણ ઇચ્છા કરતો નથી.

૮ મેં તો તમને ઘણા પત્રો લખ્યા, પણ તમે તો એકે પત્ર લખતાજ નથી.

૯ તમે પડે કેમ પત્ર લખતા નથી ? એવું કામ જાતે કરવામાં વધારે લાભ છે.

૧૦ તમે ઘણા કામગરા માણસ છો, એટલે કાગળમાં ચાર અક્ષર પાડવા જોગ પણ અવકાશ નહિ હોય.

૧૧ પ્રત્યુત્તર લખવાથી પણ સજ્જન દુર્જન પરખાય છે

૧૨ જવાબને માટે ટિકિટ મૂકવાની જરૂર નહોતી.

૧૩ જ્યારે પત્ર ન આવે ત્યારે હેત ભાવ કેટલો છે તે સમજાય છે.

૧૪ જરૂરને પ્રસંગે તો પત્ર લખવો જોઇએ, નહિ તો કીમત થાય છે.

૧૫ પત્રવ્યવહારથી હેત ભાવ વધે છે. ૧૬ દુનિયાનો છેડો ઘર છે માટે તેની સંભાળ લેવી જોઇએ. ૧૭ તમે કાગળ લખવા-મા વાર કરો એવા નથી, પણ જોઇતા સાધનની ન્યુનતાને લીધે તમે પત્ર લખવામાં ઢીલ કરતા હશો. ૧૮ કાગળ લખવામા પણ કરકસર કરવી જોઇએ; કેમકે ઘરમા મુડી વધારવા જેવો બીજો માર્ગ નથી ! ૧૯ અમારો તો તમારા ઉપર એક સરખો ભાવ છે, પણ તમને અમારા જેવા ઉપર પત્ર લખવામાં હલકાઈ જણાતી હોય તો ખેર ! ૨૦ તમને આ લખવું ઘટતું નહોતું. ૨૧ હલકું માણસ આખરે પોતાની જાત ઉપર જાય છે ! તેને શેઠની શિખા-મણ ઝાપા સુધી પહોચે છે. હવેથી ચિવટ નહિ રાખશો, તો દુખી થશો. ૨૨ હમેશા કાગળ લખવાની જરૂર નથી, પરતુ વખત આવે આળસ કરવુ નહિ. ૨૩ ભીડ પડે ત્યારે માણસની જરૂર હોય છે, તેમ છતાં અમને કશું જણાવતા નથી, તે કેવી શરમની વાત છે ? જેમ પત્રવ્યવહાર વધારે હોય, તેમ પ્રીતિ ગાઢી જણાય છે.

## જવાબ વાળવાના પ્રકાર.

૧. લખેલી વાતની તપાસ કરવામાં રોકાવાથી જવાબ આપતા વાર થઇ છે. ૨ પત્ર આવ્યો ત્યારે પરગામ હતો. ૩ અમુક મંદવાડ કે કામની ધાઇને લીધે મોડું થયુ છે. ૪ સરનામું વિસરી ગયો માટે જવાબ વળાયો નહીં. ૫ નિરંતર તમારો પત્ર આનંદદાયક થઈ પડે છે. ૬ હુ લખુંછુ ખરો પણ તમારા જેવી મારા પત્રમા ખુબી આવતી નથી, માટે નિરસ પત્ર મોકલતાં શરમાઉંછુ; અને લખેલો હોય તે ફાડી નાંખુંછુ. ૭ હુ જવાબ વાળવામાં ઘણો આ-ળસુ છુ ૮ તમારી લખેલી વાત સમજાઇ નહિ, માટે ઉત્તર ન

## પત્ર લખનારને સૂચના.

૧. જેમને પત્ર લખવાનો હોય તેમને લખવા લાયક ઉપામાઓ વિચારી જવી.

૨. જ્યારે વડીલ અથવા બરોબરિયાને પત્ર લખવો હોય ત્યારે તેમના માનાર્થે આપ સર્વનામ વાપરવુજ.

૩. કનિષ્ટ વર્ગને લખતા તુ ને બદલે તમે સર્વનામ વાપરવું.

૩. બ. દરેક પત્રમા ક્રમવાર સમાચાર લખવા.

૪. હકીકત શરૂ કરતા પહેલા અપરન્ચને બદલે ઉપરન્ચ અથવા ઉલ્પરન્ચ લખે છે, અને વાંચનાર તેવુંજ વાચે છે પરંતુ ખરો શબ્દ અપરન્ચ છે. કેટલાક તેને બદલે જત શબ્દ મૂકે છે એ બન્ને શબ્દોનો અર્થ બીજું થાય છે.

લખ્યો ૯ મારા માટે શ્રમ વેઠીને જણશ મોકલી, તેથી આપનો આભાર થયો છે. આ તરફની કોઈ વાર તો સેવા ચાકરી લખશો જ ૧૦ વાચી સમાચાર જાણ્યા છે. લખો છો તે ઠીક છે. ઇ૦ઇ૦

૫ થોડા લખાણમા ઘણી મતલબ સમાવવી. મુદ્દા વગરનું નિરૂપયોગી અને લાબું લખાણ ન કરવુ, સમજુ પુરૂષો એવું લખનારની મૂર્ખાઇ પર હસે છે, અને લખેલા પત્ર વાચતા કંટાળે છે. લખનારની લાયકી વિષે તોલ થાય છે, માટે પૂર્ણ વિચારથી તે કામ કરવુ.

૬ લખેલી હકીકત બેવડાય નહિ તેને માટે સાવધ રહેવુ

૭ દરેક વાક્યની શરૂઆતમાં વાર વાર નિરૂપયોગી શબ્દ મૂકવા નહિ, કેટલાક દરેક વાક્યારંભે બીજું શેઠજીને માલમ થાયજે, અથવા બીજુ ભાઇજીને માલમ થાય જે એમ લખ્યાં કરે છે, એવુ લખવાર્થી વાક્યનો હેતુ વધતો નથી, તેમ લખવામા ન આવે તો અપ-

માનકારક ગણાતુ નથી; માત્ર ગાડરિયા પ્રવાહની પેઠે દેખાદેખી એનો પ્રચાર વધી પડ્યો છે, તે અટકાવવો જોઇએ.

૮. દરેક વાક્યને અંતે ઘટતા વિરામ ચિન્હો વાપરવાં જોઇએ.

૯. પત્રની લખાવટમા રમુજી ભાષા વાપરવી, અને અર્થઇતી સમાચાર સારા અક્ષરે એવી સુઘડતાથી લખવા કે કોઈ પણ માણસ એ વિષે ટીકા કરી શકે નહિ,

૧૦, સ્વેચ્છાથી કે શિખવણીથી પત્રમાં કેવળ નકામી, કુભાષણ ભરેલી, નિંદાયુક્ત બનાવટી કે શક ભરેલી વાતો ન લખવી જેઓ એવા લખાણથી દૂર રહે છે તેઓ પોતાનુ વધારે વજન પાડી શકે છે

૧૧ લખાણની હકીકત પર વિચાર કરી નાના મોટા કદનો કાગળ લેવો. કેટલાક તેનો વિચાર કર્યા વગર કાગળ લે છે પછી બને બાજુએ એટલુ બધુ ખીચોખીચ લખી વાળે છે કે તે વાચતા કંટાળોજ આવે કેટલાક વાંચનાર એવા કાગળો વાચતા નથી પણ તરત કચરાની ટોપલીને સ્વાધીન કરે છે માટે કાગળ કરતા સમાચાર વધી પડે તેમ હોય તો પહેલેથી જોઇએ તેવડો તે લેવો, અને પાછળથી વધારે હકીકત લખવાની જરૂર પડે તો નવીન કાગળમાં બાકીના સમાચાર લખવા, પણ કરકસર કરી માન ગુમાવવુ નહિ

૧૨ દેશાવરનો સંબંધ માત્ર પત્રની પતીજ ઉપર ચાલે છે. આળસથી લખવા લાયક જવાબ મુલતવી રાખવો નહિ જે માણસ જવાબ આપવામા આળસ કરે છે તે પોતાના વ્યવહારેમાં નહિ ધારેલી આફતમાં આવી પડે છે.

૧૩, નિરંતર આશરે પડતો પ્રત્યુતર ન આપવો, પત્રનો

જવાબ વાળતાં આવેલા પત્ર કને રાખવા, અને તે જોઇને ખુલાસા આપવા. જોયાવિના લખનાર અગત્યની વાત ભૂલે છે અને નિરૂપયોગી સમાચાર લખી નાખે છે.

૧૪ શાન્તપણે દરેક પત્ર લખવો. ધાઈ કરીને લખવા જતાં જોઇતો ખુલાસો આપવો રહી જશે, અથવા એકને બદલે બીજાને લખી દેવાશે.

૧૫, ફીકા, બારીક, ગુંચવણુ ભરેલા, [1]દ્વીરૂપે વપરાતા, ને અશુદ્ધ અક્ષર નહી લખવા. કેમકે ઘણી મુશીબતે એવા પત્રો વાંચી શકાય છે. અને અનુભવ રહિત પુરૂષો વખતે વિવાહની * વરશી કરી નાંખે છે.

૧૬. લખતી વખતે એવા અંદાજમાં કલમ રાખવી જોઈએ કે તેમાં વિશેષ શાહી આવે નહી અને લખાણમાં ડપકા પડે નહિ. લેખકનું પ્રથમ લક્ષણ એ છે કે સુઘડતાઈ વાપરવી જોઇએ.

---

૧. બે રૂપમા વપરાતા જેમકે " પ " અને " વ " પરખાય નહિ. * બોડિઆ અક્ષર. એક વણીકે લખ્યુ હતું કે કાકા અજમેર ગએ છે. આ પત્ર વાચનારે એવી રીતે વાંચ્યો કે કાકા આજ મરી ગયા છે. પણ વાસ્તવીક રીતે કાકા અજમેર ગયા છે એવો હેતુ હતો. તેને બદલે એ રીતે વાચવાથી એ પુરૂષની ઉત્તરક્રિયા થઈ. વળી એક વેપારીના નામા વિષે કહેવામાં આવે છે કે અગ મર ટપર પલચબ હસ ચરા ગપર અખતજ દન એટલે હીંગ, મરી, ટોપરું અખાત્રીજ ઉપર ચોખાપાલી બે હસ્તે ગોર ગોપાળ એમ મૂળ લખ્યુ હતુ; પરંતુ માહિતગાર માણસ વગર કોઈ પણ માણસથી એ નામું બેસાડી શકાયુ નહીં.

૧૭. બગડેલા અક્ષરો ચાકુવડે ખોતરવા કરતાં છેકીને બીજા લખવા. કેટનાક ચપ્પુ વડે ખોતરીને બીજા શબ્દો લખવા પ્રયત્ન કરે છે, પરંતુ એ કામ ઘણું જોખમ ભરેલુ છે. કીમતી પત્રોમા એવુ કરનારને ભારે હાનીમા ફસાવાનો ભય રહે છે.

૧૮. પત્ર વાચતાં ઉતાવળા ન થવુ આપણા લોકો લખાણુમાં વિરામ ચિન્હ વાપરતા નથી તેથી ઉતાવળે વાચવા જતાં લખેલો હેતુ પલટાઈ જવાનો સભાવ રહે છે માટે નિશ્ચિન્ત થઇને તે વાચવા જોઇએ.

૧૯. લેખકે પત્ર લખતા ઉતાવળા ન થવુ. લખાણુની લીટીઓ સરખી દોરવી, અને સફાઈબધ અક્ષર લખવા તરફ કાળજી રાખવી.

૨૦. ઉપયોગી દસ્તાવેજની નકલ અથવા દાખલો રાખવામાં બેકાળજી ન કરવી. એવી વાતમાં ઢીલ કરવાથી પ્રસંગોપાત કષ્ટ ભોગવવુ પડે છે.

૨૧ જ્યારે કોઈ સાથે ઉપયોગી રકમો, હુડીઓ કે બીજી જણુશો મોકલી આપવામા આવે ત્યારે પત્રમા સંપૂર્ણ, વિગત લખવી. મોઘમ લખવુ નહિ.

૨૨. પત્રમા રકમનો આકડો લખતાં અકે બાધવા જ જોઇએ.

૨૩. મોટા પુરૂષની માદગી અથવા કુશળતા પૂછી હોય તો ઉભયતાના શત્રુની હાલતનુ વર્ણન લખવુ મતલબકે અલંકારિક ભાષા વાપરવી.

૨૪ પત્ર લખવામાં ચાર સાધન જોઇએ ૧ સારી કલમ. ૨ સારી શાહી ૩ સરસ કાગળ. ૪ ઉત્તમ લેખક. પહેલાં ત્રણ સાધન

સહિલાથી મળી શકે છે, પરંતુ ચોથું સાધન એકદમ મળવું દુર્લભ હોય છે.

૨૫. બનતા સુધી પત્રને પકડવા જોગ ડાબી બાજૂએ એક સરખી જગો ખાલી રહે તેમ કરવું. તે માટે સરકારી લખાણોના પત્રોમાં સળ પાડવામા આવે છે. વ્યવહારીક પત્રોમા પણ સળ રાખી લખાણ કરવામા આવે તો મુદ્દાના પત્રો ચોપડીના આકારમાં બાંધી રાખવા ઠીક પડે.

૨૬. એમ કરતા વધારે સ્થળના લોકો સાથે પત્રનો સબંધ હોય તો ગામવાર પત્ર એક જથે રાખવા. એ વ્યવસ્થાથી જોઈતા પત્ર સહેલથી તુર્ત હાથ લાગશે.

૨૭, પત્રમા ધ્યાન આપવા જોગ સમાચાર નીચે લીટી દોરવી. અથવા વાચનારનુ તુર્ત ધ્યાન ખેચવા માટે 'તાકીદે' કે 'જરૂરી' એવા શબ્દો વાપરવા એવા પત્રોપર વાચનારે પણ ધ્યાન આપવામા ઢીલ કરવી નહિ

૨૮ સંકેતથી *પત્રવ્યવહાર નમે એવુ પણ કરવાની જરૂર છે અતિ ગુપ્ત સમાચાર લખના એવા સંકેતનો ઉપયોગ કરવો કે માત્ર વાચનાર જ તે સમજી શકે ખુલ્લી રીતે ગુહ્ય સમાચાર લખવામાં મહા સંકટ ભોગવવુ પડે છે

૨૯. હરકોઈ પત્ર પૂરો થાય એટલે એકવાર વાંચી જવાની ટેવ રાખવી જોઈએ એમ કરવામાં ઘણું હિત સમાયલુ છે

---

* કેટલાક સંકેતથી ન લખતા ડુંગળી અથવા લીબુના રસથી, દૂધથી કે આંકડાના દૂધથી છાના કાગળો લખે છે એવા પત્ર અગ્નિના તાપે ધરતા વંચાય છે.

૩૦. જ્યારે પત્ર રવાને કરો ત્યારે તેનુ વજન ફરી જોજો. એકેજ આજ વજન વધી પડે ત્યારે ખરચની કરકસર ખાતર પત્રને કાતરી ઓછુ વજન કરવા ઈચ્છા કરનાનહિ. એમ કરવા જતાં પત્ર બેડોળ થાય છે અને આપણી સભ્યતામાં ખામી જણાય છે માટે તેને બદલે ટિકિટ ખરચ વધારે કરવો પડે તો ફીકર નહિ.

૩૧ પત્રનું સરનામું ચાલતા પત્રપરજ કરવું હોય તો મથાળાની તરફ ચાર આગળ જગો ખાલી ગખીને પત્ર લખવાની શરૂઆત કરવી. અને તે એવી રીતે બીડીને વાળવો કે તેને ફાડતા લખેલો ભાગ ફાટવા જેવો પ્રસંગ ન આવે.

૩૨ વેપારીઓ પત્રની નીચલી બાજૂએ કોરી જગા રાખતા નથી પણ તે રાખવી જોઇએ. વરરૂચીકો કહે છે કે નીચેના ભાગમા પણ નિદાન એક આંગળ જગો કોરી રાખવી. હિંદી ગ્રંથકાર તે સાથે એક મત થઈ જણાવે છે કે કેટલાક રાજસ્થાનમા તે ચાલ છે અને ખુશમિજાજ તથા મુબારકપણાની એ નીશાની છે

## સરનામું લખવા વિષે.

૧ સરનામા ફાટે નહિ એવા મજબુત કોરા કાગળનુ પાકીટ કરવુ જોઇએ પણ આપણા લોકોની અસલની રૂઢી તો એવી છે કે જન્મોતરીની પેઠે, પત્રને ગોળાકાળ વાળીને તે બીડવો જોઇએ

૨ સાધારણ એટલે બીજાઓ વાચી શકે તેવો પત્ર હોય અને શુભ હોય તો સરનામા ઉપર પત્ર શુભ છે એમ લખવુ અશુભ હોય તો પત્ર અશુભ છે એમ જણાવવું જો ગુપ્ત પત્ર હોય તો સરનામા ઉપર અથવા તેની પાછળ મોટા અક્ષરે છકા—, નો

*અંક લખવો. આ અંકની વાત જાણ બહાર હોવાથી કેટલાક પાકીટના સાંધાઓ ઉપર પાણુના આંકા પણ કરે છે. સંપને ઇચ્છનારે એવી નિશાનીવાળા પત્રો પોતાના હોય તોજ ફોડીને વાચવા જોઇએ.

૩. અપૂર્ણ અને સમજ નહિ પડે એવું સરનામું લખવાથી પત્ર પહોંચતાં વાર થાય છે, માટે નિરંતર પૂરા પત્તા સાથે સાફ અક્ષરે ધણીનુ નામ ઠામ, લખવુ જોઇએ, જેમકે

( પોષ્ટ કાર્ડ ઉપર )

રા રા મોહનલાલ અમૃતલાલ ગાંધી.

ટીંબરવા.

પોષ્ટ સીનોર થઇને

( કવર ઉપર. )

શુભ છે. પોષ્ટપેડ. ટીગીક. ૩

શ્રીમંત નગર શેઠ મગનભાઈ પુરૂષોતમભાઇ,

કે માળો નં. ૨૧૦ વિઠ્ઠલવાડી—કાલબાદેવીરોડ,

૨ મુબાઈ

અશુભ છે, અથવા કપડાં ઉતારીને વાંચજો

ત્રવાડી મગીજી મયારામ

વળા.

---

* જેને આ વાતની ગમ નથી તેઓ એવા પત્રના સરનામા ઉપર લખે છે કે માલિકને હાથો હાથ પહોંચે, અથવા માલિક શિવાય બીજાએ ફોડવો નહિ '

૩ કાઠીયાવાડ.

*બુકપોષ્ટ તોલા. ટિકિટ રૂ.

રા. રા. પ્રાણજીવન તુળજારામ દેસાઈ

સ્કૂલ માસ્તર—મુ. રાંદેર.

ભરૂચથી. કે. લ. શાહ. } જી. સૂરત

સરકારી લખોટાનુ સરનામું.

જાવક નંબર. ફક્ત અમુકના કામ બાબત

મહેરબાન રાવ સાહેબ મામલતદાર સાહેબ

તાલુકે માડવી.

જી—સૂરત

૪. ટિકિટ વગરના ( નોટપેડ ) પત્ર વહેલા પહોંચે છે, અને ટિકિટવાળા ( પેડ ) પત્રો મોડા પહોંચે છે એમ ન સમજવુ જો તમે કરકસરનો નિયમ સમજતા હો તો નોટપેડ પત્ર લખીને પોતાના સંબધીને નાહક વધારે ખરચમા ઉનારતા નહિ

૫ નાના ગામડાના પત્રો પહોચાડવાને પણ સરકાર કાળજી રાખે છે પરંતુ જ્યારે તમે તે ગામના પત્રો ચોક્કસ પોષ્ટ મારફતે પહોચવાનુ નથી લખતા ત્યારે મુદતસર તે પત્ર પહોચી શકતા નથી, માટે નાના ગામે જનારા કાગળોના સરનામે તેનો જીલ્લો અથવા

* બુકપોષ્ટ પાકીટના બન્ને મો ખુલ્લા રાખવા પાકીટ ઉપર ' અરજી ' એમ લખવુ.

તેમ નહિ તો મુખ્યત્વે કરીને કાગળ પહોંચાડનારી પોષ્ટનું નામ જણાવતા રહેવું જોઇએ. જેમકે, મુકામ પડાળ–ઠાસરે થઇને.

૬. એકના કાગળમાં બીજાનો પત્ર બીડવો પડે તો બીજાના પત્રપર ગજા નો અંક લખવો નહિ. એકની અન્દર બીજાનો પત્ર છે એવી ખબર પોસ્ટ ખાતાને થશે તો તે એ પત્રને નોટપેડ રજી-ષ્ટર બેંગીમાં મોકલશે, તેથી પત્ર લેનારને ચાર આના નુકશાન ખમવું પડશે માટે તમે એવો વિવેક વાપરશો મા.

૭ ઘણા પત્રોના પાકીટપર સરનામાં કરવાં હોય તો પ્રત્યેક પત્રનું નામ જોઇ જોઇને પાકીટનાં સરનામાં કરતા જવું.

૮. પોષ્ટમા રવાને કરવા જોગ પત્રોપર દર એક તોલે અર્ધા આનાની ટિકિટ ચોઢવી એક તોલાથી દસ તોલા સુધી એક આ-નાની ટીકીટ ચોઢવી. તે ઉપરાત દર દસ દસ તોલા સુધી એક એક આનાની વધારે ટીકીટ ચોડવી. પણ બુકપોષ્ટ પાકિટ હોયતો દર ૧૦ તોલે ૦॥ આનાનીટિકિટ ચોઢવી

૯. માઠો ખબરના કાગળોને સરનામે મોટા અક્ષરે ‘ પત્ર અશુભ છે કે’ ‘લુગડા ઉતારીને વાચજો ’ એમ લખવા ચુકવું નહિ. જો પત્રમા કેટલાક સમાચાર લખ્યા પછી એ બાબત લખવી હોય તો બે લીટીઓ કોરી પ્રથમ ઉપરનું વાકય લખીને લખવા જોગ માઠા સમાચાર લખવા બાકીના પત્રો પર શુભ છે એમ નહિ લખાય તો ચાલશે

## ૫૮ પત્ર વાંચવા વિષે.

૧ અક્ષર ઉપરથી પત્ર લખનારને ઓળખી કાઢવુ જોઇએ

૨ કયાથી કયારનો રવાને થયેલો પત્ર આજ મળે છે, તે ટપાલની છાપ જોવાથી સમજાશે અને તે મોડો પહોચ્યો હશે, તો

લખીને રવાના કરવામાં વાર થવાથી, પોષ્ટ ખાતાની ગફલતથી, કે સરનામામા ફેર પડવાથી મોડો આવ્યો તેનું કારણ સમજાશે, અને જરૂર હોય તો તેને માટે પોષ્ટના અધિકારીને પૂછવુ કે બીજા યોગ્ય ઉપાય લેવા.

૩. પત્ર મળતાજ તેના સરનામે અથવા માહેલી બાજુના મથાળે જોવુ, કે કેવા સમાચારનો આ પત્ર છે શુભ હોય તો તુરત વાંચવો, અને અશુભ હોય તો કપડા ઉતારીને વાચવો.

૪ હજાર કામ છોડીને આવેલો પત્ર સ્થિરતાથી વાચી લેવો

૫ ટપાલની છાપ ફાટે નહિ, તેમ પત્ર ફોડવો જોઇએ.

૬ રસ્તે ચાલતા મળેલા પત્રો ફોડીને વાચવા નહિ

૭ જ્યા સુધી આવેલો પત્ર એકવાર પોતે અથઇતિ વાચી જોયો ન હોય, ત્યાંથી બીજાને પત્ર વાચવા આપવો નહી તેમજ બીજાને વાચી સભળાવવો પણ નહિ

૮ આપણા પત્રમા બીજાનો પત્ર હોય તો બનતાં સુધી તૂર્તા તૂર્ત જેને તેને પહોચાડવો તેવો પત્ર વાચવો નહિ. કેમકે તેથી વિશ્વાસઘાત કર્યો ગણાય છે

૯ વાચીને ફાડી નાખવા લાયક પત્રો બીજાને હાથ ન જવા જોઇએ જો તેને ફાડી નાખવામા આવે તો તેથી એવી ઝીણી ઝીણી કરચો કરી નાખવી કે કોઈ તેને ભેગા કરી મૂળના આકારમા ગોઠવી શકે નહિ બનતા સુધી એવા પત્રો ફાડીને જળમા પધરાવવા

૧૦ વાચતી વખતે લખાવટપર ઘણુ લક્ષ આપવુ જોઇએ દસ્તૂર નાપસંદ હોય અથવા લખનાર કાચો હોય તો પત્ર લખવાનો

હેતુ સમજતાં ઘણી વાર લાગે છે માટે એવા પત્રોનું એક કરતાં વધારે વાર અવલોકન કરવુ જોઇએ.

૧૧. વધામણીના પત્રો વાંચી હર્ષ ઘેલા ન થવું. તેમજ શોક ઉત્પન્ન થવા જેવી વાત હોય તો વાચીને ગમગીનીમાં ન પડતાં ધીરજ રાખવી.

૧૨. વાચેલા પત્રો એવી વ્યવસ્થાથી મૂકવા જોઇએ કે જરૂર પડે હાથ લાગી શકે.

## ञ. ચિઠીઓના નમુના.

### સાધારણ ચિઠીઓ—શિક્ષકને ચિઠી.

માસ્તર ચુનીલાલને માલમ થાય જે ચિ. ન્હાનાલાલ આક તથા પાઠ ભણી ગયો છે સંવતત્ ૧૯૫૮ ના કારતક વદ ૩ વાર ગરેઉ.

લી. વ્રજભૂખણદાસ હરિલાલ.

શીરછત્ર વિદ્યાગુરૂ દામોદરદાસ અમથાભાઈ—

વિ. કે આજ મારા પિતાજી સાથે મંદિરે જવાનું છે, માટે મારી રજા પૂરશો એવી આશા છે તા. ૬—૪—૦૨. લી. સેવક ઇચ્છાશંકર પ્રભાશંકરના પ્રણામ.

### મિત્ર ઉપરની ચિઠી.

પરમપ્રિય ભાઈ શ્રી ગવરીશંકર પ્રભાશંકર.

વિ. વિ કેટલીક અગત્યની વાતમા તમારી સલાહ લેવાની છે. માટે તમે સાંજે છ વાગે તારકેશ્વરના બગીચામા જરૂર આવવાનું કરશો. સં ૧૯૫૮ ના કારતક વદ ૮ વાર ભોમ લી દન્નસુખરામના જેગોપાળ.

## તાબાના માણસપર ચિઠી.

રા. ભાઈ છગનલાલ—

આજ સવારે તમને મેં જે 'સંગીતાનુભવ' નામે ગાયનની ચોપડી વિષે વાત કહી હતી તે હું વાંચી ગયો છુ; ને મેં કેટલીક બાબતો લખીને પ્રો. મૌલ્લાબક્ષ તરફ મોકલી છે, માટે તમે તેમને મળજો અને મારા લખેલા મુદ્દા ઉપર સરત રાખી જરૂરી ફેરફાર કરી ચોપડી છપાવવા લાયક તૈયાર કરી આપવી. પાચસાત દિવસમા કામ પૂરૂં થાય એમ ઇચ્છુછુ માટે તમે તેમને તૂર્ત મળજો. તા. ૧૧–૩–૦૨ ને વાર ભોમે.

તા. ક. હરગોવિંદ.

સીતાર સબંધી એક બીજુ પુસ્તક તૈયાર કર્યું છે તેની ભૂલ સુધારવાની છે, માટે તે પણ સુધારી આપશો. તા સદર.

હ. દ.

## કામકાજની ચિઠીઓ.

દોશી અમૃતલાલ ગોવરધન, જત અમદાવાદી ધોતીજોટો બેગજી દશવાર માલ શિકાર જોઇને જાગડ આપજો સં. ૧૯૫૭ ના ભાદરવા વદ ૧૪ ને વાર શુક્ર લી. દેસાઈ નાથજી ભોગીલાલ

મોદી ભૂખણ હરિવલ્લભ.

જત હરિભકિતના સદાવ્રત ખાતે સીધા ૪ ચાર આવજો સં. ૧૯૫૭ ના આસો સુદ ૧૫ રવેઉ મગનલાલ હરિભાઈ

## નાણા સંબંધી ચિઠ્ઠીઓ. ( રૂકકા. )

પ઼ી પ્રાણલાલ લાલજી–જત ભાઈ કેશવલાલ લલ્લુભાઇને રૂ.

૧૨૫( અંકે સવાસો અમારે ખાતે લખીને આપજો સં ૧૯
ના કારતગ સુદ ૫ ને વાર સોમે દા શાહ ચુનીલાલ લલ્લુભાઇ.

પરી શામળભાઈ નથ્થુભાઇ–જોગ લી. પરી. ઝવેરચંદ લ૯
ચદ જત રૂ. ૫૦૧) પાચસેં એક પરી હરિભાઈ ભક્તિદાસની દુ
આજની મિતિના અમારા ખાતે જમા કરાવજો. સં. ૧૯૪૯
કારતગ સુદ ૧૫ ને વાર શુકરે દા. પરી કેશવલાલ પરમાનંદ

**વ કુશળતાના પત્રો**—પિતાજી ઉપર **પત્ર.**

- સ્વસ્તિ શ્રી દેવગઢ બારીઆ મહાશુભસ્થાને પૂજ્યારાધે શુ
પમા લાયક શીરછત્ર તીર્થરૂપ શ્રી ૫ પિતાજી ગાંધી અમૃત
વખતચંદ સેવામા કલકત્તેથી લી. × સેવક મોહનલાલ અમૃતલા
પ્રણામ અંગીકાર કરશો વિનતિ કે આપની કૃપાવડે કુશળ
નિરંતર પત્રદ્વારે સેવકની સભાળ લેશો. આપની અમૂલ્ય શિખ
ણોનો પ્રસગોપાત્ ઘટતો ઉપયોગ કરૂ છુ, હાલમા નિર્વાહ
રોજગાર હાથ લાગ્યો છે, પરતુ આપની પુણ્યાઇએ આગળ
બે પૈસાની પ્રાપ્તિ થશે એમ ધારી શકુ છુ, ઠાકોરજી ઉપર આ
રાખી ચોખવટથી બનતો ધધો કરૂ છુ, તેથી લોકમા મારો
હાર વધતો જાય છે.

---

- ઉત્તર હિંદુસ્થાનમા વડીલોના પત્રોમા સ્વસ્તિ શ્રી ને બ
સિદ્ધિ શ્રી લખાય છે દખણમા કંઈ પણ લખાતુ નથી ×દખ
આપત્યે લખાય છે એનો અર્થ બાળક–પુત્ર કેટલાક પ્રશસ્તિક
પણ ને વાત માન્ય રાખે છે વધારે વિવેકમા કેટલાક લખે
આપના ચરણ કમળને ત્રિકાળ સેવનાર આપત્યે અમુક !

આપ શીરછત્ર હો ત્યાં સુધી મારે ચિન્તા કરવા જેવુ નજ હોય, એ વાત ખરી છે પણ હવે હુ લાયક ઉમ્મરનો થયો, માટે મારે એકાદ પ્રતિષ્ઠિત ધંધો પત કરવોજ જોઇએ. આ હેતુ પાર પાડવાને હું વતન બહાર નીકળ્યો છુ.

અહીં આવવાથી મારામા હિંમત અને સાહસ વધ્યા છે, સમયાનુસાર આચરણુ રાખવાની ટેવ પેદા થતી જાય છે, અને વેપાર શી ચીજ છે તેનો ખ્યાલ કરવાને હું શક્તિમાન બનું છુ. આપણા દેશમાં મુંબાઈ, મદ્રાસ અને આ શહેર વેપારના મોટા મથકો છે એ મથકો દરેક ધંધાર્થી માણસે અવશ્યે જોવાં જોઇએ. અત્રેના લોકને વિદ્વતામા, ચંચળાઈમા, હુન્નરકળામા, અને વેપારની ધમાલમા પડેલા જોઇને મારી અક્કલ મારી જાય છે. આપણે ત્યાના લોકની સ્થિતિ નબળી જ રહેવાના વાસ્તવિક કારણુ હવે મારી ધ્યાનમા આવે છે. તેમા મુખ્ય કારણુ એ છે કે આપણા લોકોનો ઘણો ભાગ વિદ્યામા પછાત રહે છે, અને પોતાના વતનમાજ રળી ખાવાની ઇચ્છા રાખે છે તેથી પોતાના પ્રદેશમા નવુ ધન વધવા પામતુ નથી, અહી તેમ નથી, લોકો વિદ્યાના વિલાસી હોઇને ઉંચા પ્રકારની કેળવણી મેળવવાની ખટપટમા રહે છે, નવીન હુન્નર કળાના શોધક છે, સંકટની દરકાર નહિ રાખતા દેશની હદ બહાર લાંબે પલ્લે જવામા તૈયાર હોય છે, અને પરદેશી વેપારીઓ સાથ હરીફાઈ કરવાને મચ્યા રહે છે હવે આપણે સમયવર્તે સાવધાન થવુ જોઇએ અને જ્યા સુધી તેમ કરીશુ નહિ, ત્યા સુધી આપણે ઉચી સ્થિતિએ પહોચીને ઉચા પ્રકારના સુખ ભોગવવાને શક્તિમાન થઇ શકીશુ નહિ, સેવક જોગ સેવા ચાકરી ફરમાવશો મારી વતી સર્વે

મંડળને યથાયોગ કહેવાને તસ્દી લેશો. સંવત્ ૧૯૪૯ ના ફાગણ શુદ ૨ ને શનેઉ. સેવક મોહનલાલના પ્રણામ.

## પુત્રનો પત્ર ( ઉપલાનો જવાબ. )

સ્વસ્તિ શ્રી કલકત્તા બંદરે શુભસ્થાને શ્રી ૧ નેત્રમણી ચિ. ભાઇ મોહનલાલ અમૃતલાલ. બારીઆથી લી. ગાધી અમૃતલાલ વખતચંદની આશીશ વાચવી અત્રે શ્રીનાથજી બાવાની કૃપાથી કુશળતા છે. તમારો પત્ર વાચી મને ઘણો સતોષ પ્રાપ્ત થયો છે. એજ પ્રમાણે વિયોગનુ દુખ દૂર થવાને સારૂ હજાર કામ પડતા મૂકીને પણ પત્ર લખવો તેમા આળસ રાખવુ નહિ તમે પંડે ખંતી અને ઉદ્યોગી છો, માટે મનમાનતો રોજગાર નહિ મળવાથી તમે નિરાશ રહેતા હશો એમ ધારૂં છુ, પરતુ તેવી ફીકરમા પડવાથી પરદેશમા તમારી તન્દુરસ્તી બગડશે શરીરે સુખી હશો તો સર્વ કામ કરી શકશો. તમને માઠુ લાગે તેવુ કહેનાર ત્યા કોઇ નથી જોઇ વિચારીને કામ કરવુ પૈસો મેળવવાને ખોટે રસ્તે ન ચટવુ સતોષ રાખીને ધધો કરશો તો વધારે સુખી થશો જો તમને ખરચીને માટે તાણ પડતી હોય તો અહીથી મગાવી લેવુ શરમાવુ નહિ

તમે આપણા લોકની ચઢતીને માટે જે ઇસારો કર્યો તે બરાબર છે તમારી લાગણીને હુ ધન્યવાદ આપુ છુ આપણા લોકોએ વિદ્યાનો સ્વાદ ચાખવાની શરૂઆત કરી છે, તથી પાચ પચીસ વર્ષે તેના ઉત્તમ ફળ ભાવી પ્રજા ભોગવી શકશે

પરદેશમા નવો સબંધ હોવાથી એકદમ સારો રોજગાર હાથ લાગવો મુશ્કેલ હોય છે. જેમ લોકોમા સહવાસ વધશે, તેમ તમારો રોજગાર ખીલશે વ્યવહારમાં પ્રમાણિકપણું હોય, તો વેપારની વૃદ્ધિ

થયા વગર ન જ રહે. સાચવટ સંભાળતાં થોડો નફો મળે તેની ચિંતા નહિ. આબરૂ છે તેજ પૈસો છે. માટે લાખને ખોઇ શાખને વધારજો. ધીરજ રાખી કામ કરજો. નિરંતર પત્ર લખી સંતોષ આપજો. તમારા ન્હાના ભાઇ મનસુખના પાયે લાગું વાચવા તમારી કાકીએ આશીર્વાદ કહ્યા છે. તમારા સૌ બાળ સ્નેહી તમને બહુ સભારે છે. આશીર્વાદ. સં. ૧૯૪૯ ના ચૈત્ર સુદ ૫ ને બુધ દા. ભાઇ મનસુખલાલના પાયલાગુ વાચશોજી

## મોટા ભાઇને પત્ર.

સ્વસ્તિ શ્રી વડોદરા મહાશુભસ્થાને, શીરછત્ર વડીલ બંધુ શ્રી ૫. ભાઇજી મણિશંકર મૂળજીભાઈ જોગ શ્રી કલોલથી લી ચુનીલાલ મૂળજીભાઇના પ્રણામ અત્રે શ્રીશકરની કૃપાથી કુશળતા છે અતરમા દર્શનની અપેક્ષા રહે છે, તો પત્રદ્વારે સેવકની અભિલાષા પૂરશોજી અત્રે સર્વ પ્રકારની સગવડ છે, વસ્તી ઠીક છે તાલુકાનુ મુખ્ય મથક છે, પણ ગામડીઓ રિવાજ બહુધા છે ઘણા ખરા લોકો રોજ અને વાર પરવે પણ ફાળિયા વિંટી આખા ગામમા ફરે છે ખાવામ અડદની દાળ તથા મગનો વાપર વિશેષ છે. સવારમા રોટલા અને દાળ જમે છે, અને સાજે ખીચડીનુ વાળું કરે છે દરબારી ખાતામ વહિવટદારની કચેરી, પોષ્ટ ઑફીસ, અને શાળા છે. ઉંચ વરણમં દિશાવાળનો જથો વધારે છે હવા પાણી સારા છે બળતણની અછત છે તીર્થરૂપને પત્ર લખ્યો છે

દેશીનામાની સરળ પદ્ધતી નામે એક પુસ્તક છે તે જોતા, વડોદરાવાળા છગનલાલકૃત દેશી નામાનો ઉતારો કરેલો જણાય છે અને હાલની આવૃતિમા તો ખુલો દેખાઇ આવે છે. આ પ્રમાણે

અંધકાર થવાને તજવીજ કરવી, એ શરમની વાત છે. અત્રે દેશી-નામાની દસ પ્રત કોઇની સાથે મોકલાવી દેશો. સં. ૧૯૪૯ ના માગસર સુદ ૭ ને વાર ગરેઉ દા. પોતે

## સ્વામિને પત્ર.

૧. સ્વસ્તિ શ્રી સુરત મહાશુભસ્થાને પરમપૂજ્ય આનંદદાયક સૌભાગ્યભૂષણ શિરોમણી શ્રી ૫ પ્રિયતમની સેવામાં ( )થી લી નિરંતરની દાસી સોભાગ્યવતીના પ્રેમભાવે વારંવારે પ્રણામ. આપની તથા રઘુનાથજીની દયાથી અત્રે મંગળ સમાચાર છે આપની સુખાકારીને માટે નિરંતર પ્રભુ પ્રાર્થના કરૂં છુ. સર્વદા તેઓ આપનું સંરક્ષણ કરે. ઘરની સર્વ હકીકત જાણો છો. મારા ભાઇના આવ્યા પછી મારે આવવાનું થશે. આપનો પત્ર નથી, તેથી સંશય રહે છે, કે મારી માતુશ્રીનાં વિવેક રહિત વચનથી આપને માઠું લાગ્યુ હશે આપ વિચારશીલ છો, એટલે તેમના બોલવા તરફ નહિ જશો તેમને પાછળથી ઘણો પસ્તાવો થયો છે દર્શનની અપેક્ષા પત્રદ્વારે પૂર્ણ કરશો. ચિ નાનાભાઇ કેશવલાલને મારી આશીષ કહેશો સવત્ ૧૯૪૯ ના મહા શુદ ૫ ને વાર રવેઉ

## સ્રીને પત્ર.

સ્વસ્તિ શ્રી ( ) શુભસ્થાને પ્રિયતમા શ્રી ૧ અખંડ સૌભા-

---

૧ દક્ષિણમા એવો ચાલ છે કે પ્રાણપતિ સમ સૌભાગ્ય મિનોદક પતિરાજા ઇ લી. સ્વામીની ચરણ સેવામા તત્પર, અને પૂજ્યાઈ ભાગિની સૌની કર જોડી વિનાપના એ છે કે અત્રે આપના ચરણનુ સ્મરણ કરતા કુશળ અથવા આપની કૃપાવડે શીયલ સમાચાર કુશળ છે.

અવતી (નામ) સુરતથી લી. (નામ)ના સ્નેહયુક્ત આશીર્વાદ. અત્રે સર્વ વર્ત્તમાન સારા છે, તમારી પ્રેમ ભરી પત્રિકા વાંચી પરમ સંતોષ પ્રાપ્ત થયો. ઘરની વાત ભૂલમા ગઈ નથી. કાર્યસિદ્ધિ થવાની વાર છે. અમારી ચિંતા ન કરવી; સ્વધર્માચરણમાં સાવધ રહેવુ. તમારાં પીએરીઆ બોલવામા અવિચારી છે. ઠાલી મમત કરવા જતા આબરૂ ગુમાવશે. હાથ ભીડમા હોય ત્યારે આણા જિયાણુંની વખતે પોતાની શક્તિ પ્રમાણે ટેક રાખવો જોઈએ. સમયસૂચક થવામા જ લાભ હોય છે દીકરીઓ વધારે મુદ્દત સુધી ઘેર રાખવાથી ઉલટો ખરચનો બોજો વધે છે, પણ સંપત્તિ પ્રમાણે સાસરવાસો કરી વળાવવાથી લોકમાં સારૂં દેખાય છે. વિવેકની ખાતર તેમના કડવા બોલનો ઉત્તર આપ્યો નહોતો તમારે તેમને વિવેકની રીતે ઠપકો દેવો. કીકીની તબિયત ઠીક ન રહેતી હોય તો આપણે ઘેર જવુ નાદાન સ્ત્રીઓ પતિની ગેરહાજરીમા સાસુની આજ્ઞા ઉથામે છે, અને નજીવી વાત મનમા લાવી વિરોધ કરીને પીએર છટકી જવાનો લાગ જુએ છે સાસુ નણંદથી અણબનાવ કરનારા કેવા દુ ખી થાય છે તે વાત અજાણી રહી નથી, તથાપિ ઉછાછળી સ્ત્રીઓ સંપ વધારવા ચાહતી નથી તમે અમારી ગેરહાજરીમા ત્યા જઈને કેવા વર્તો છો, તે જોવની આ તક આવી છે તમે વિનયથી વર્ત્તશો, તો તેમના પોતાના અનુભવનો અમૂલ્ય લહાવો તમને મળ્યા વગર નહિ રહે તેમને મન સંતોષ આપી અરધે મૂકને કામ ઉઠાવી લેવામા તમારી ચતુરાઇ માલૂમ પડશે આ દુનિયામા વહુવારૂને સાસુજી જેવુ હિતકારક બીજુ કોઇ નથી તમારૂ હિત થવા સારૂ તેઓ કડવા વચન કહે, તો માઠુ નહિ લગાડતા તે સહેવા, અને ખરા

અંત.કરણથી તાબેદારી ઉઠાવી આશીષ લેવી તમને ઘણી વખત એવોજ ઉપદેશ કરવામાં આવ્યો હતો, તેની અસર રહી હશે, અને આ પત્રથી તે વધારે તાજી થશે. આજે આપણે ઘેર પત્ર લખ્યોછે. ચિ. કીકીની સંભાળ રાખજો. તમારા ગંગારૂપ માતુશ્રી વગેરેને શ્રીકૃષ્ણ કહેવા સં ૧૯૪૭ ના મહાસુદ ૩ ને મ ગળ.

## દીકરીને માનો પત્ર.

સ્વસ્તિ શ્રી પેટલાદ શુભસ્થાને શ્રી ૧ ચિ. અખડ સૌભાગ્યવતી બહેન (                ) પ્રતિ શ્રીસુરતથી લી શુભેચ્છક સૌ. માતુશ્રી (                ) ની આશીષ વાચવી જત અત્રે કુશળતા છે તમારો પત્ર વાચી આનદ પામ્યા છીએ સસારમા માતા પિતાનો સતાનપર સમાન ભાવ હોય છે, તથાપિ કન્યાને પરગોત્રમા દેવી પડે છે તેથી માતાપિતાનો ધર્મ છે કે તેમણે સત્પાત્ર પુરૂષનેજ કન્યાદાન દેવુ જેઓ એ વાતનો પહેલેથી વિચાર કરતા નથી, તેઓ પાછળથી પસ્તાય છે માતાએ કન્યા સદાચરણથી પિએર અને સાસરામા વર્ત્તવાની ખુબીઓ સમજાવવી જોઇએ પિએરમા લાડકી લાડને લીધે અથવા રીસમા કઈ બોલે તો માતા પિતાને વધારે લાગણી ન થાય પણ સાસરીઆમા એવુ ભાષણ કરે તો શાન્તિનો ભગ થાય. મતલબ કે ખાટા મન થાય, અન વિપરીત પરિણામ નીપજે દીકરી અને વહુવારૂ તરીકે રહેવામા ઘણો તફાવત છે મેં તમને એના ઘણા દાખલા બતાવ્યા છે વરના કામમા ચચળાઇ રાખવી કન્યાઓને સસારમા ઘર તરીકે માનવાનુ સ્થાન સાસરૂ છે, માટે તે ઘરનુ કાળજીપૂર્વક હિત ચહાવુ, અને નીતિથી વર્ત્તવુ ઘરની વાત પેટમા રાખવી વખતે ઘરનુ માણસ કઠણુ

વચન બોલે તો તે સહેવાં. તમે સીતા અને દમયંતી આખ્યાન સાંભળ્યાં છે. માટે ગંભીર, સહનશીલ અને સ્વામિભક્ત સ્ત્રીઓની કીર્તિ તેમની પેઠે વધે છે. પ્રસંગોપાત પત્ર લખાવજો કોઇ વાતે મનમા ઓછુ લાવશો નહિ. સંસારમાં કન્યામાત્રને એજ રીતે રહેવાનું છે. સુખીભવ સં ૧૯૪૯ મહા શુદ ૫ ને વાર રવેઉ.

क કામકાજના પત્રો

## ગુમાસ્તાને પત્ર.

સ્વસ્તિ શ્રી ભરૂચ મધ્યે ભાઇ મગનલાલ દ્વારકાદાસ એતાન શ્રી નવસારીથી લી. દુવારકાદાસ ગુલાબચદના જેગોપાળ વાંચજો. જત તમે માલ લઇ ગયા પછી પત્ર લખતા નથી અને અત્રેનું બજાર મદ પડતુ જાય છે તમે ત્યાં કેટલો માલ વેચ્યો છે અને બાકી રહેલો કેટલો કયારે વેચાશે, અથવા વેચવાનો હોય કે વેચાઇ ગયો હોય તો તેનો જવાબ તુરત લખવાને બદલે દશ દિવસ સુધી જવાબ નહિ આવવાથી ઘણી ફીકર ઉત્પન્ન થઇ છે કાગળ લખવામા આળસ કરવાથી તમારી હોશિયારીને ખાપણ લાગે છે વેપારના કામમા ચચળાઇ રાખવી જોઇએ પીઠભાવ તપાસતા ન રહીએ તો કોઇ પ્રસગે મદભાવને લીધે નારાજ થઇ જવુ પડે અત્રેનો બજાર નરમ થતો ચાલ્યો છે માટે જે માલ પડી રહ્યો હોય તે પડતર ભાવે કટકારી દેજો પત્રનો જવાબ તાકીદે વાળજો સ ૧૯૪૭ ના ફાગણ વદ ૧૨ દા કેશવલાલ દુવારકાદાસના જેગોપાળ વાચજો

## શેઠને પત્ર ( ગુમાસ્તાનો જવાબ )

સ્વસ્તિ શ્રી નવસારી મહાશુભસ્થાને *મુરબ્બી શ્રી ૫ શેઠજી દ્વારકાદાસ ગુલાબચદ જોગ શ્રી ભરૂચથી લી +શાહ મગનલાલ

દ્વારકાદાસના પાયેલાગણું વાચજો. જત આપનો પત્ર વાચી સમાચાર જાણ્યા છે, માલ વિષે ચિંતા થઇ તે વાત ખરી છે, પરંતુ તેનો ઉઠાવ કરવાની ખટપટમાં રોકાયાથી પત્ર લખવાનું બન્યું નહોતું. અત્રેનુ બજાર નરમ પડતા પહેલા સાડી સોળ આની કરી તમામ માલ વેચી માર્યો છે. જો શેઠજીની મરજી હોય તો પારસીઓના બરનુ રેશમી કાપડ ખરીદી લાવુ, હિસાબ મેળવવાનું ઘણું ખરૂ કામ થઇ ગયું છે, તેથી એક બે દિવસમા હુ પરવારીશ. માટે તારમા માલ ખરીદવાનો ખુલાસો આપસોજી સં. ૧૯૫૭ ના ફાગણુ શુદ ૩

વડોદરા, શેઠશેરી, તા. ૧–૧૧–૯૪

*રા રા. વગેરે પુષ્કળ ઉપમાઓ લખાય છે.

+લખનારા પોવે, સેવક અથવા આજ્ઞાધારક પણ લખી શકે, એવા ઉપરીઓને કુશળતાના પત્રમા સેવકની સભાળ લેતા રહેશો.

રા. રા. ભોજીનાથ રણછોડદાસ—અમદાવાદ

વિનંતિ કે આ સાથે પત્ર વ્યવહારની જાહેર ખબર છે તે ગુજરાત શાળાપત્રમા એક વરસ સુધી છાપવાને આપશો અને તેના ખરચના રૂા અમારીવતી ભરશો. આપનો જવાબ આવેથી હુ મોકલી દઈશ આ કામ જરૂરનુ છે માટે તુરત તજવીજ કરજો. ચિરંજીવીને અમારીવતી રમાડશો. કામકાજ લખશો

**લી. મહાસુખ નહાલચંદના જેગોપાળ.**

વડોદરા મધે ભાઈ મહાસુખરામ વનમાળી કપડવણજથી લી. ભટ લલ્લુ રણછોડના નમસ્કાર જત પ્રિય ભાઈ ન જીના ઘર (વહુ) ને સાટુ હાથીદાતના છીપિયા આઠ કોઇ સારા કારીગર

પાસે ઉતરાવી મોકલાવજો. ગાળો છાપીને મોકલ્યો છે તે પ્રમાણે લેજો. કીંમતના રૂ૦ લખી જણાવેથી તુરત મોકલાવી આપીશ કોઈ-વાતે અંદેશો રાખશો મા, શી રીતે કર્યું તેનો ખુલાસો લખશો એજ વિનંતિ તા. ૧-૧૨-૯૨

## ૬ વિવાહવાજનના પત્રો.

### વધાઇ આપવા વિષે

સંસારમાં પુત્ર પ્રાપ્તિ સમાન બીજી ફળ પ્રાપ્તિ નથી અને વિવાહ સમાન હર્ષ નથી. એ બન્ને ટાણે જે પત્ર લખાય છે, તેને અનુક્રમે વધાઇ અને કંકોતરી કહે છે, બનતા સુધી વધાઇને માટે માણસ ( ગોર ) જાય છે. પણ જ્યારે તેમ થઇ શકે નહિ ત્યારે પત્રદ્વારે વધામણી પહોચાડાય છે જમાઇને તેના વડીલ કે કોઈ સ્નેહી મારફતે એવા સમાચાર આપવામા આવે છે, અને તેજ પ્રમાણે સ્ત્રીને પિયેર પણ વધામણીની ખબર મોકલવાની રીત છે

છોકરાનો જન્મકાળ, તથા મા દીકરાની સુખાકારીના સમાચાર વધામણીના પત્રમાં લખાય છે, કેટલીક નાતોમા તો તે ઉપરાત છોકરાના પગલાં કંકુ વડે કાગળમાં પાડીને મોકલવાનો પણ ચાલછે.

દેશની કેળવણી કાના માત્ર રહિત થઈ ત્યારે દીકરીને ઠેકાણે દીકરો અને દીકરાને ઠેકાણે દીકરી વચાઇ જવાનો સંભવ હતો માટે તેની સ્પષ્ટતા સારૂ વધાઇના પત્રમા ચોકસ વિશેષણ જોડવાની જરૂર પડેલી હોવી જોઇએ જેમકે દીકરો પ્રસવે ત્યારે પાઘડી બાંધ-નાર દીકરો અને કન્યા અવતરે ધાટડી અથવા ચુંદડી ઓઢનાર દીકરી અથવા લક્ષ્મીજી પધાર્યાં છે એમ લખાય છે પરંતુ અસલની રૂઢી જોતાં તો એવું લખવું, જોઇએ કે ઉભય કુળ દીપક અને

નિરંતર સેવામા તત્પર રહેનાર કે ઉભય કુળ તારક પુત્ર ફલાણા મુહૂર્તમાં અમુક ઘડિયે અવતરેલો છે. તે જાણીને વધારે હર્ષ પામશો.

કન્યાને સાસરે વધાઈ મોકલતી વખતે લખાય છે કે અમારી દીકરી સૌ બેન ફલાણીને અમુક વખતે પાઘડી બાંધનાર ભાણો સાપડયો છે. મા દીકરાની તબિયત સારી છે; જન્માક્ષર મંડાવેલાછે.

પોતાને ઘેરથી પ્રસવ થયાની વધામણી સ્ત્રીને પિયેર મોકલવાની હોય તો લખાય છે કે સૌ ફલાણીને અમુક વખતે પાઘડી બાધનાર દીકરો સાપડયો છે તેઓ ખુશીમા છે.

જો જમાઇ પરેજ લખનાર હોય તો લખે છે કે અત્રે ઘરમાં અથવા અમુકની બેહેનને છેડા છૂટા થયા છે અમુક વખતે પુત્ર સાપડેલો છે, ફિકર કરશો નહિ, તબિયત સારી છે

પુત્ર પ્રાપ્તિ બદલ મિત્રને વધામણી આપવાની તરાહ અનેક છે, સગપણ થયુ હોય તે બદલના સૂચના પત્રમા કન્યાના રૂપ રંગનું વર્ણન તથા કૂળની સ્થિતિ લખી શકાય છે.

## વેવાહીને વધામણીનો પત્ર.

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાશુભસ્થાને અનેક શુભોપમા લાયક શા શ્રી ૨ ઝવેરી જમનાદાસ મથુરાદાસ જોગ શ્રી સૂરતથી લી. ચોકસી મોતીલાલ પુરૂષોત્તમદાસના જેશ્રીકૃષ્ણ વાચજો. જત અત્રે કુશળતા છે તમારો પત્ર વાચી સમાચાર જાણ્યા છે બીજું ગઇ કાલ રાતના એકને પાચ મિનિટે અમારી દીકરી સૌ કમળાને પાઘડી બાધનાર દીકરો સાપડયો છે મા દીકરાની તબિયત સારી છે ફિકર કરશો નહિ. કામકાજ લખજો જોઇતું કરતુ મગાવજો.

સં. ૧૯૪૯ ના મહા શુદ ૫ ને વાર ગરેઉ. દા. મગનલાલ માણે-કલાલના જેગોપાળ વાચજો.

## ૬ કંકોતરી વિષે.

લગ્નાદિ * ટાણે કંકોતરી લખાય છે પણ જેમની સાથે વધારે નિકટનો સબંધ હોય તેમને કંકોતરી ઉપરાંત આગ્રહ ભરેલો પત્ર લખવો જોઇએ. કેટલેક ઠેકાણે કંકોતરીને માટે ખાસ માણસ ( ગોર ) જાય છે. અને ગોરને કંકોરી લેનાર જે જે દક્ષણા આપે છે તેની નોંત્ર રહે છે તે ઉપરથી કંકોતરી મોકલનાર પોતે વ્યવહાર ચાળવાનો દાખલો રાખે છે.

## જનોઇ દેવાની કંકોતરી.

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને સર્વોપમા લાયક ભટ છોટાલાલ નરભેરામ પ્રતિ શ્રી વડોદરથી લી. અધ્યારૂ ગવરીશંકર પ્રભાશંકરના નમસ્કાર વાચવા, જત ઇશ્વર કૃપાથી અમારે ચિ. મણિધરને × ઉપવિત દેવાનુ શુભ મુહૂર્ત માહા શુદ ૫ ને વાર રવેઉ તા ૨૨-૧-૯૩એ નિરધાર્યું છે, તે ઉપર સાથ + સર્વને

---

*શ્રીમંત, જનોઈ, અને ગંગાપૂજન વગેરે શુભ પ્રસંગે કંકોતરી લખાય છે

×દક્ષણીમા મૌંજીબંધ ઉપનયન કે વૃતબંધ શબ્દ વાપરે છે અને તેનો ઇષ્ટકાળ બતાવવાનો ચાલ છે. + કેટલાક સહકુટુંબ સહ પરિવાર અથવા મિત્ર મંડળ સહિત કુટુંબ પરિવાર સાથે પધારીને શોભામા વધારો કરશો અથવા પધારી કાર્ય સિદ્ધિ કરાવશો કે આપના પધારવાથી કાર્ય સિદ્ધિ સારી રીતે થશે, એમ લખે છે.

તેડીને વેહેલા પધારશો સં ૧૯૪૯ના મહા શુદ ૧ ને બુધે. દા. ગંગાધરના નમસ્કાર.

## લગ્નની કંકોતરી.

* શ્રી ગણેશાયનમ

સ્વસ્તિ શ્રી પુણ્ય મહાશુભસ્થાને પૂજ્યારાધે તીર્થ સ્વરૂપ મામા મથુરભાઈ વખતચંદ જોગ શ્રી નડિયાદથી લી આજ્ઞાધારક એની-લાલ લલ્લુભાઇના પાયેલાગુ વાચશો. જત અત્રે ચિ બ્હેન નર્મદાના શુભ લગ્ન સં ૧૯૪૮ ના ચૈત્ર શુદ ૫ ને વાર બુધના નિરધાર્યા છે તથા મંડપનુ શુભ મુહુર્ત્ત સુદ ૨ નુ છે તે ઉપર સાથ સર્વેને તેડીને વહેલા પધારજો આપના આવવાથી મડપની શોભા વધશે. સ ૧૯૪૯ ના ફાગણ વદ ૫ દા કેશવલાલ લલ્લુભાઇના પ્રણામ વાચજો.

---

* હાલમા છપાવવાની સોઇ હોવાથી ગણપતિનુ ચિત્ર પણ પાડવામા આવે છે દક્ષણીમા લગ્નની કંકોતરીમા લખાય છે કે ઇશ્વર કૃપાથી કનિષ્ટ, વચટ કે જેષ્ટ પુત્ર ચિ અમુકનો વિવાહ અથવા શરીર સબધ અમુકની કન્યા ( નામ ) સાથે અમુક ઠેકાણે દિવસે કરવાનો નિશ્ચય કરેલો છે તો આપ સહકુટુંબ સહ પરિવારથી પધારી મડપને શોભા આપશો એવી આશા છે ઇ અને કન્યાની કંકોતરીમા લખાય છે કે ચિ કન્યા ( નામ ) નો વિવાહ ફલાણે ઠેકાણે અમુકના જેષ્ટ અથવા કનિષ્ટ પુત્ર ( નામ ) સાથે ફલાણી ભાતિએ કરવાને નિરધાર્યુ. ઇ૦

સીમંતની કંકોતરીમાં લખે છે કે સૌ વહુ અમકને સીમંત છે અને તેનુ મુહુર્ત્ત અમુક મીતિએ છે. તેમજ ગંગા પૂજનમાં અને દેવની પ્રતિષ્ઠા કરવાના પ્રસંગમાં પણ મુહૂર્ત્ત જણાવી લગ્નની કંકોતરીની પેઠે વિનય જણાવવો.

## ૬ માઠી ખબરના પત્રો વિષે

દુનિયામા નામ તેનો નાશ છે મોતની જાળમા ફસાયલો પ્રાણી પાછો આવતો નથી માટે ' મરણ સમાન શોક નથી ' એમ કહે છે. જે પત્રથી મરણના સમાચાર મળે છે તે પત્રને[1] માઠી ખબરનો પત્ર કહે છે.

હિંદુઓ મરણના પત્રને સરનામે ' પત્ર અશુભ છે ' એમ લખે છે અને કેટલાક શ્રી ૧। વગેરે જે મંગળવાચક નિશાનીઓ છે તે, તથા કુશળતાની વાત લખતા નથી માત્ર મરનારનુ નામ, દેહાતનો સમય તથા કારણ અને સમાધાનકારક ચાર શબ્દો લખે છે જો વૃદ્ધનુ મરણ હોય તો દિવસ ઉપર આવવાની સુચના પણ તેજ પત્રમા થાય છે

પારસી વગેરે સુધરેલી કોમના લોકો આવા પત્રોના પરબીડા ઉપર કાળા લીટા દોરે છે તથા અંદરના પત્રની ચારે બાજુએ પણ કાળા લીટા દોરે છે

વૃદ્ધની કાળોતરીમાં બહુ માનવાચક શબ્દો વપરાય છે જેમકે

---

૧ જ્યા ટપાલની સગવડ નથી, અથવા નજીકના ગામ હોય છે ત્યા અને રાજ દરબારમા ખેપિયા ( ભંગીઆ ) મારફતે કાળોતરી પહોચાડવામા આવે છે

'ગુજરી ગયા છે,' 'દેવલોક પામ્યા છે,' 'વૈકુંઠ વાસ કર્યો છે,' 'સ્વર્ગવાસી થયા છે' 'કૈલાસ પધાર્યા છે,' ગોસ્વામિને 'લીલા વિસ્તારી છે' અને રાજાઓને 'પડયા છે' એમ લખે છે.

## બાળક અને જુવાનની કાળોતરી.

સ્વસ્તિ શ્રી જામનગર મધે જાની પ્રભાશંકર જોગ શ્રી અમદાવાદથી લી. દવે મહાશંકર જોઇતારામના (     ) વાચજો જત અમારો દીકરો ચકાલાલ પોષ વદ ૮ ને વાર ગરેઉએ રાતના નવ વાગે ગુજરી ગયો છે. તે ઘણું માઠું થયુ છે પણ ઈશ્વરને ગમ્યુ તે ખરૂ. તેમા આપણો ઇલાજ નથી. સ. ૧૯૪૯ ના પોષ વદ ૯ ને વાર શુક્ર

## વૃદ્ધની કાળોતરી.

પાડર મધે જાની દામોદરદાસ વહેલાભાઈ જોગશ્રી ગોધરેથી લી. ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ. જત અમારા પિતાજી મનસુખરામ પાન્ડુ રોગના આજારથી કારતગ વદ ૬ ને રોજ સવારના નવ વાગે દેવલોક પામ્યા છે તે ઘણી માઠી વાત થઇ છે પણ ઇશ્વર સત્તા આગળ આપણો ઇલાજ નથી. તેમની દ્વાદશા માગશગ સુદ ૨ ને ગુરૂવારે છે માટે સગા કુટુબ સાથે જરૂર આવજો. સ. ૧૯૪૯ ના કારતક વદ ૭.

## દિલાસા પત્ર.

દિલાસા પત્ર બે પ્રકારના છે. મરનારના કુટુંબને શાન્તિ પકડવા લખવો, અને આફતમા પડેલાને હિંમત રાખવાને લખવો.

શોકમા ભાગ લેવાને જાતે જવુ તેને દુખવડે અથવા કાણે

ગયા કહે છે. તે વેળા શોકાતુરને પ્રસંગાનુસાર દાખલાથી ધીરજ દઇ શકાય છે. પણ જેઓ જઈ શકતા નથી તેઓ મરનારના કુટુંબને પત્ર મારફતે દિલાસો દે છે. મરનાર બાળક, જુવાન, વૃદ્ધ, નિર્વંશ કે પનોતુ હતું તેનો તથા તેની લાયકીનો વિચાર કરી વિયોગથી થતો ખેદ તેમના કુટુંબને લાગેલી ખોટ અને હવે વધારે ગમગીનીમા નહિ રહેવા ઉપર વિવેચન કરવામાં આવે છે.

આફતમા પડેલા મનુષ્યને દિલાસા પત્ર લખતી વખતે ચઢતી પડતીની અસર ઉપરથી સાર લેવા જોગ બોધક વચનો લખીને સારી અસર પેદા થાય તથા માણુસ હિમતવાન બને એવી તજવીજ કરવી જોઇએ

## દિલાસાનો પત્ર

ચીતણિયાશેરી વડોદરા. તા. (

પરમ શુભેચ્છક ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ,

ગોધરા.

વિ. વિ તીર્થરૂપના મરણ બદલ આપનો પત્ર વાચી ઘણો ખેદ થયો તેઓ જાતે ઉદ્યોગી, સાહસિક, હિમતવાન અને ઘણા માયાળુ હતા. જે જે ઠેકાણે તેમણે નોકરી કરી તે તે ઠેકાણે લોક પ્રીતી સારી મેળવી હતી તેમના સ્વર્ગવાસથી શોક ઉત્પન્ન થાય છે પણ તે વાત કોઇના હાથમાં નથી આપ તો સમજુ છો. એ બાબતમા આપને વધારે લખવુ પડે તેમ નથી મારાથી અવાશે, તો હુ દ્વાદશા ઉપર આવીશ. દુનિયામા વૃદ્ધનો ખપ ઘડીએ ઘડીએ પડે છે, પરંતુ કાળ આગળ ઇલાજ નથી. તેમ આવા કળીયુગમા કુટુંબ વાડી મુકીને જવુ એ પરમ ભાગ્ય છે. લી દામોદર ઘંડુલાભાઇના નમસ્કાર.

## મિત્રને દિલાસા પત્ર.

પરમપ્રિયભાઈ મણિલાલ મૂળજી મહેતા—વડોદરા.

વિ કે. આપનો પત્ર વાંચીને વધારે ખેદ પામ્યો. સૌ. સદા જેવી સુઘડ અને સદગુણી સ્ત્રી ઘેર ઘેર નીપજવી દુર્લભ છે દુનિયામાં યુવાવસ્થામાં ઘર ભાગે તેના જેવુ એક દુખ નથી, પરંતુ તેમા ઇલાજ ચાલે તેવુ છેજ નહિ. એ વાત ઇશ્વર સત્તામા રહેલી છે. સુખ દુખ માણુસને માથે હોય છે માટે જે કષ્ટ પડે તે હરી ઇચ્છા માની સહેવું જોઇએ. મેં સાભળ્યુ છે કે તમે ઘણોજ શોક કરો છો ને કોઇ રીતે શાન્તિ પકડતા નથી, પણ તેથી આખરે તન્દુરસ્તી બગડશે અને પસ્તાવું પડશે માટે જાણે એ વસ્તુ હતીજ નહિ એમ માનીને ધધામા ચિત્ત પરોવવુ. બનતા સુધી એકલા ન રહેવુ, તેમ નવરાસની વેળાએ એકાતમા બેશી ગઈ વાત યાદ કરવી નહિ તેથી આ કારી ઘા વિસારે પડશે. તમારા જેવા સમજુને આ ઇસારો બસ છે તા. ૧—૧—૮૧

જુવાનના દિલાસા પત્રમા—પૂર્વના સસ્કાર પ્રમાણે સૌ આવી મળેલુ હોય છે તમારે અને તેમને જ્યા સુધી સબધ હતો ત્યા સુધી તેઓ તમારી પાસે રહ્યા વધારે શોક કરવાથી શરીરને હાની પહોચશે તમે એવા ઘણા દાખલા જોયેલા છે આવા પ્રસંગે માણસે ધીરજ રાખવાની છે જો તમે કઠણ નહિ થાઓ તો ઘરમા સૌ ગભરાઇ જશે ઈત્યાદિ

### પરચુરણ પત્રો

ઉત્તેજન માટે ભલામણ પત્ર

સ્વસ્તિ શ્રી પુણા મહાશુભસ્થાને પરમશુભેચ્છક ગાંધી ભોગી-

લાલ ભીખાભાઇ. જોગશ્રી ઉમરેઠથી લી. ગાંધી મોહનલાલ અમૃતલાલના જેગોપાળ વાંચજો. જત અત્રેથી પરી. મૂળજી મોહનલાલને રોજગાર માટે પુણે મોકલ્યા છે. તેમને સારી રીતે ઠેકાણે પાડશો. અમને તમારો પાકો ભરોંસો છે. આપનો વારંવાર ખપ પડ્યાથી અમે ઘણી તસ્દી આપીએ છીએ. અને આપ તેને માટે શ્રમ લ્યો છો તે ઉપકારનો બદલો અમે વાળી શકવાના નથી. જગતમા તમારા જેવા મિત્ર નહિજ થાય. આપ એક વખત અત્રે પધારી ઘર પાવન કરશો. હવે શરદ પુનમ પાસે આવેલી છે, તો શ્રીડાકોરજીને બહાને પણ પધારવાનું કરશો. મૂળજી પારેખને સારે ઠેકાણે લગાડશો એવી ઉમેદ છે. તે ગરીબ માણુસ છે. ઠેકાણે પડી શેર જુવાર મેળવશે તો આપના હકમાં દુવા દેશે. અત્રે દુકાન સારી સ્થિતિમાં છે એક વખત દર્શનનો લાભ આપશો. પત્રનો ઉત્તર જરૂર લખશો. સં ૧૯૪૯ ના ભાદરવા વદ ૪ ને વાર સોમે.

## બોધક પત્ર.

સ્વસ્તિ શ્રી પુણા મધે રાજેશ્રી મૂળજી મોહનલાલ જોગ શ્રી પડાળથી લી. શાહ કેશવલાલ જેઠાભાઇના જેગોપાળ વાંચજો. જત અત્રે કુશળતા છે. તમારો પત્ર નથી તે ઠીક નહિ પરદેશમા જઇને પત્ર લખવાનુ આળસ કરવુ નહિ. તમને ઉમરેઠથી ભલામણ અપાવી પુણે મોકલ્યા, પણ ત્યા તમે ચિત્ત લગાડીને સારૂ કામ કરતા નથી એવુ સાભળ્યુ છે જ્યા શેર જુવાર મળે ત્યા વતન છે એમ માનવુ જોઇએ, અને ત્યા ખરા અંતકરણથી ધણીનુ કામ કરવુ જોઇએ. કામ કરવામા કાચરાઈ કરશો તો તમારૂ બગડશે. તમારા શેઠે ત્રણ વખત ઠપકો દીધા છતા તમે પોતાની ચાલ સુધારતા નથી, તે વાત જાણીને અમે

ઘણા દિલગીર થયા છીએ. તમારી બાબતમાં ભોગીલાલ ગાંધીએ ઉમરેઠ તરફ ઘણો ઠપકો લખેલો છે. પણ હવે સારૂં કામ નહિ કરશો તો માઠુ પરિણામ ભોગવવુ પડશે. કારણ કે તમારા શેઠ ઘણા ગુસ્સે થયેલા છે તેથી ફરી ફરીને તમારા ગુન્હા સાખશે નહિ. અને તે બાબતમાં અમારાથી હવે પછી કંઈપણ લખી શકાશે નહિ, કેમકે તેમા તમારો વાંક છે, માટે હવેથી સંભાળીને ચાલશો તો તમો સુખી થશો. તમારે નક્કી સમજવુ કે દુનિયામાં ચઢતી પડતી પોતાની કરણી ઉપર આધાર રાખે છે વનો વેરીનેવશ કરે છે, અને કામ કરેછે તે કામણ કરેછે. માટે તમારે પોતાના ઉપરીનુ મનરંજન થાય તેમ ચાલવુ. તેથી ભવિષ્યમા સુખી થવાનો સંભવ છે. સ. ૧૯૪૯ ના માગસર શુદ ૨ ગરેઉ દા નરોતમ માણેકલાલ ગાધીના જેગોપાળ વાચજો

## રસાદિ પત્રો વિષે.

રસ નવ છે શૃગાર, હાસ્ય, કરૂણા, રૌદ્ર, વીર, બીભત્સ, ભયાનક, અદ્ભુત અને શાન્તરસ કુશળ લેખક સામાના મનપર હરકોઇ રસ વિષે પુરેપુરી છાપ પાડી શકે છે હમેશા જુદા જુદા પ્રસગે જુદા જુદા રસનો દેખાવ માલુમ પડે છે

૧ સ્ત્રી પુરૂષની પ્રીતિનુ વર્ણન અને કોઈ પ્રકારની શોભાનો દેખાવ, એટલે જે વર્ણન સાભળતા પ્રીતિ ઉપજે અથવા જેમા પ્રીતિનુ વર્ણન હોય તેને શૃંગાર રસનુ વર્ણન કહે છે

૨ પૃથ્વી ઉપર અભિમાની-બળવાન મનુષ્ય એકાદ યુક્તિવાન દુર્બળથી પણ પરાજીત થાય છે તે અતિ કૃપણનુ સંચિત ધન જે તેણે પોતાની હયાતિમા કેવી રીતે મેળવ્યુ છે તે, સમયોચિત ભાટ કે મશ્કરાની વાણી, બુદ્ધિનુ અતિ સ્થુળપણુ, વાગ્દોષ અને કોઈની

ફજેતી, વગેરે બાબતનું વર્ણન **હાસ્ય** રસમાં આવી શકે છે.

૩. કોઇના દુઃખનું વર્ણન સાંભળતાં દુ ખ, ત્રાસ અથવા શોકથી દયા ઉત્પન્ન કરનારી વાત **કરૂણા** રસમા સમાવી શકાય છે.

૪. સામા માણુસ ઉપર ઉત્પન્ન થયેલા ક્રોધનુ વર્ણન **રૌદ્ર** રસમા આવી શકે છે.

૫. જુસ્સો, ઉત્સાહ કે હિંમત આપવા અપાવવા મબધી વર્ણનમા વીરરસ આવી શકે છે યુદ્ધને પ્રસગે સ્વભાવિક રીતે વીરરસ ઉત્પન્ન થાય છે ટુકામા એટલુજ કે જેમા પાણી ચઢે (જુસ્સો ઉત્પન્ન થાય) છે તે **વીર** રસનુ લક્ષણ છે.

૬ યુદ્ધ થઇ ગયા બાદ તે ભૂમિનો દેખાવ–જેવો કે ધડ, માથા, અવયવો, લોહી, માસ વગેરે ગ દકી, કાદવ–કીચડ, દુગધ વગેરે અણગમતી અને અકળામણ આવે એવી બાબતોનુ વર્ણન અર્થાત્ કોઇના અવગણુ કે કોઇની નિંદાનુ કે અનીતિનુ–અપશબ્દોવાળુ વર્ણન **બીભત્સ** રસમા આવી શકે છે

૭ વન પ્રદેશમા દાવાનળ, ઝાડીમા રાત્રી પડવી, પડોશમા થતા સર્પાદિક શબ્દ, સ્મશાન વગેરે જગામાં અગ્નિના અકસ્માત્ ભડકા, ધરતીકપ, ધાડ, કોલેરા, ચોર, પર્વત ફાટવો, જુવાન સ્ત્રી પુરૂષની કે સુવાવડી સ્ત્રીની મરણ વેળાની આકૃતિ, ઉન્મત્તનો પ્રસંગ, ઉપરીનો બળાત્કાર વગેરે ભયના પ્રસંગમા **ભયાનક** રસ લાવી શકાયછે.

૮ ઇશ્વર કૃપાથી કિંવા દૈવ કોપથી નવાઇ થાય, વિદ્વાનને છેક ઘેલછા ઉત્પન્ન થાય, મા દીકરાને મારી નાખે, શરીરપર થઇ ચાલ્યો ગયા છતા સર્પ કરડે નહિ, વાઘપર હાથ ફેરવ્યા છતા કાઇ

થાય નહિ, અગ્નિમા પ્રવેશ કરતા પણ બળે નહિ, વગેરે એટલે સૃષ્ટિના ધર્મથી વિરૂદ્ધાચરણ **અદ્ભૂત** રસમા આવી શકે છે.

૯. વિષયોનો ત્યાગ અથવા અરૂચી, સંતસમાગમ, ઈશ્વરી ચિંતા, સંસારમા સાર બુદ્ધિ, પ્રત્યેક વસ્તુમા ગુણ જોઈ કર્ત્તાની સ્તુતિ કરવી વગેરે જેથી તલ્લિનતા થાય તેવુ, અર્થાત્ નીતિનુ કે ઉપદેશનુ વર્ણન **શાંત** રસમા સમાય છે જેમકે—

## ગુરૂને શિષ્યનો પત્ર.

કૃપાસિંધુ! જે અનુગ્રહ આપે કર્યો છે, તેનો અનુભવ કરતાં આ નિરસ વિષય વાસના દૂર થાય છે. આપે મ્હારા જેવા ક્ષુદ્રપર કૃપા કરી એથીજ કૃત કૃત્ય થયો છુ પ્રભો! આ લાભ મહત્ પુણ્યરાશીનો પરિપાકછે. આપ જેવા દયાળુ પુરૂષ પૃથ્વીપર નહત, તો યમરાજાને ત્યા નર્કમા પણ જગા ન રહેત અને પૃથ્વી પણ પાપ ભાર સહન કરી શકત નહિ. ઈશ્વર ધર્મ રક્ષા માટે અવતાર ધરે છે એ નિઃસંશય છે. આપના તત્વ બોધથી મ્હારા સર્વ કૂળ ઉદ્ધત થયાછે. આપના પદ પદ્મની રજનો આ કિંકર પ્રત્યક્ષ દર્શનની આકાંક્ષા રાખે છે તેને માટે કૃપા કરશો જો આપની અનુજ્ઞા હોય તો આપની પાસે આવુ ઐહિક અશાશ્વતપર મને હવે પ્હેલા જેવા મોહ નથી લી. દાસાનુદાસ (     ) ના શીર સાષ્ટાંગ પ્રણામ.

## વર્ત્તમાન પત્રના પત્રો વિષે.

વર્ત્તમાન પત્રથી અનેક ફાયદા થાય છે. ચાલતી રૂઢીમા સુધારો વધારો કરવો હોય તો રાજા પ્રજાનુ સંપૂર્ણ ધ્યાન ખેચનાર તે છે. તે વિદ્વાનોની ઢાલ છે સુધારાનું હથિયાર છે, અને હરકોઈ વાત

ત્વરાથી બહાર પાડવાનું અમુલ્ય યંત્ર પણ તેજ છે. એનો શોખ સુધરેલી પ્રજામા અતિશય હોય છે. તેનાં વાંચન શોખથી માણસનું મન પ્રૌઢ, ગંભીર, ટેકી અને સાર વસ્તુને ગ્રહણ કરનાર થઈ શકે છે. માટે દરેકે વર્ત્તમાન પત્ર વાંચવા જોઇએ, તથા દેશ હિતને માટે લખાણમા ભાગ લેવો જોઇએ

વર્ત્તમાન પત્ર સાથેના પત્રોના ચાર ભાગ થઈ શકેછે. (૧) સ્વતત્ર વિચારનો પત્ર (૨) સાર્વજનિક બાબતની નોધ (૩) સમાચાર પત્ર (૪) ચર્ચાપત્ર. તે પૈકી છેવટના બેના નમુના આપ્યાછે.

## સમાચાર પત્ર.

વડોદરા તા ૧૧-૧૨-૯૨

**ઋતુ**—હવા ઠીક છે. લોકોની સુખાકારી સારી છે.

**રૈયતની ધામધુમ**—શ્રીમત સયાજીરાવ ગાયકવાડ યુરોપના પ્રવાસથી પધારવાના છે ઘણું કરીને તેઓ નામદાર જાનેવારી સ ૧૮૯૩ ની બીજી તારીખે રાજધાનીમા પધારશે તેમના વિયોગથી વ્યાકુળ બનેલી પ્રજા દર્શનને માટે વધારે અધીરી છે. તે પોતાનો પ્રજાભાવ પ્રદર્શિત કરવાને નાના પ્રકારની તૈયારીઓ કરતી હોય એમ જણાયછે.

**કમિશન**—કેળવણીના સુધારા વધારા સંબધી અત્રે કમિશન નીમાયુ છે હાલ તેઓ એકદર હેવાલ તૈયાર કરેછે, તે પછી પુરતી તપાસ માટે પરગણામા જશે

**ફરજીઆત કેળવણી**—શ્રીમત ગાયકવાડ સરકાર સ્વરાજ્ય મા ફરજીયાત કેળવણી દાખલ કરવાના હોવાથી તે ઉપર વિદ્વાન મંડળના અભિપ્રાય તેમણે મગાવ્યા છે

## ચર્ચાપત્ર.

### સત્યશોધક અધિપતિ સાહેબ

વિનંતિ કે આપના ગયા અંકમા પુસ્તકો પટાવી લેનાર વિષે જેમ ચર્ચા થઈ હતી, તેમ નવા ઉત્પન્ન થતા ગ્રંથકારો ઉપર પણ ટીકા કરવાની વધારે અગત્ય છે એમ જાણીને હુ ચાર શબ્દો લખી મોકલુછુ. તો તે આપના માનવંતા વર્ત્તમાનપત્રમા પ્રગટ કરશો એવી આશા છે.

હાલમાં ગ્રંથકર્ત્તા થવાનો પવન ફેલાયો છે, પણ તેમા પોતાની શક્તિનો વિચાર કરે એવા થોડાજ હશે પોતાને હાથ લીધેલા વિષયનું સપૂર્ણ જ્ઞાન ન હોય તો અનુકૂળ ગ્રંથોમાથી જરૂરી બાબતોનો ઉતારો કરીને પણ ગ્રથકાર થવામા મોટુ માન છે એમ કેટલાક સમજે છે આ ચેપ અજ્ઞાન અથવા અધકચરા વર્ગમાજ છે એમ નહિ પરંતુ વિદ્વાનવર્ગમા ગણાતા ગૃહસ્થોને પણ લાગ્યો છે માટે આપ અને બીજા વર્ત્તમાનપત્રના અધિપતિઓ એવી બાબતપર ખાસ ધ્યાન દેશો, એવી ઉમેદ છે હાલ નમુનાને માટે હુ બે ગ્રંથકારના પુસ્તકો પદરના ખરચે મોકલાવુ છુ, તેમા હેતુ એટલોજ છે કે સારાએને ઉત્તેજન મળે અને નકલ કરનારાઓને પસ્તાવો થાય તા ૧૧-૧૨-૯૮.

## બેસતાવર્ષે લખાતા પત્રો.

### વેપારીનો પત્ર

સ્વસ્તિશ્રી મુંબાઇબદરે મહાશુભસ્થાને શા. શ્રી ૫ ૫ની ચુનીલાલ લલ્લુભાઈ જોગ શ્રી ગોધરેથી લી ૫ની ગીરધરલાલ પીતાંબર-

દાસના જેગોપાળ વાંચજો. જત સામાચાર ૧ જણજો. અત્રે ગોરસ સમયે શ્રી× સારદાપૂજન રૂડી રીતે કર્યું છે. તમે પણ આનંદથી કર્યું હશે. જવાબ આવેથી જાણીશું. દેશાવરના ભાવની વિગત-* ૧૭ મુંબાઇના, ૧૬॥।= અમદાવાદના, ૧૬॥= પોળિયાંના કામકાજ લખજો. સં. ૧૯૪૯ ના કારતક શુદ ૧. હીરાલાલ છોટાલાલના જેગોપાળ વાંચજો.

## *સાધારણ લોકમાં લખાતો પત્ર.

પ્રિયભાઇ પુરૂષોત્તમ કહાનજી ગાધી. અમદાવાદ.

વિ. વિ અત્રે ઇશ્વરકૃપાથી આનરભેર દીવાળી કરી છે. તમારે ત્યાં પણ થઇ હશે હવે નવા વર્ષમા પણ આપણને શ્રી પ્રભુ સારી રીતે સુખી રાખી સુજશ આપે એવી પ્રાર્થના છે. તમારા તરફના સમાચાર જણાવશો. તા ૨૯–૧૦–૯૪ લી. કૃપાશકર દોલતરામના આશિર્વાદ

## જૈનમાં ક્ષમા ક્ષમા વનને માટે લખાતો પત્ર.

સ્વસ્તિ શ્રી પાર્શ્વજિન પણમ્ય વડોદરા મહાશુભસ્થાને પૂજ્યારાધે ઉત્તમોત્તમ સુશ્રાવક શ્રીદેવગુરૂભક્તિકારક શ્રીજિન આજ્ઞાધારક જીવ દયા પ્રતિપાલક શાસનોદ્યોતકારાદિ અનેક શુભોપમા લાયક

---

× ધનતેરસને દિવસે લક્ષ્મી પૂજન કર્યું હોય તો તેને માટે પણ એજ રીતે પત્ર લખાય છે. વળી પોતાના ખાતાનો હિસાબ બીડવાની સૂચના પણ છેવટે કરવામા આવે છે . સરાફલોક હુડી અને નાંણા ફેરફારના ભાવ લખે છે, અને બીજા વેપારીઓ પોતાને જરૂરની વસ્તુઓના ભાવ લખે છે બધા લોકોમા એ રિવાજ નથી

ઝવેરી કેશવલાલ ધરમચંદ યોગ્ય શ્રી મુંબાઇબંદરથી લી. શાહ નેમચંદ ખેમચંદના ઘણા સ્નેહપૂર્વક પ્રણામ વાંચજોજી. અપરંચ આલી. જૈનધર્મના પ્રાસાદથી કુશળ મંગલ વર્તે છે, આપના કુશલમંગલની સર્વદા ચાહના રાખીએ છીએ.

વિશેષ લખવાનું કે અત્રે પરમ તીર્થંકર શ્રીમહાવીર સ્વામીના નિર્વાણથી (  ) મા સંવત્સરને વિષે સર્વ પર્વાધિરાજ મહામંગલકારી શ્રીપર્યુષણ પર્વનું આરાધન અત્યાનંદપૂર્વક નિર્વિઘ્નપણે પૂર્ણ થયું છે. એ સર્વોત્તમ પર્વને વિષે સાપ્રત સમયાનુસાર તપ, જપ, વૃત પચ્ચખ્ખાણ, પોસહ, પરિક્રમણ, પૂજા પ્રભાવના, સ્વામીવાત્સલ, શાસ્ત્રશ્રવણ, દેવયાત્રા, ગુરૂયાત્રાદિ અનેક પ્રકારના ધર્મકૃત્યો ઘણા સજ્જનોએ રૂડી રીતથી કર્યા છે. તેથી ધર્મનો ઉદ્યોગ ઘણો સારો થયો છે. મેં પણ યથાશકિત વૃત પચ્ચખ્ખાણાદિકે પર્વારાધન કરી મીતિ ભાદરવા શુદી ૪ ને વાર શોમન. દિવસે સાવત્સરી પરિક્રમણ કરતા સર્વ જીવાની સાથે ખમત ખામણા કરી ચતુરવિધ શ્રીસંઘાદિ સાધર્મી ભાઇઓની સાથે ઉત્પન્ન થએલો વૈર વિરોધ સર્વ ખમાવ્યો છે. તેમજ આ પૂર્ણ થએલા વર્ષના ૩૬૦ દિવસોમા તમારી સાથે પણ જે કાંઇ જાણુને અજાણુતે ભૂલેચૂકે મારા તરફથી અપ્રીતિ અવિનય થયો હોય તે સર્વ મન, વચન કાયાએ કરી બે હાથ જોડીને હું આપ સાથે વારંવાર ખમાવું છુ આપ પણ ક્ષમા કરજો.

તમારી તરફ પણ પર્વારાધન ઘણો સુશોભનિક થયો હશે તેના સમાચાર લખવા કૃપા કરશો. ધર્મસ્નેહ અધિક રાખજો. દેવ દર્શન જિન પૂજાદિક શુભ કરણીમા યાદ કરજો. મારા યોગ્ય ધર્મસંબંધી

કામકાજ લખજો. મીતિ સંવત ૧૯૪૭ ના ભાદ્રપદ શુદી ૫ ને વાર ભોમ દા૦ ( ) ના પ્રણામ તથા ખમત ખામણા વાંચજોજી.

## પ્રાચીન પ્રશસ્તીઓ અનુસાર મથાળાં-

### સગા સહોદરનાં મથાળાં.

### તીર્થરૂપનુ –

સ્વસ્તિ શ્રી પરમાનંદી, આત્મસુખના અનુભવો, મધુરવચનથી અને પ્રેમ ભાવથી ઉછેરેલા બાળકના મુખમાંથી નીકળેલા વચનામૃતના વિલાસી, તથા તેના વિનોદમા અહોરાત્રી ગાળનારા, શ્રીમત, સકળ તીર્થરૂપ સેવવા યોગ્ય, સદ્દગુણ સમુદાયના વખાણવા લાયક ચરિત્રોથી સુશોભિત, કીર્તિરૂપ ચ દ્રિકાવડે દિશાઓના વલયને શોભાવનાર, પિતાજી ( નામ ) ના ચરણમા નમ્રભાવે અર્પણ કરેલો આ લેખ નમસ્કાર સહિત અ ગિકાર કરશો આપની આશીષના પ્રતાપવડે સુખી છુ અને નિરતર આપના કૃપાસુચક પત્રના દર્શનની અપેક્ષા રાખુ છુ ઈ

### માતાનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) પતિવૃતામા અરૂ ધતી કરનાએ ઉત્તમ, તપના પ્રતાપથી પાર્વતી સમાન કાર્ય કરનારા, જન્મોજન્મના કરેલા પાપ ભસ્મ કરનારા, પરાક્રમમા સ્વાહા સરખા, સપૂર્ણ પ્રતાપી, કલ્પલતા સમાન સુખદાતા, અથવા સ્વજન પરિવારની કલ્પવેલી સકલતીર્થનુ સ્થાન, ઉભય કુળદીપક પરમ કૃપા રસથી સુંદર માનસમા પરમેશ્વરને હસ રૂપ રાખનારા, માતાજી ( નામ ) ના ચરણમા પરમ પ્રેમથી વધારેલા પુત્ર ( નામ ) ના પ્રણામ અથવા આપના વેચાણ લીધેલા દાસાનુદાસ (નામ) ના ભક્તિ ભાવે પ્રણામ.

## મોટાભાઈનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) સહોદરના અસાધારણ સ્નેહવડે યુધિષ્ઠર, અર્જુન અને રામલક્ષ્મણને જીતનાર, સભાસદોમાં મેળવેલી કીર્ત્તિવડે ત્રિલોકને ઉજ્જવલ કરનાર, નિરતિશય જગતની વિવિધ ચિંતાઓવડે વિંટાએલા, સકળ ગુણ નિધાન, વિનયાદિગુણોથી પરિપૂર્ણ, પરમ પ્રેમપાત્ર, વડીલ લોકોના મિત્રરૂપ, માન અને કીર્ત્તિના ભરાવાથી સજ્જનોને સંતોષ આપનાર દુખના વિભાગી, જેષ્ઠ બંધુ ( નામ ) ને ઇ૦

## નાના ભાઈનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) લક્ષ્મણ સમાન વિવેકી, પ્રેમનું સ્થાન, સંકટમા સહાયક, આજ્ઞાધારક, ચિરંજીવી ( ગામ ) ઈ.

## બ્હેનનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) પરમસ્નેહનું સ્થાન, હિતાહિતનો ઉપદેશ કરવામા સમર્થ, ઉભય કુળદીપક, યમુનારૂપ અખંડ સૌભાગ્યથી સુશોભિત બ્હેન

## સ્રીનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) સ્વરૂપની ખુબસુરતીથી ઇદ્રાણી, વિજળી, રતિ અને રંભાવતિ વગેરેને ઝાંખી પાડનાર, સગીત વિદ્યાના રહસ્યને જાણનાર, સુવર્ણ સમાન શોભિતા અંબર વાળી, સુશીલપણામા મુખ્ય, શીલગુણથી ભરપુર, અનુપમ પ્રેમનું સ્થાન, નિરતર પ્રિયતમ ઉપર પ્રેમાળ, ગૃહસ્થાશ્રમમા ધુરંધર, સ્વાભાવિક પ્રેમે બધાયલા બધુસમાન, સુખદુખ વખતે સાચો મિત્ર વિનોદનુ સ્થાન, પ્રાણેશ્વરી ઇ.

## પુત્રનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) પ્રાણથી અધિકપ્રિય, પરમ આનંદના કંદ, વિષ્ણુના ચરણકમળમાં પ્રીતિ ધરનારા, શ્રીમદ્ સકળ ગુણ-નિધાન, પરમ પ્રેમનું સ્થાન, મનને આલ્હાદક, પુણ્યરૂપ અમૃતની ધારાથી સિંચેલ વંશરૂપ વલ્લીના ફુલરૂપ, અમારા હૃદયરૂપ પાંજરામાં બિરાજમાન પોપટ, ચિરંજીવ. ઇ. (નામ) (ગામ) થી લી. તીર્થરૂપ ( નામ ) ની આશીષ વાચવી.

## સસરાનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) વખાણવાલાયક ગુણનિધાન, સુજન-તાના ધામરૂપ, મનોભિરામ, સુકીર્તિરૂપ ચંદ્રવડે સ્વજનના હૃદયરૂપ પોયણાને ખિલવનાર, પૃથ્વીપતિને માન્ય, પરમ મિત્રવર્ય, તીર્થસ્વ-રૂપ શ્વસૂર શ્રી ૨ (નામ) ની સેવામાં ( ગામ ) થી લી ફલાણાના નમ-સ્કાર સાથે વિનંતિકે—

## જમાઇનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) પ્રાણથી અધિક પ્રિય, પરમ પૂજ્ય, સદ્પાત્ર, ચિરંજીવ ( નામ ) પ્રતિ શ્રી (ગામ) થી લી. શુભેચ્છક તીર્થ સ્વરૂપ ( નામ ) ની આશીષ અગર જેગોપાળ. પુત્ર પ્રમાણે વિવેક વાપરવો

## બનેવીનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) શુભોપમા લાયગ, પૂજનિય, પરમસ્નેહનું પાત્ર, યોગ્ય કાર્યમાં સલાહકાર ( નામ ) પ્રતિ ( ગામ ) થી લી. અમુકના નમસ્કાર કે જેગોપાળ ઇ૦—

**ભાણેજનું.—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) પરમ પૂજ્ય, આનંદકારી ચિરંજીવ ભાણાભાઇ ( નામ ) જોગ શ્રી ( ગામ ) થી લી. હિતેચ્છુ (નામ)ના આશીર્વાદ, ઇ૦—

**સાળાનું—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) વિવેકસાગર, સ્નેહાંકિત ( નામ ) જોગ લી. શુભેચ્છક ( નામ ) ના નમસ્કાર ઇ૦—

**સાસુનું.—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) લક્ષ્મી સ્વરૂપ, અખંડ સૌભાગ્યવંતા, પરમ કૃપાળ, સ્વપરિવારની કલ્પવેલી, નિરંતર હિતચિંતક સાસુજી ( નામ ) પ્રતિ શ્રી (ગામથી) લી. ( નામ ) ના પ્રણામ કે જેગોપાળ. વિનંતિ કે—

**મિત્રનું.—**

સ્વસ્તિ શ્રી (ગામ) સન્માર્ગબોધક, દુઃખનાં વિભાગી, નિર્મળ પ્રીતિવાન, ચતુર, સદ્ગુણના ભંડાર, પરોપકારી, પ્રાણથી અધિક પ્રિય, પરમ સખા શ્રી ૨ ( નામ ) જોગ શ્રી ( ગામ ) થી લી. સ્નેહાભિલાષી અથવા મળવાને આતુર, ઇ૦—

**પતિનું—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) સૌભાગ્ય રક્ષક, પ્રાણથી અધિક પ્રિય પરમ પૂજ્ય, શીરોમણી, સુખદાતા, મંગળકારી, મનોહર, સંસાર સુખ વર્ધક સ્વામીનાથ (નામ) ની સેવામાં ગામથી) લી દાસીના નમ્રભાવે આગ્રહયુક્ત સાષ્ટાંગ દંડવત પ્રણામ અંગીકાર કરશોજી વિનંતિ કે—

**અન્ય વડીલોનું.—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) મહાપ્રતાપી, ત્રિલોકરૂપી કમળનો પ્રકાશ કરવામાં સૂર્યસમાન, જગતમાં વંદન કરવા યોગ્ય વડીલ, સન્માર્ગ દર્શક ( નામ ) સેવામાં ( ગામ ) થી લી. ( નામ ) ના નમસ્કાર.

**દાસનું.—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) મનગમતા ખાનપાન લાવી આપી સંતોષ આપનાર, ધર્મ, અર્થ, અને કામ સિદ્ધ કરવામાં આતુર અંતકરણવાળા, સુવિચારથી કરેલ કૃત્યો વડે દિશાઓમાં મહા માન પામેલા, હરેક કાર્યમાં પૂર્ણ વિચાર કરનાર, લેખકમા ચિત્રગુપ્તને જીતનાર, સોંપેલું કાર્ય પૂર્ણ કરવામાં મનુષ્યાવતારનું સાર્થક સમજનાર, ઉપરીના આશીર્વાદ ને પાત્ર ( નામ ) ને પ્રતિપાલક ( નામ ) ના આશીર્વાદ. ઇ૦—

**સામાન્ય સદ્‌ગૃહસ્થોના પત્રનાં મથાળાં.**

**વિદ્યાગુરૂનું.—**

સ્વસ્તિ શ્રી ( ગામ ) નિર્દોષ અને વંદન કરવા લાયક, ગદ્યપદ્યમાં પંડિતાઇ ભરેલા ચમત્કારી તત્વોથી સાનંદાશ્ચર્ય પમાડનાર, વિદ્વાનોએ કરેલી પ્રશંસાવાળા, પડે સંપાદન કરેલી સંપત્તિવડે દેવ, બ્રાહ્મણ તથા અભ્યાગતને તૃપ્ત કરનારા, કળિ કાળનાં અંગનું વિદારણ કરવામાં અત્યંત સમર્થ, વિચિત્ર પુણ્ય રૂપ વહેણથી પૃથ્વીને પવિત્ર કરનારા, ગંભીરતા, ધૈર્ય, ઉદારતા, અને સામર્થ્ય વગેરે અનેક સદગુણના ભંડાર, દયાનિધિ સર્વ ગુણ રત્નોના ઉત્પત્તિસ્થાન, તીર્થ સ્વરૂપ, વિદ્યા ગુરૂજી ( નામ ) ના ચરણમા પ્રતિ શ્રી ( ગામ ) લી. વિદ્યાર્થી ( અમુક ) ના ભક્તિયુક્ત પ્રણામ. ઇ૦—

### શિષ્યનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) શિષ્યવર્ય, ચિરંજીવી, રાજેશ્રી (શિષ્યનું નામ) પછી પુત્ર પ્રમાણે લખવું. નિરંતર પત્રદ્વારે સમાચાર લખવા.

### વિદ્વાન પુરૂષોનું.—

સ્વસ્તિ શ્રી (ગામ) સર્વ વિદ્યા વિનોદમાં રસિક, વિદ્વજ્જનરૂપ કમળોને પ્રફુલ્લિત કરવામાં સૂર્ય સમાન, ગુણાલંકૃત, વિદ્વજ્જન સમાજભૂષણ પંડિતાઈના ચમત્કારવડે પ્રબળ, પ્રતિપક્ષીઓપર જય મેળવનાર, કૃપાના કટાક્ષે કરી ચારે પુરૂષાર્થને આપનાર, અને સ્વપરાક્રમથી જન મંડળનુ કલ્યાણ ચહાનાર, સુજ્ઞ, વિદ્વાન, રાજમાન રાજેશ્રી ( નામ ). સેવામાં પ્રતિ શ્રી (ગામ) થી લી. (નામ) ના પ્રણામ.

### વેદાંતિનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) નિર્દોષ વેદવિદ્યા પરાયણના ઘોષ રૂપ સિંહનાદથી હરણ રૂપી પાપને હરણ કરનારા, શ્રોત સ્માર્ત કર્મોના અનુષ્ટાનથી અત્યંત નિર્મળ અંત કરણવાળા, સર્વ પાતકના કાર્યને બાળવામાં અગ્નિ સમાન, સર્વ વેદ મંત્રોના દેવતાઓને પોતાના હૃદયમા સ્થાપન કરી રાખનાગ, શાસ્ત્રાચાર્યોનુ પરંપરાનુ ખરૂં તત્વ મેળવનારા, સર્વ ગુણોથી ભરપુર, સંસારરૂપ સમુદ્રને ગાયની ખરી જેટલો બનાવી દેનારા, (અમુક) ના ચરણમા (ગામ) થી લી. (નામ)ઇ૦

### જોશીનું.—

સ્વસ્તિ શ્રા ( ગામ ) નિર્મળ હૃદય કમળવાળા, ત્રિકાળ તત્વને હથેળીમા આમળારૂપે રાખનારા, ચંદ્રસમાન સુજશવડે દિશાઓને શોભાવનાર, શિશુમાર ચક્રમાં રહેલા સર્વ ગૃહો નક્ષત્રો અને તારાઓ વગેરેની સુક્ષ્મ ગતિઓને જાણનારા, તથા તેનો ફળાદેશ કહેનારા,

અને તેમાં મેળવેલી પ્રતિષ્ઠાવડે ગર્ગ, વરાહ, લલ્લ વગેરે આચાર્યોની પેઠે જન મંડળને વિસ્મય પમાડનારા જોશીજી ( નામ ) ૪.

### વૈદ્યરાજનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) અનંતગુણરૂપ મણિઓથી પુણ્યકાર અંતરના ભાગો અલંકૃત કરેલ, પ્રાણીઓના રોગને ફેડવાના પ્રકારોમાં સમર્થ, અનેક લોકને પ્રાણદાન આપી અગણિત પુણ્ય મેળવનારા, મહારાજાઓની સભાના સભાસદોને મનરંજનથી ઉત્પન્ન કરેલા યશના પૂર રૂપી કપૂરવડે સર્વ દિશાને સુવાસિત કરનાર. પરમશ્રેષ્ટ, આયુર્વેદી, વૈદ્યનું નામ પ્રતિશ્રી ૪.

### કવિરાજનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) વિવિધ પ્રકારની કવિતાના વિચારના વિનોદથી નવેરસોમા રસિક, સહૃદય જનોના અંતઃકરણોને વશ કરનારા, સર્વ રાજાના સમાજમા વિરાજમાન, સજ્જન મડળમા વાણીના વિલાસથી પ્રાપ્ત થયેલા પૂર્ણ યશવડે ત્રિલોકને પવિત્ર કરનારા, પોતાના કરકમળવડે મેળવેલા ધનનો સદ્વ્યય કરનારા કવિરાજ (નામ) જોગ શ્રી ( ગામ ) થી લી૦ ના અમુક નમસ્કાર૦ જત આપના વિયોગે મારા હૃદયમા ગુલ્મ નામનો વ્યાધિ થયો છે માટે કવિતારૂપ વૈદને મોકલતા વાર કરશો મા, વિરહરૂપી સર્પના ડંસથી મારૂ ચિત મરવાની તૈયારીમા છે, માટે કવિતામય પત્રરૂપ ગારૂડીને મોકલી મનને શાન્તિ આપવા તસ્દી લેશોજી ૪

### વકીલનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) ધારા શાસ્ત્રમા પ્રવીણ, શબ્દાર્થ ભેદને જાણનાર, આશ્રિતજનના હિતમા મથનાર, વિગ્રહમા સત્યવાતને શોધ-

નારા, દુરાગ્રહરહિત અને કીર્ત્તિ મેળવવામાં ઉત્સુક ( નામ ) જોગ ( ગામ ) થી લી. અસીલના યથાયોગ્ય.

શ્રીમતનું;—

સ્વસ્તિ શ્રી ( ગામ ) + સચ્છાસ્ત્રોએ નિર્ણય કરેલા ધર્માચરણવડે થયેલી પ્રતિષ્ટાવાળા, અપાર ચતુરાઈ વડે ખેડેલા વ્યાપારમાં અખૂટ ધન સંપાદન કરેલા, અપારદાન રુપી નિર્મળ ચંદ્રના પ્રકાશથી સર્વ દિશાના મંડળને પ્રકાશ કરનારા, અમૂલ્ય રત્ન જડિત સુવર્ણમાં અનોપમ અલંકાર થકી સ્વકુટુંબને શોભાવનારા, મહાબુદ્ધિથી કીર્તિ સંપાદન કરનાર રામના ભક્ત, સયુક્તિક ધન સંચય કરનાર, કૃષીકર્મના આશ્રયદાતા, સદ્દપાત્રને દાન દેવામાં પ્રતિષ્ઠા માનનારા, સ્નેહનુ સ્થાન, યોગ્ય સુખકાર મહાજનને માન કરવા લાયક, સમાગમ કરવા યોગ્ય, લક્ષ્મી સમાન સીલ, સદગુણ સંપન્ન ઈ.

દક્ષણી ગૃહસ્થનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) મહાશુભસ્થાને પરમ ઐશ્વર્યવંત, રાજેશ્રી અથવા રા.રા. વગેરે ઘટતી ઉપમા (નામ) ને (ગામ) થી લી. (નામ) ના રામરામ નમસ્કાર જેગોપાળ કે યથાયોગ્ય વિનતિ વિશેષ ઇ.

પારસી ગૃહસ્થનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) પરોપકારી સદા મહેરબાન વગેરે ઘટતી ઉપમાઓ અને સેઠજી અથવા શેઠ સાહેબ ( નામ ) પ્રતિ શ્રી (ગામ) થી લી. ( નામ ) ની સલામ માન્ય કરશો ઇ.

---

+ વણિકને એવું પણ લખાય છે કે વિદ્દજ્જનોએ વિચાર કરતાં મનવાદિ મુર્તિ સમુદાયના મુખકમળમાંથી ઉત્પન થયેલા, જગદીશ્વરના આરાધનથી સર્વ મન સિદ્ધને પામનારા ઇ.

### મુસલમાન ગૃહસ્થનું.—

સ્વસ્તિશ્રી (ગામ) નેકનામદાર, કદરદાન વગેરે ઘટતી ઉપમાઓ ખાનબહાદુર કે ખાન સાહેબ (અટક સાથે નામ) જોગ શ્રી (ગામ) થી લી. (નામ) ની સલામ વાંચશો. જત અથવા વિનંતિ વિશેષ.

## રાજકિય વર્ગના પત્રોનાં મથાળાં

### છત્રપતિ મહારાજાનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) અગણિત ગુણોથી પૂર્ણ શરદના ચંદ્રની પેઠે ઈચ્છાવા યોગ્ય, શ્રેષ્ટ કીર્તિ રૂપી સર્વવડે અરીદળને પરાભવ પમાડનાર, મહાસાગરોથકી વિંટાયલી પૃથ્વીનું પાલન કરવામાં કુશળ, પ્રચંડ બાહુઓમાં રમણ કરતા ધનુષ્ય બાણોવડે સર્વ લોકનાં સલ્યો ( દુઃખ ) ને દૂર કરી દેનાર, દયાનિધિ, સજ્જનોમાં ધુરંધર, નિર્દોષ વિદ્યાઓના જ્ઞાતા, કામદેવસરખા મનોહર, હરિહરની ભક્તિવડે મેળવેલા અનુપમ વૈભવ થકી આનદ પામનાર, ગૌ બ્રાહ્મણ ધર્મપ્રતિપાળ, સમગ્ર ભૂપાલોના મુકૂટ મણિ ચક્રવર્તિરાજેંદ્ર, શ્રીમંત, શ્રી ૧૦૮ મહારાજાધિરાજ ( નામ ) ની સેવામાં ( ગામના ) પ્રેમપૂર્વક વારવાર પ્રણામ

### મંડળીક રાજાઓનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) વિદ્વાનોના હૃદય વિષે રહેનાર, શેષશાયી ભગવાનના ચરણનુ સ્મરણ કરવામા તત્પર, સ્વચરિત્રના ચમત્કારથી ઉશીનર શીબી દધીચી અને કર્ણના ગુણોને વિસરાવનાર, અનેક કળાના પ્રકાશકપણાથી રાજા નામનું સાર્થક કરનાર, અખિલૌદાર્ય, ભૂગોળના મહેંદ્ર તુમુલ રણભૂમિ વિષે મદોન્મત્ત હાથીઓના મસ્તકને છેદનાર, પરિપૂર્ણ મનોરથ પામેલા શ્રીમન્ મહીપતિ [નામ] ની સેવામાં ૪.

### સાધારણ દરબારનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) શ્રીમન્ન મહાપ્રતાપી અનેક ગુણવિરાજીત સ્વધર્મરક્ષક રાણા શ્રી ( નામ ) ની સેવામાં પ્રતિ શ્રી ઈ.

### જાગીરદાર કે સરદાર.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) શ્રીમંત શુભોપમા લાયક રાજ્યમાન્ય રાજેશ્રી ( નામ ) પ્રતિ શ્રી ૪.

### પ્રધાનનું.—

સ્વસ્તિ શ્રી ( ગામ ) સર્વ સામંતોને સેવનાર, પરોપકાર અને સત્કારમાં નિપુણ, વેદાંત શાસ્ત્રીની માફક પરમાનંદનો પ્રકાશ કરનાર, સાંખ્ય શાસ્ત્રની પેઠે પ્રકૃતિએ મધુર, નૈયાયીકોની પેઠે અનેક પ્રયોગોને સાધનાર, અપાર ગુણ રત્નવડે દિપમંડળને દિપાવનાર, મલયાગરૂ સમાન શીતળ મનવાળા, સેવકજનના ભાવિક, પરિપુર્ણ મનોરથવાળા, દેવના કલ્પ વૃક્ષ સમાન, શત્રુઓના સૈન્યે નમન કરેલા, સરદાર લોકવડે વિરાજીત, રાજ્ય લક્ષ્મીનો વ્યય કરવામા સૂત્રધાર, સર્વ આપ્તજનોને આધાર રૂપ, કીર્તિરૂપી ચંદ્રિકાવડે સજ્જનોના મનરૂપી ચકોર પક્ષીને આનંદ દાયક, પ્રતાપરૂપી સૂર્યના તેજમાં સર્વ શત્રુ નરેન્દ્રને તપાવનાર અને ભૂમંડળના અલંકારરૂપ પ્રધાન (નામ) ૪૦

### સેનાપતિનું.

સ્વસ્તિ શ્રી (ગામ) બાહુબળવડે અરિદળપર કીર્તિ મેળવનારા, શાસ્ત્ર વિદ્યાના વિલાસમાં રસિક, ચલાયમાન વિજળીની કાન્તિને જીતનાર, આપત્તિ સમુદ્રમા ડુબેલા દેશના સારોદ્ધારક, ઘણા દાનથી મેરૂ પર્વતને પણ ત્રાસ પમાડનાર, રિદ્ધિદાતા, વિર્યવાન, સેનાપતિ ઈ.

### ન્યાયાધિશનું.—

સ્વસ્તિ શ્રી (ગામ) ન્યાય શાસ્ત્રમાં નિપુણ નિષ્પક્ષપાતિ, સમુદ્ર સમાન ગંભિર, વાણીમાં મનોહર, દેશાચાર અને કુળાચાર સમજનાર, સત્યવાતને ગ્રહણ કરનાર, ધર્મરાજની પેઠે ન્યાયને તોળનાર, સ્વદેશ પ્રેમી, પરમાર્થ સાધક, રા. રા. (નામ) ની સેવામાં (ગામ) થી લી ઈ૦

### રેવન્યુ કામદારનું.—

સ્વસ્તિ શ્રી પૃથ્વીના રસકસને જાણનાર, કૃષીકારને ઉત્તેજન દેનાર, સમદ્રષ્ટીવાન, રાજા પ્રજાને પ્રિય, રા. રા. (નામ) ઇ.

### શાળાખાતાના અધિકારીનું.—

સ્વસ્તિ શ્રી (ગામ) વિદ્યા વર્ધક, શિક્ષણ શાસ્ત્ર જ્ઞાતા, બાળકોના પરમ હિતકારી, ગંભિર, ઉદાર અને અનેક વિદ્યામા કુશળ, નીતિમાન, નિરંતર સ્વધર્માનુસાર, કેળવણીની નવિન યોજના રચવામાં ચતુર, રા. રા. (નામ.)

### કલાભવનના અધિકારીનું.—

સ્વસ્તિ શ્રી (ગામ) અર્થ કરી વિદ્યામાં પૂર્ણ, કલાનિધાન, સ્વદેશને દારિદ્ર દશામાંથી તારનાર, સન્માન પાત્ર, વ્યાપાર વર્ધક, અહો રાત્રિ પરિશ્રમ વેઠનાર. રા. રા. (નામ) ઈ.

## દેવ અને ધર્માધિકારીનાં મથાળાં.

### શ્રી ઇષ્ટદેવનું.—

શ્રીમત્ ષડ્ ગુણૈશ્વર્ય સંપન્ન, ભક્ત જન પ્રતિપાલક દુષ્ટજન નિવર્તન શ્રી ઇષ્ટદેવતા મહારાજાધિરાજ શ્રી ૧૦૦૮ (દેવનુ નામ) સેવામાં (ગામનું નામ) થી લી. દાસાનુદાસ (ફલાણા) ના ક્ષણે

ક્ષણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. વિનંતિ એ છે જે શ્રીજી મહારાજની કૃપાવડે શરણાંગત દાસ સુખરૂપ છે. વિશેષ મજકૂર હોય તે લખવો. એજ દીન સેવકની જીજ્ઞાસા છે, તે મહારાજાશ્રીને નિવેદન હોય. મીતિ.

## શ્રીમદ્ ગોસ્વામિ વગેરે આચાર્યોનાં મથાળાં.

શ્રી ( ગોકુલેશં દુર્જયતિ ).

સ્વસ્તિ શ્રી ( ગામ ) મહાશુભસ્થાને પૂજ્યારાધે, શ્રીમદ્ ( વલ્લભ ) રાજકૂલ હંસ, વિદ્યા ગુણ ગણોમાં પૂર્ણ, માયા વાદ રૂપી ગર્વનું ખંડન કરનાર, ભક્તિ માર્ગ પોષક,, ( તૈલંગ ) કુલ-દીપક, દ્વિજ કૂલનું ખંડન કરનાર, ગોસ્વામી શ્રી ૧૦૮ ( નામ ) સેવામા ( ગામ ) થી લી. મહારાજાધિરાજના વૈષ્ણવ, ।દાસનો દાસ, ચરણ કમળમાં રહેવાને આતુર, આજ્ઞાધારક, અથવા દર્શના-ભિલાષી, કે ચરણ કમળ સેવવાને નિરંતર ઉત્સુક ( નામ ) ના શીરસાષ્ટાગ દંડવત્ પ્રણામ અંગીકાર કરશો ઇત્યાદિ

## ગોસ્વામિ તરફથી વૈષ્ણવનું મથાણું

। શ્રી ~~ગોકુલેન્દુ~~ જયતિ ।

સ્વસ્તિશ્રી શ્રીમદ્વેદ વ્યાસ, વિષ્ણું સ્વામિ મતા નુવાતે, ખંડ ભૂમંડલાચાર્યમાં શ્રેષ્ટ શ્રી મહાપ્રભુ, શ્રીમદ્ વલ્લભાચાર્ય જગદ્ગુરૂ શ્રી દેવકીનંદનાચાર્યાણા સ્વકીયેષુ શ્રીહરિ ગુરૂસેવા પરાયણા-ત કરણેષુ વૈષ્ણવ શ્રી ર હરિભાઇ ભક્તિદાસેષુ સહપરિવારેષુ, નિરૂપિ-તા શુભાશિષ; સમુલ્લ સન્તું, સતીહ તસ્તુ, સદા શ્રીશેવ્ય, સ્મતં વ્યશ્ચ અપરંચ યહાંસે શ્રીમહાપ્રસાદ તથા માલા ચરણામૃત ( અમુક ) કે હાથ પઠાયોહે, સો મસ્તક ચઢાય લેવોગે. આગે તુમને ભેટ કે રૂપિયે સો ભંડારમે જમે હોય સેવામા અંગીકાર ભયે તુમારે અહો ભાગ્ય હે. યહાકી સેવામે ચિત્ત રાખોગે. તાદી અધિક રાખોગે કુશલ પત્રલીખોગે



## વૈષ્ણવનું.

સ્વસ્તિ શ્રી ( ગામ ) સર્વ દાનવોના ઈંદ્ર, રાવણનો ગર્વ ઊતારનાર, પરમ પવિત્ર, પ્રસંગી મનુષ્યોને પવિત્ર કરનાર, રઘુકુળમાં ઉત્તમ, શ્રી રામ ચરણના નખ રૂપ ચંદ્ર વડે પ્રકાશિત અંતઃકરણવાળા, શાન્ત સ્વભાવથી ધ્રુવાદિ ભક્તજનોની બરોબરી કરનારા, મનસા, વાચા અને કર્મણાએ ભગવાનના સર્વ ગુણો ગાવામાં, સાંભળવામાં અને કહેવામાં આનંદ પામેલી મનોવૃત્તિથી સમય ગાળનારા, પરમ ભગવતી [ નામ ] જોગ શ્રી નામ વગેરે લખવું.

## શ્રીમત્ શંકરાચાર્યનું.

શ્રીમંત્ પરમ હંસ પરિવ્રજકાચાર્ય વર્ય, પદ, વાક્ય પ્રમાણ પારાવાર પારિણ, યમનિયમાસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધ્યાનધારણા સમાધ્યષ્ટાંગ યોગાનુષ્ટાન, નિષ્ટાત તપશ્ચર્યા ચરણ, ચક્રવર્ત્યનાદ્ય વિછિન્ન ગુરૂ પરંપરા પ્રાપ્ત ષડ્દર્શન સ્થાપનાચાર્ય, વ્યાખ્યાન સિંહાસનાધીશ્વર, .સકલ પદાર્થ પ્રકાશક, સાખ્યત્રયી પ્રતિપાલક, સકલ નિગમાગમ, સાર–હૃદય, વૈદિક માર્ગ પ્રવર્તક, સર્વતંત્ર સ્વતત્રાદિરાજધાની શ્રી વિદ્યા નગર, મહા રાજધાની શ્રી કર્ણાટક, સિંહાસન પ્રતિષ્ઠાપનાચાર્ય, શ્રીમદ્રાજાધિરાજ ગુરૂ ભૂમંડલાચાર્ય, ચાતુર્ય વર્ણ શિક્ષક તુંગભદ્રાતીર નિવાસક, ઋષ્ય શૃગ પુરવરાધીશ્વર, શૃંગેરી શ્રી વિરૂપાક્ષ શ્રીવિદ્યાશંકર કરકમલસંજાત, શ્રી ( નામ ) સ્વામિભિ સ્વામિના ચરણાર વિંદયોઃ શિષ્યાનુ શિષ્ય સમીપવર્ત્યંતરગત સચ્ચરણારવિંદ મકરંદ મિલિંદ [ અમુકકૃત ] પ્રણતિપ્રણિપાત–ॐ નમો નારાયણેતિ મંત્રદ્વારા ચરણ સરોજ વંદન. વિનતિ અત્રે કુશલ છે. કૃપા કટાક્ષ વડે શિષ્યાનુશિષ્ય ચરણ સેવામાં તત્પર રહેછે માટે

આપ સ્વાનંદારૂપાનુશાસન કરવા સમર્થ છો. વિશેષ મજકુર હોય તે લખવો અને છેવટે 'ઇતિ પ્રણુતયઃ વિજ્ઞાપના' લખી મીતિ નાખવી.

## શિષ્ય અથવા ગૃહસ્થોને શ્રીમત્ શંકર સ્વામી તરફથી.

શ્રીમંત્ પરમ હંસ. પરિવ્રજકાચાર્ય વગેરે પાછલા પત્રમાં જણાવેલાં વિશેષણો શ્રી શંકરાચાર્યના પદ સુધીનાં લઇને લખવું કે સ્વામિના શિષ્યાનુશિષ્ય સમીપ વર્ત્યંતરગત સચ્ચરણારવિંદ મકરંદ મિલિંદ, [ નામ ] પ્રતિ ચેતેત્કૃતાનુશાસન લિખિતે–વિગત લખવી. મીતિ નાખવી. ઇત્યાનુશાસન અલં–

## માધ્વની સંપ્રદાયના સ્વામિનું.

શ્રીમત્સકલ સુર નિકર, મુકુટમણિ રંજિત, દિવ્યશ્રી વિઠ્ઠલ ચરણ કમલારાધક, શ્રી [ મૂલ સ્વામિનું નામ ] કમલ સંજાત શ્રી [ ૨ સ્વામિનુ નામ ] કુમારક શ્રી [ ૩ નામ ] એમના ચરણ કમલ રંજાપતિ શિષ્યાનુશિષ્ય સચ્ચરણારવિંદ મકરંદ મિલિંદ (લખનારનું નામ )ના પ્રણુત પ્રતિપત ૐ નમો નારાયણેતિ મંત્રદ્વારા ચરણસરોજ-વંદ. અત્યંત વિરાત્ શિષ્યાનુશિષ્ય સ્વામી કૃપાવડે આનંદમાંછે, આ-પની ચરણ સેવામા તત્પર સમજીને સ્વાનંદારૂપાનુશાસન કરવા સમર્થ છો. હકીકત લખવી. મીતિ જણાવવી. ઇતિ પ્રણુતય વિજ્ઞાસઃ

## સન્યાસી, આત્મજ્ઞાની, અને, બ્રહ્મજ્ઞાનીનું—

[ ૧ ] જો કે મઠના સંપ્રદાય પ્રમાણે સન્યાસીને લખે છે તથાપી મુખ્યત્વે નીચે પ્રમાણે શ્રીમંત્, પરમ હંસ, સચ્ચિદાનંદ અદ્વયબોધ નિરૂપાધિ, નિર્મલ કીર્તિ, સદૈવ નારાયણના સ્મરણમાં આશક્ત શ્રી [સ્વામિનું નામ ] ના ચરણારવિંદમાં અખંડ દંડાયમાન ચરણ ર-

જાન્હિત ( નામ ) ના સાષ્ટાંગ નમસ્કાર અથવા કૃતાનેક પ્રણામપૂર્વક દંડવત્ વિનંતિ; વિગત લખવી. મીતિ નાખવી.

( ૨ ) શ્રીમન્નારાયણના ચરણ કમલમાં નિરંતર આસક્ત અંતઃકરણવાળા, સંસાર સમુદ્રને તરવાના મહા વાક્યાર્થ વહાણના વિચારોમાં શાન્તિ પામેલા, અત્યંત નિર્મળ બુદ્ધિરૂપ મંદર પર્વત વડે વેદાન્ત વિદ્યાના સમુદ્રને મથન કરી નાખનારા, તથા તે થકી મેળવેલા અક્ષર તત્વજ્ઞાનવડે દૈવી પ્રાણીઓને સંતોષ પમાડનારા, નિરતિશય આનંદના ચૈતન્યાગ્નિથી કર્માંરણ્યોને બાળનારા, સ્વામિ રૂપના પ્રાદુર્ભાવવડે અજ્ઞાન માત્રને પરાજય કરેલા [ અમુક ] ના ચરણકમલમાં પ્રતિ શ્રી [ ગામથી ] લી. ( અમુક ) સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. અત્રે આપના ચરણના સ્મરણના મહિમાથી આનંદ છે, પરંતુ આપની શુભાશુભ મનોવૃત્તિના વિયોગથી વાર્તા પૂછવાને વખત મળતો નથી. વિગત લખવી. મીતિ નાખવી.

[ ૩ ] સ્વસ્તિ શ્રી ઉદર ચિત્તથી ચિંતામણીને જીતનાર, બ્રહ્મજ્ઞાનના નિરતિશય આનંદના સમુહરૂપ મેળવેલી નિર્બિજ સમાધિથી પ્રગટ થયેલા, પ્રકૃતિ તથા પુરૂષના વિવેકથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યથી મુક્તિ પામેલા, વેદાન્તના અર્થો સિદ્ધ કરવામા તત્પર, અમારા આશ્રય ભુત પૂજ્ય દેવદત [ અમુક ] ને યજ્ઞદતના હજારો પ્રણામ છે.

**માધ્વની સંપ્રદાય તરફથી શિષ્ય અથવા ગૃહસ્થનું.—**

શ્રીમત્ સકળ સૂરનિકર મુકુટમણિ રંજીત દિવ્ય શ્રી વિઠ્ઠલ ચરણ કમલારાધક શ્રી (નામ) પરમ ગુરૂ શ્રી ગુરૂ (સ્વનામ) એમના અત્યંત પ્રિય શિષ્ય વર્ય (નામ) ને વાસ્તવ્ય શ્રીમન્નારાયણ સ્મરણ પૂર્વક આશીર્વાદ. અમુક મઠમાં કુશળ છીએ તમારા સમાચાર લખવા ઈ.

### ગૃહસ્થ તરફથી સાધુસંત કે મહંતનું.—

શ્રીમત્ બ્રહ્માનંદ અથવા કૈવલ્ય પદ દાયક, અચિંત્યાગમ અનુપમ જ્ઞાન ધન, અજ્ઞાન તિમિરોચ્છેદક, સનાતન ગુરૂ મૂર્તિ રાજેશ્રી ( નામ ) સ્વામિની સેવામાં આપત્ય અથવા ચરણ રજાન્કિત ( અમૂક ) ના દંડવત પ્રણામ વિગત લખવી. છેવટે પત્રદ્વારે દર્શન દેવા કૃપા કરશોજી ઇ૦

### સાધુસંતો તરફથી ગૃહસ્થનું.—

રાજ્યમાન્ય રાજેશ્રી ( નામ ) પ્રતિ ( ગામથી ) અમુક મહંતના આશીર્વાદ. પરમાત્માની કૃપાથી ઉત્તમ સ્થિતિ છે પત્રદ્વારે આનંદ આપવો. બીના લખવી. મીતિ નાખવી

### જૈનના શ્રી પુજ્યનુ.—

ૐ નત્વા ( ગામ ) સર્વોપમાલકૃત, સકલ ગુણ ગરીષ્ઠ, સર્વાવલખી પ્રતિષ્ઠ, ચારૂ ચરિત્ર, નિર્મલ ગુણજ્ઞ, સરસ્વતિ કંઠાભરણ, સ્વકુલ કમલ વિકાસમાન, એક વિધ જીનાજ્ઞાપાલક, દ્વીવિધ ધર્મ પ્રરુપવાન, ત્રિગુપ્તિ, ચત્વારી કષાય જીપક, પંચાચારપ્રપાલક, ષટ્, કાર્ય રક્ષક, સપ્ત ભવ નિવારક, અષ્ટ મદ જીપક, નવવાડ બ્રહ્મચર્ય પાલક, ઈત્યાદિ અનેક શુભોપમા વિરાજમાન જંગમ યુગ પ્રધાન, શ્રી ૧૦૦૮ શ્રી સકલ પાઠક વાચક, મુનિ મંડળે સસેવિત ચરણ કમલવાળા ( નામ , જોગ શ્રી ( ગામ ) થી લી—દાસાનુદાસ ( નામ ) ના દ્વાદશ વર્ત વદન ત્રિકાલ માન્ય કરશોજી આપની કૃપાથી અત્રે સુખશાતા છે ઇ૦

# અંક ૨ જો.

## કીમતી દસ્તાવેજો.

૧. લેવડદેવડના સંબંધમાં લખેલા પત્રોને કીમતી દસ્તાવેજો કહેછે. તે બે ભાગમાં વેહેંચી શકાય છે.

ક વેપારીના ધંધાને લગતા પત્રો. ખ બીજાં ઉપયોગી ખત.

૨. વેપારી વર્ગના મુખ્ય બે જથા છે. ક રોકડ રકમ ઉપર વેપાર કરનાર. ખ માલ ઉપર વેપાર કરનાર.

૩ રોકડ રકમ ઉપર વેપાર કરનારને સરાફ નાણાવટી કે પારેખ ( પરીખ ) કહેછે; અને માલ વડે વેપાર કરનારને જે તે માલના નામનો વેપારી કહેછે, જેમકે કાપડના વેપારીને દોશી, ઝવેરાતના વેપારીને ઝવેરી ઇ૦

૪. સરાફ અને વેપારીના કામને અંગે લખાતા પત્રોમા ફેર હોય છે માટે તે જાણવાની જરૂર હોવાથી આ નીચે આપેલા છે.

### સરાફી ધંધાના પત્રો વિષે.

૫. સરાફી ધંધામા રોકડાં નાણાંનો સંબંધ બહુધા હોય છે; માટે તેને લાગતા પત્રોની વિગત—

૬. એકજ સ્થળમા નાણું આપવા અપાવવા બાબતના લેખને રૂક્કો કહે છે ( જુઓ અંક ૧ પૃષ્ઠ અને તે શિવાય કામકાજ માટે ઘણા પત્રો લખાય છે. )

૭ પરગામ ખાતેથી નાણાં આપવાને લખેલા કાગળને ચિઠી કહે છે. તેના ત્રણ પ્રકાર છે. ( ૧ ) ચિઠી અથવા કાગળ ( ૨ ) શાહજોગ ચિઠી ( ૩ ) હુંડી. છેક નાની રકમ આપવાની હોય, ત્યારે ચિઠી લખાવી જનાર અંગનો માણસ હોય તો તેની બરદાસ

માટે સૂચના કરવામાં આવે છે, અને ચિઠીના રૂ૦ પહોંચ લઇને કે તેમ કર્યા વગર આપવાના હોય તો તેનો ખુલાસો પણ જણાવે છે, તે તથા કલમ ૬ ના પત્રો ઉપર સ્ટામ્પની જરૂર નથી

૮. જે ચિઠીમાં આપવાનું નાણું શાહજોગ આપવાને લખ્યું હોય તેને શાહજોગ ચિઠ્ઠી કહેછે. હરકોઈ શાહજોગ ચિઠી ઉપર એક આનાનો સ્ટામ્પ લગાડવો પડેછે. શાહજોગ ચિઠીમાં મુદતબંધી વાત ઘણું કરીને હોતી નથી. તેમ છતા મુદતબંધી હોય તો તેના ઉપર પાકો સ્ટામ્પ લગાડવો જોઇએ ( જુઓ સ્ટાપની વિગત. )

૯. પરગામ ખાતે જરૂર પડે જોઇતી રકમ મળવાને માટે લીધેલા આધાર ભૂત પત્રને ભલામણ કહે છે. તેમાં આપવાના રૂ૦ તથા મુદતની હદ બાધવામા આવે છે, તેથી મુદત વિતે અથવા હદ ઉપરાત નાણાં લેવા હોય તો તે લખનારનો ફરીને જવાબ મંગાવવો પડે છે ભલામણથી લીધેલા નાણાની તેજ લેખ નીચે ભરપાઇ કરવા ઉપરાત મૂળ ધણીને દાખલો મોકલવા માટે અલાયદી પહોચ આપવી પડે છે ભલામણને સ્ટામ્પની જરૂર નથી.

૧૦. પોતાની આબરૂ ઉપર પરદેશમા સામા માણસને નાણા મળવા સારૂ લખી આપેલા પત્રને હુડી કહે છે

૧૧. વ્યવહારમા હુંડીને કકડો અથવા ચિઠી પણ કહે છે તે બે પ્રકારની છે ( અ ) નામજોગી ( બ ) શાહજોગી.

૧૨ જે હુડીના નાણા રાખ્યાવાળા ધણી જોગ આપવાના હોય, તેને નામજોગી હુડી કહે છે. નામજોગી હુડી ઘણા ભાગે લખાતી નથી, જયારે તે લખતા ત્યારે શિકારનાર ધણી રાખ્યાવાળાને ઓળખી શકે તેને માટે રાખ્યાવાળાના અંગની ઉચાઈ તથા

સહી અને લાખાં વગેરે નિશાનીઓ અલાયદા પત્રથી લખી મોકલતા, અને તે ઉપરથી શિકારનાર નાણાં આપતાં, પણ તેમાં ઉભય પક્ષ ને ઘણું હેરાન થવું પડતું;માટે હાલમાં એવી હુંડીઓ ઘણીક લખાતી નથી અને જે લખાય છે તે શાહજોગની પેઠે ખોળાધર આપ્યથી વટાવી શકાય છે. નામજોગી હુંડીમાં રાખ્યા નામ જોગ લખાય છે.

૧૩. જે હુંડીમાં શાહજોગ નાણાં આપવાનું લખ્યું હોય, તેને શાહ જોગી હુડી કહે છે. શાહજોગી હુંડીનાં નાણાં ખોળાધર આપેથી મળે છે. એમા રાખ્યા શાહજોગ અથવા શાહ વેપારી જોગ લખાય છે.

૧૪. શાહજોગી અને નામજોગી હુંડીઓ તરત મુદતની અને અને બાંધી મુદતની લખી શકાય છે હુંડીમા નીચે પ્રમાણે મુદતો નાખવામા આવે છે—૧. તરત મુદતની ૨ દિન ૧ વળતાની—૩ મુદત વાર ભોમની. ૪ દિન ચારની ( આ શિવાય બીજી મુદતો પણ હોય છે તેને માટે જુઓ દેશીનામુ પૃષ્ટ ૬૮ )

૧૫. ગેરવલ્લે ગયેલી હુડીના નાણા મળવા માટે આપેલા પત્રને પેઠ કહે છે. તેમા હુડીના મજકૂર લખાય છે

૧૬ ગેરવલ્લે ગયેલી પેંઠનાં નાણાં મળવા માટે આપેલા પત્રને પરપેંઠ કહે છે, તેમા હુડી તથા પેઠનો મજકુર લખાય છે.

૧૭ ગેરવલ્લે ગયેલી હુડી, પેઠ અને પરપેઠના નાણા મેળ-વવા માટે આપેલા લેખને કાગળ કહેછે. તેમા હુડી પેંઠ અને પરપેંઠનો મજકુર લખાય છે. અને કાગળ ગેરવલ્લે પડેતો બીજો લેખ ભાગ્યેજ મળે છે

૧૮. લીધેલા રૂપિયાનો દાખલો લખી આપવામાં આવે છે. તેને પહોંચ કહે છે. તે ત્રણ પ્રકારની છે. ( ૧ ) રૂપિયા ભર્યાની પહોંચ, ( ૨ ) ભલામણના રૂપિઆ લીધાની પહોંચ, (૩) હુંડી વગેરેથી રૂપિયા લીધાની પહોંચ.

. હુંડી, અને કાગળની પહોંચ જુદી લખાતી નથી. પણ જેની તેની પાછલી બાજુએ ભરપાઇ થાય છે. તે એવી રીતે કે લી. ફલાણા ફલાણા, જત આ હુંડી, પેંઠ, ભલામણ, કે કાગળથી આટલા રૂ. ભરીપુરી પામ્યાછુ, એવું લખી નાણા લીધાની મીતિ નાખી પોતા ( લખનાર ) ની સહી કરવાનો વહિવટ છે.

રૂપિયા ભર્યાની પહોંચ આપવાનો બહુધા રિવાજ નથી, તેમ છતાં આપવી હોય, તો રૂક્કાની પેઠે લખાય છે કે રૂપિઆ આટલા તમારે ખાતે જમે કર્યા છે.

ભલામણની પહોંચ અલાયદી આપવાની હોય, તો કાગળના રૂપમાં લખાય છે, અને શિકારનાર ભલામણ ઉપર જે પહોંચને બીડે છે.

૧૯. વરકન્યાને નામે જમે રાખેલી રકમનો જે દાખલો આપે છે, તેને પહ્લાચિઠી કહે છે.

૨૦. સામા ધણીના હાથ દસ્તકથી લેવડ દેવડ બાબત ખાતુ પડાવે છે, તેને હાથ દસ્કતનું ખાતુ કહે છે.

૨૧. વાધા ભરેલી રકમ જમે મંડાવ્યાનો દાખલો આપવાને અનામતનો લેખ કહેછે.

## સરાફી પત્રોના નમુના.

### બેસતા વર્ષના કાગળનો જવાબ.—

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને ભાઇ શ્રી જમનાદાસ

મથુરાંદાસ જોગશ્રી અમદાવાદથી લી. મહેતા ઘેલાભાઇ નરસિંહદાસના જુવાર વાંચજો. જત અત્રે ભલુ છે. તમારૂં સદા ભલું ચહાઇએ છીએ. બીજું તમારો શ્રી પુજન બાબતનો પત્ર આવ્યો તે વાચીને ખુશી થયા છીએ. અમારો પત્ર તમને પહોચ્યો હશે. હવે હિસાબ મોકલવાની તાકીદ રાખજો કામકાજ લખજો. સ. ૧૯૪૯ ના કારતક સુદ ૪.

## હિસાબ બીડયાનો પત્ર.

સ્વસ્તિ શ્રી જુનાગઢ મહાશુભસ્થાને શા—શ્રી—૫—ગાંધી પુરૂષોતમ કહાનજી જોગ શ્રી નવસારીથી લી દેસાઇ બાપુભાઈ રૂઘનાથજીના જેગોપાળ વાચજો. જત સં. ( ) ના કારતક શુદ ૧ સુધીનો હિસાબ ઉતારીને આ સાથે બીડયો છે. તમારે ત્યાના ખાતાજોડે તપાસીને જવાબ લખજો. કામકાજ લખજો. જોઇતું કરતું મંગાવજો. સં. ૧૯૪૯ ના કારતક શુદ ૭ ને વાર. દા.

## અવેજ પોહોચ્યાનો ઉત્તર.

સ્વસ્તિ શ્રી ભરૂચ મહાશુભસ્થાને શા. શ્રી ૫ પરી. ભાણાભાઇ નદલાલ જોગ શ્રી અમદાવાદથી લી પરી હરિવલ્લભ મૂળચંદના જે ગોપાળ વાચજો. જત સમાચાર ૧ પ્રીછજો બીજું આજરોજ ગુ ચંદુલાલ જોડે તમારો પત્ર પહોંચ્યો. વાચી સમાચાર જાણ્યા. તેમની સાથે રોકડ અવેજ તથા હુડીઓ બીડી તે પહોચ્યાની વિગત—

૧૫૦૦૦ ) રોકડા રૂ પદર હજાર હા, ગુ. ચંદુલાલે ભર્યાં છે.
૧૦૦૦૦ ) હુંડીના કડકા મોકલ્યા તેની વિગત

૩૦૦૦ ) હુડી ૧ ૩૦૦૦ ) ની મુબાઈની પરી શામજી નથુભાઇ ઉપરની લી. તમારે ત્યાથી પરી. પ્રેમાનદ મનસુ-

ખરામ રાખ્યા તમારીના તુરત મુદતની શાહજોગ લખી
મીતિ ( ) ની બીડી તે.

૭૦૦૦ હુંડી ૧ તમારા મથાળાની સૂરત ખાતે પરી. હરિભક્તિ
ઉપરની મુદત વાર ભોમની શાહજોગ લખી મીતિ
( ) બીડી તે.

| | |
|---|---|
| ૨૫૦૦૦ | ૧૦૦૦૦ |

એણી વિગતે અવેજ આવ્યોછે તેમાંથી રોકડ રકમ તમારે ખાતે જમે કરીછે, અને હુંડીના નાણું શિકરાવી જમાં કરીશું તે જાણજો. હાલનો બજાર તેજ હોવાથી તમને લખવું પડયું હતું. કામકાજ લખજો. જોઇતું કરતું મંગાવજો સં. ( )

## ચિઠી

સ્વસ્તિ શ્રી લુણાવાડા માહાશુભસ્થાને શા ગણુપત હરજીવનદાસ જોગ શ્રી વાડાશિનોરથી લી. શાહ લલ્લુભાઇ જોઇતાદાસના જેગોપાળ વાંચજો. જત અત્રેથી ગાધી જાદવજી વખતચંદ તમારા તરફ આવ્યા છે. તેમની સારી રીતે બરદાસ લેજો બીજુ તે ધણી માગે તો રૂ, ૧૦૦)અંકે સો સુધી અમારે ખાતે આપજો. તેની પહોચ માગશો નહિ; તમારો જવાબ આવેથી અમે અવેજ બીડીશું, તે જાણજો. સંવત ૧૯૪૯ ના કારતક સુદ ૨ ને વાર દા પોતે.

## શાહજોગ ચિઠી.

સ્વસ્ત શ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા. શ્રી. ૫ પરીખ હરિવલ્લભ મળચદ જોગ શ્રી વડોદરેથી લી પરી ઝવેરચદ લખમીચંદના જેગોપાળ વાચજો જત રૂા. ૨૦૧) અંકે બમેએક મોદી ગીર-

ધરલાલ ભાણુભાઇને શાહ વેપારી જોગ આપજો. અને અમારે ખાતે ઉધારજો. સંવત્ ૧૯૪૮ ના આસો સુદ ૧ ને ભોમ. દા. મણિલાલ ઝવેરચંદના જેગોપાળ વાચજો.

## ભલામણ.

સ્વસ્તિ શ્રી સુરતબંદરે મહાસુભસ્થાને શા. શ્રી. ૫ મોદી ગિરધરલાલ ભાણુભાઇ જોગ શ્રી વડોદરેથી લી. પરી. વલવદાસ નંદલાલના જે ગોપાળ વાંચજો, જત શાહ છગનલાલ લલ્લુભાઈ તમારા તરફ આવ્યા છે તેમને જરૂર પડે, તો રૂા. ૨૦૧) બસેંએક સુધી આપજો. તેની બધી આ ભલામણ લખ્યાની મીતિ. થી માસ એકની અંદર લેવા આવે તો આપજો. મુદત વીતે લેવા આવે તો અમારો જવાબ મંગાવીને આપજો. કામકાજ લખજો. સંવત્ ૧૯૪૮ ના ભાદરવા વદ ૦) દા. પોતે.

## હુંડી ( નામ જોગી )

લી० પરી० શામળભાઇ નથ્થુભાઈ જત
આ હુંડી શિકારી નાણા આપજો. દા. પોતે

શ્રી. ૧૧

સ્વસ્તિ શ્રી મુબાઇ બંદરે મહાશુભસ્થાને શા. શ્રી. ૫ પરી. શામળભાઇ નથ્થુભાઈ જોવ શ્રી વડોદરેથી લી. પરી શામળભાઈ નથ્થુભાઈના જુહાર વાચજો. જત અત્રેથી રાખ્યા મહેતા મણિલાલ મૂળજી પાસેથી રૂા. ૧૨૫ ) અંકે સવાસો પૂરા રોકડા લીધા છે તેની મુદત હુડી પહોંચ્યા પછી તરતની નામે રાખ્યાવાળા ધણી જોગ નિશાની કાગળ મધ્યે લખીશુ ને જોઇને આપજો. સં. ૧૯૪૮

ના ભાદરવા સુદ ૧૫ ને વાર રવેઉ દા. છોટાલાલ અંબાઇદાસના જેગોપાળ વાચજો.

|૧૨૫|

નીમે રૂ સાહાડીબાસઠથી બમણા
પૂરા રૂ. સવાસો કરી આપજો.

હુંડી ( શાહજોગી )

લી. પરી. કેશવલાલ પરમાનંદ. જત
આ હુડી શિકારીનાણા આપજો દા. પોતે.

શ્રી. ૧।

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા. શ્રી ૫ હરી-હરિવલ્લભ મૂળચંદ જોગશ્રી વડોદરેથી લી પરી. કેશવલાલ પરમા-નંદના જેગોપાળ વાચજો જત અત્રેથી રાખ્યા ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ પાસેથી રૂ. ૧૦૦૦ ) અંકે હજાર પુરા રોકડા લીધા છે. તેની મુદત હુડી પહોચેથી દીન ૪ ચાર પછીની નામે ત્રવાડી નાથજી ધહેલાભાઇને શાહજોગ આપજો. નિશાની એ જે અમારી વતીને ખાતે ઉધારજો સં. ૧૯૪૮ ના શ્રાવણ સુદ ૧૫ ને શનેઉ. દા. કલ્યાણભાઇ અમીચંદના જુહાર વાંચજો.

|૧૦૦૦|

નીમે રૂપિયા પાચસોથી બમણા પૂરા
એક હજાર કરી આપજો.

લી. ગાંધી જાદવજી વખતચંદ જત.
આ હુડી શિકારી નાણા આપજો દા પોતે.

શ્રી. ૧I (૨)

સ્વસ્તિશ્રી વાડાશિનોર મહાશુભસ્થાને શા. શ્રી ૫ મોદી અમૃતલાલ નાથજી. જોગશ્રી દેવગડ બારીએથી લી ગાંધી જાદવજી વખતચંદના જેગોપાળ વાચજો. જત અત્રેથી રાખ્યા ગાંધી મથુરલાલ વખતચંદ પાસેથી રૂ. ૫૦ ) પચાસ પૂરા લીધા છે. તેની મુદત હુંડી પહોચ્યા પછી વાર ભોમની નામે શાહ વેપારી જોગ નાણુા હુંડીની રીતના ગ્રથ* ઠામ ઠેકાણું ચોક્કસ કરીને આપજો. નિશાની એ જે તમારીવતી શ્રી વડોદરાવાળા ભાણાભાઇ નંદલાલને ખાતે ઉધારજો સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૪ ને વાર બુધે દા. મનસુખ અમૃતલાલના જેગોપાળ વાચજો.

| ૫૦ |

નીમે રૂ પચીસથી નીમે રૂા સાડાબારથી
ચોગણા પચાસ પૂરા કરી આપજો.

પેઠ.

લી ગાધી જાદવજી વખતચંદ જત આ
પેંઠ શિકારી નાણા આપજો. દ પોતે

શ્રી. ૧I

સ્વસ્તિશ્રી વાડાશિનોર મહાશુભસ્થાને શા શ્રી મોદી ૫ અમૃતલાલ નાથજી જોગશ્રી દેવગઢબારીએથી લી. ગાધી જાદવજી

---

* કેટલાક વેપારી ઘર ઠામ ઠેકાણું લખે છે તે અર્થ ઉપર જોતાં બંધ બેસતુ નથી

વખતચંદ જત હુંડી રૂા. ૫૦ પચાસની તમારા ઉપરની તમારીવ૮
વડોદરા વાળા ભાણાભાઇ નંદલાલને ખાતે લખી અત્રેથી અમારી
રાખ્યા ગાંધી મથુરલાલ વખતચંદ પાસેથી મુદતવાર ભોમની ભા
રવા સુદ ૪ ને વાર સુધે લખી છે. તે રાખ્યા વાળા ધણી કહે
કે હુંડી ગેરવલ્લે પડી છે, માટે આ પેંઠ લખી આપી છે. ત
તમારો રાજમેળ, નોધવડી, આવરો વગેરે ઠેકાણે જોઈ તપાસી હું
ના શિકરાઇ હોય, તો આ પેંઠ શિકારી નાણું આપજો. કદા
હુંડી શિકરાઇ નાણાં આપ્યાં હોય, તો આ પેંઠ રદ છે પાંચ
ફાડી નાંખજો. અમે તમને સનદો બે થઇને એકવાર મજ
આપીશું સં. ૧૯૪૮ ના ભાદરવા સુદ ૧૦ ને વાર ભોમે
મોહનલાલ અમૃતલાલના ગોપાળ વાચજો.

| ૫૦ |
|---|

નીમે રૂ. પચીસથી નીમે રૂા. સાડાબાર
ચોગણા પચાસ પૂરા કરી આપજો.

**પરપેંઠ.**

સી. ગાંધી જાદવજી વખતચંદ જત આ નીચે લખ્યા
પ્રમાણે પરપેંઠ શિકારી નાણા આપજો દા. પોતે.

શ્રી ૧ા

| પરપેંઠ છે |
|---|

સ્વસ્ત શ્રી વાડાશિનોર મહાસુભસ્થાને શા શ્રી ૫ મોદી
તલાલ નાથજી જોગ શ્રી દેવગઢથી લી. ગાંધી. જાદવજી વખતચં
જેગોપાલ વાચજો. જત પ્રથમ હુંડી નંગ ૧ રૂા. ૫૦ પચાસની તમ

ઉપરની તમારીવતી વડોદરાવાળા ભાણાભાઇ નંદલાલને ખાતે લખી અત્રેથી અમારીના રાખ્યા ગાંધી મથુર વખતચંદ પાસેથી મુદતવાર ભોમની લખી ભાદરવા સુદ ૪ ને વાર બુધે. ત્યાર પછી પેંઠ લખી આપી ભાદરવા સુદ ૧૦ ને વાર ભોમે; તે રાખ્યાવાળા ધણી કહે છે કે હુંડી તથા પેંઠ સનંદો બે ગેરવલ્લે પડયાં છે, માટે આ પર- પેંઠ લખી આપી છે તેથી તમો તમારો રોજમેળ, નોંધવહી, આવરો, ખાતાવહી વગેરે જોઇ, તપાસીને આ પરપેઠ શિકારી નાણા આપજો કદાચ હુંડી તથા પેંઠ સનંદ બેમાં શિકારી નાણાં આપ્યાં હોય, તો આ પરપેંઠ રદ છે. વાંચીને ફાડી નાંખજો. અમે તમને સનદો ત્રણ થઇને એકવાર મજરે આપીશું તે જાણજો સં. ૧૯૪૮ ના ભાદરવા વદ ૧૪ ને વાર રવેઉ. દ૦ ગાંધી મોહનલાલ અમૃતલાલના જેગોપાળ વાંચજો

૫૦

નીમો નીમે રૂપીયા સાડાબારથી ચોગણા
પચાસ પુરા કરી આપજો.

શ્રી ગાંધી જાદવજી વખતચંદ
જત આ નીચે લખ્યા પ્રમાણે
કાગળ શિકારી નાણા આપજો.

શ્રી ૧ા (કાગળ)

સ્વસ્ત શ્રી વાડાશિનોર મહાસુભસ્થાને શા શ્રી ૫ મોદી અમૃ- તલાલ નાથજી, જોગશ્રી દેવગઢબારીએથી લી. ગાંધી જાદવજી વખ- તચંદના જેગોપાળ વાંચજો. જત હુંડી ૧ રૂા. ૫૦) પચાસની તમારા ઉપરની।તમારીવતી વડોદરાવાળા ભાણાભાઇ નંદલાલને ખાતે

લખી અત્રેથી અમારીના રાખ્યા ગાંધી મથુરલાલ વખતચંદ પાસેથી મુદતવાર ભોમની લખી ભાદરવા શુદ ૪ ને વાર બુધે, પછી પેંઠ આપી ભાદરવા શુદ ૧૦ ને વાર ભોમે ત્યાર પછી પરપેઠ લખી ભાદરવા વદ ૧૪ ને રવેઉ, તે રાખ્યાવાળા ધણી કહે છે, કે હુડી તથા પેઠં તથા પરપેઠ સનંદો ત્રણ ગેરવલ્લે પડયા છે માટે આ કાગળ લખી આપ્યો છે. તો તમે તમારો રોજમેળ, નોધ, આવરો અને ખાતાવહી વગેરે ચોપડા જોઇ તપાસીને આ કાગળ શિકારી નાણા આપજો. કદાપિ હુડી, પેંઠ, તથા પરપેઠ સનદો ત્રણમા શિકારી નાણાં આપ્યા હોય તો આ કાગળ રદ સમજી વાચીને ફાડી નાખજો. અમે તમોને સનંદો ચાર થઇને એકવાર મજરે આપીશુ સં ૧૯૪૮ ના આસોસુદ ૨ દા

## હુંડી શિકારવાને લખેલો પત્ર.

સ્વસ્ત શ્રી જુનાગઢ મહાશુભસ્થાને શ્રી શા ૫ પરી મહાસુખલાલ પિતાંબરદાસ, જોગ શ્રી દેવગઢથી લી૰ ગાધી ગુલાબચદ ભાઇચદના જેગોપાળ વાચજો જત અત્રે શ્રી ઠાકોરજીની કૃપાથી ખુશી આનંદમા છીએ. તમારી કુશળતાના સમાચાર લખશો. બીજુ અત્રેથી હુડી ૧ રૂ ૨૦૦) બસેની અમારીવતીને ખાતે તમારા ઉપરની લખી અમારીના, રાખ્યા શાહ રણછોડ બાપુજી પાસેથી મુદત દીન ૧ વળતાની નામજોગ લખી મીતી ( ) તે રાખ્યાવાળા આવેથી શાહજોગ નાણા આપીને ખોખુ તરત બીડજો કામકાજ લખજો— સ —( ) દા. ( )

## ખોખું બીડયાનો પત્ર.

સ્વસ્તિ શ્રી દેવગઢ મહાસુભસ્થાને શા શ્રી ૫ ગાધી ગુલાબ-

ચંદ ભાઈચંદ, જોગ શ્રી જૂનાગઢથી લી. પરી. મહાસુખલાલ પિતામ્બરદાસના જેગોપાલ વાચજો. જત સમાચાર ૧ જાણજો. બીજું તમારી હુંડી ૧ રૂ ૨૦૦) બસેંની શિકારી તેની વીગત—

રૂ ૨૦૦) હુંડી ૧ રૂ ૨૦૦) બસેંની અમારા ઉપરની લી. તમારીના રાખ્યા શાહ રણછોડ બાપુજી પાસેથી દીન ૧ વળતાની નામ જોગ લખી આપી મીતિ (   ) તેનાં નાણા તમારા લખવા પ્રમાણે રાખ્યાવાળા ધણીને આપ્યા છે, અને ભરપાઇ કરાવી હુંડીનું ખોખું આ સાથે બીડયું છે તે પહોચેથી જવાબ લખજો. સં (   ) દા. (   )

## ભલામણ શિકાર્યાનો પત્ર.

સ્વસ્તિ શ્રી વડોદરા મહાશુભસ્થાને શા શ્રી ૫ પરી. વલ્લભદાસ નંદલાલ જોગ શ્રી સુરત બંદરથી લી. મોદી ગીરધરલાલ ભાણાભાઇના જેગોપાળ વાચજો. જત સમાચાર ૧ પ્રીછજો બીજું ભલામણ ૧ અમારી ઉપર રૂ ૨૦૧) બસે એકની તમારે ત્યાના શાહ છોટાલાલ મનસુખરામને તમોએ લખી આપી મીતી (   ) તે ભલામણ પેટે અમોએ શાહ છોટાલાલ મનસુખભાઈને રૂ ૧૦૧) એકસોએક આપ્યા છે, અને તે ધણી કનેથી પહોચ લખાવીને બીડી છે માટે એ રકમ અમારે ખાતે જમા કરી જવાબ લખજો. કામકાજ લખજો—સ—(   )

## કાગળથી રૂ૦ લીધાની પહોંચ

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહાશુભસ્થાને શા શ્રી ૫ શાહ મોતીલાલ રણછોડદાસ, જોગ શ્રી પડાલથી લી શાહ કેશવલાલ જેઠાભાઈના

જે જે શ્રી ગોકુલેશ વાચજો. જત તમોએ શાહ છોટાલાલ ભુરાભાઈ ઉપર રૂા. ૫૦ ) પચાસ લેવાને કાગળ આપ્યો મીતિ સં. ૧૯૪૮ ના આસો સુદ ૪ તે પેટે રૂા. ૨૫ ) અંકે પચીસ અત્રે એ ધણીને ત્યાંથી લીધા છે તે તમે એમને મજરે આપજો. અમે તેની આ પહોચ લખી આપી છે. સં (         )

## ભરણાની પહોંચ.

માસ્તર સાહેબ ગવરીશંકર પ્રભાશંકર જત ચિ. ગંગાશંકરે રૂ. ૧૨૫ ) અંકે એકસો પચીસ ભર્યા તે અમને પહોચ્યા છે. સં. ૧૯૪૮ ના ભાદરવા સુ. ૧૩ ને રવેઉ તા ૪-૯-૯૨ દા. કેશવલાલ ધરમચંદ.

## ભલામણથી રૂ. લીધાની પહોંચ.

સ્વસ્ત શ્રી વડોદરા મહાસુભસ્થાને પરી. વલ્લભદાસ નંદલાલ, જોગ શ્રી સુરત બંદરથી લી. શાહ. છોટાલાલ મનસુખરામના જેગોપાળ વાચજો. જત તમોએ ભલામણ ૧ રૂા, ૨૦૧ ) અંકે બસેં એકની અત્રેના મોદી ગીરધરલાલ ભાણાભાઇ ઉપરની લખી આપી મીતી (   ) તે ભલામણ પેટે તેમની પાસેથી રૂા ૧૦૧ ) એકસો એક રોકડા લઇને આ પહોચ લખી આપી છે માટે તે અમારે ખાતે ઉધારીને એ ધણીને મજરે આપજો સં. ૧૯૪૮ ના આશો સુદ. ૧ દા. પોતે

## પત્નીની ચિઠી.

* સૌ વિજળી તથા શાહ કેશવલાલ લલ્લુભાઇ જોગ લી.

---

*કેટલાક વરકન્યાના બાપનુ નામ લખે છે અને કેટલાક સૌ. અમુક ફલાણી ધણીયાણી એમ પણ લખે છે.

પરી૦ મગનભાઇ હરિભક્તિદાસ જત તમારા પક્ષાના રૂા. ૫૫૧) અંકે પાંચસો એકાવન પુરા રોકડા મૂકયા છે. તેનુ વ્યાજ માસ ૧ એકે સૈકે ૭ આના લેખે ઠરાવ્યુ છે સં૦ ૧૯૪૮ ના આસો સુદ ૪ ને વાર ગરેઉ. દા ( )

## એનામતનો લેખ.

સવત્ ૧૯૪૮ ના આસો શુદ ૧૨ ને વાર ગરેઉ મજમુંદાર ચુનીલાલ મંછારામ તથા શાહ ભગવાનદાસ પ્રાણજીવનદાસ. જોગ લી૦ પરી મગનલાલ હરિભાઇ. જત તમોએ મજીઆરા રૂા૦ ૧૦૦૧ ) અંકે એકહજાર એક અનામત મૂકયા છે, તે તમો ઉભયતા આવેથી પાછા આપવા એ રકમ અનામત મૂકી છે માટે તેનું કઇ વ્યાજ મળશે નહિ. દા૦ મગનલાલ પુરૂષોત્તમભાઈ.

## હાથ દસ્કતનું ખાતું.

પટેલ લખાભાઇ લલ્લુભાઈનું સામા દસ્કતનું ખાતુ સં. ( ) ની સાલનુ

| જ | ઉ |
|---|---|
| | ૧૫૧) માગસર સુદ ૨ રોકડા. એકસો એકાવન મૂંબઇ ગરા લીધા છે. |

એક આનાનો સ્ટામ્પ

લી. લખાભાઇ લલ્લુભાઈ
સહી દા. પોતે.

## વેપારીના માલને લગતા પત્રો વિષે.

૧. વેપારીઓના માલની લેવડ દેવડમાં નીચે પ્રમાણે પત્રો લખાય છે. ચિઠી, કામકાજનો કાગળ, ભરતિયું, માલનો કબાલો, અને વિમાચિઠી ઇત્યાદિ.

૨. રૂકાને ચિઠી કહે છે ( જુઓ પૃષ્ટ ૨૭ )

૩. માલ લેવા દેવાની બાબતમાં જે પત્ર લખાય છે તેને કામકાજનો કાગળ, કહે છે ( જુઓ પૃષ્ટ ૩૩ ક )

૪. મોકલેલો માલની વિગત તથા તે ઉપરથી થયેલી ખરાજાતની વિગતવાળા પત્રને ભરતિયુ કહે છે

૫ સદી કરેલા માલ બાબત લખી આપેલા લેખને માલનો કબાલો કહે છે

૬ માલનો વિમો ઉતાર્યા બાબત વિમાવાળા પાસેથી લીધેલા લેખને વિમાચિઠી કહે છે

૭. જળ માર્ગે ચઢાવેલો માલ હકબંધ તપાની લેવા બાબત છે કાગળ લખવામા આવે છે તેને સતમી કહે છે.

## વેપારીના પત્રોના નમુના.

### આડત બાધવાનો પત્ર

સ્વસ્ત શ્રી કલકત્તા બદરે મહાશુભસ્થાને શા શ્રી ૫ પરી. ગોપીનાથ શીવનારાયણ જોગ શ્રી મિરજાપુરથી લી શાહ દેવીદાસ ગણેશદાસના જે ગોપાળ વાચજો જત અત્રે શ્રીજીની કૃપાથી ભલું છે, તમારે ત્યા કુશળતા હશે શેઠજી અમોએ અત્રે કાપડની નવી

દુકાન ઉઘાડી છે તેને માટે જોઈતુ કાપડ તમારે ત્યાંથી મગાવવાનો વિચાર છે તો આડત રાખી કામકાજ કરશો કે નહિ તેનો જવાબ લખજો. જવાબ આવેથી માલ મગાવવાનો વિચાર થશે. અમારી સાથે નવો પ્રસંગ છે માટે જરૂર હશે તો અમે તમને ખોળાધર આપીશું કામકાજ લખજો. મીતી--

## જવાબ.

સ્વસ્તિશ્રી મિરજાપુર મહાશુભસ્થાને શા શ્રી ૫ શાહ દેવીદાસ ગણેસદાસ. જોગશ્રી કલકત્તા બંદરથી લી. પરી. ગોપીનાથ શીવનારાયણના જે ગોપાળ વાચજો જત તમારો પત્ર પહોચ્ગો, વાંચી સમાચાર જાણ્યા, કાપડ મોકલવાની આડત બાધવા વિષે લખ્યુ તે ઠીક છે, તમને જે માલનો મોખ હોય તે ખુશીથી મંગાવજો, દુકાન તમારી છે. આડત ખરચ શીરસ્તા મુજબ લઇશું. અને મગાવશો તે ચાર ઠેકાણે ફરીને કર રસરથી માલ શીકાર ખરીદ કરી મોકલીશું. જવાબ લખજો કામકાજ જણાવજો. મીતિ.

## માલ મોકલવાનો પત્ર.

સ્તસ્તિશ્રી ઢાકા મહાશુભસ્થાને પટેલ દામોદરદાસ અમથાભાઇ જોગશ્રી મુંબાઇબંદરથી લી પટેલ ચુનીલાલ અમથાભાઇના રામ રામ વાંચજો જત તમારો પત્ર વાચી સમાચાગ જાણ્યા છે. મખમલના તાકા ત્રીસની ગાસડી તુરત ચઢાવજો, હુડી ૧ રૂ ૧૦૦૦ )હજારની કલકત્તાની પરી પ્રેમાભાઇ હેમાભાઈ ઉપરની શાહજોગ બીડી છે તેનાં નાણા મળેથી અમારે ખાતે જમે કરજો. માલ મોકલવાની તારીખ ગખજો. કામકાજ લખજો મીતિ.

## ઉપલાનો જવાબ.

સ્વસ્તિશ્રી મુંબાઇ બંદરે મહાશુભસ્થાને પટેલ ચુનીલાલ અમ-ચાભાઇ જોગશ્રી ઢાકાથી લી. પટેલ દામોદરદાસ અમથાભાઇના જે ગોપાળ વાચજો. જત પત્ર પહોચ્યો. મખમલની ગાંસડીઓ બે રવાના કરી રસીદ તથા ભરતિયુ આ સાથે બીડયું છે, તે પહોચેથી માલના રૂ. ૧૪૮૦) ચૌદશેંને હૂંશી અમુક મીતિના અમારે ખાતે જમે કરી જવાબ લખજો. હુંડી ૧ બીડી તે શિકરાએથી જવાબ લખીશું. કામકાજ લખજો. મીતિ.

## માલ મંગાવ્યાનો પત્ર.

`વસ્તશ્રી મુબાઇ બંદરે મહાશુભસ્થાને ભાઈજી શ્રી માનચંદ પ્રભુદાસ જોગશ્રી જેપુરથી લી. પ્રેમચદ પ્રભુદાસના જુહાર વાચજો. જત અમારે માટે નીચે મુજબ માલ મોકલજો

ધોતીજોટા ૨૫ વાર ૧૦ ઈંચ ૫૦
ધોતીજોટા ૨૦ વાર ૮ ઇચ ૫.
દુપટ્ટાજોટા ૨૦ વાર ૬ ઈંચ ૫૦.
દુપટ્ટાજોટા ૨૫ વાર ૫ ઈંચ ૪૦.
જગન્નાથી તાકા ૧૧૫ વા. ૧૮

એણી વિગતે માલ મોકલજો. આકડો આવેથી હુંડી બીડીશું. ચામકાજ લખજો મીતિ

## ભરતિયું.

સ્વસ્તિ શ્રી જેપુર મહાશુભસ્થાને ભાઈ પ્રેમચદ પ્રભુદાસ

જોગ શ્રી મુંબાઈ બંદરથી લી. માનચંદ પ્રભુદાસના જુહાર વાચજો. જત માલ મોકલ્યો તેનું ભરતિયું નીચે પ્રમાણે છે.

૪૦ાા= ધોતીજોટા નં. ૨૫ વા. ૧૦ ઈ. ૫૦ દા. ૧ાા=
૨૭ાા ધોતીજોટા નં. ૨૦ વા. ૮ ઈ. ૫૦ દા. ૧ા=
૨૧ા દુપટ્ટા જોટા નગ ૨૦ વા. ૬ ઈ ૫૦ દા ૧)-
૧૮ાાા દુપટ્ટા જોટા નંગ ૨૫ વા. ૫ ઈંચ ૪૦ દા. ૦ાાા
૩૨૪ ) જગન્નાથી ૧૦૮ વા ૧૮ ધોએલી દા. ૩)

૪૩૨ )=

૨)=ાા હકસાઇ દા. ૦ાાા

૪૩૪ા ૦ાા

૧૪ાા-ા વળતર દા. ૩ા=

૪૧૯ાા≈ા બાકી
૧ાા= ગાસડીઓની બધામણુના.
૦ા= મારફતના.
૦)= ધર્માદાના.

૪૨૧ાાા-ા

એણી વિગતે અમારે ખાતે જમે કરીને જવાબ લખજો મીતિ દા.

## માલનો કબાલો

સ ૧૯૫૧ ના જેઠ શુદ. ૫ ને વાર ગરેઉ અંગ્રેજી સન

–૧૮૯૫ ના મે માસની તા. ૨૯ મીના દિને. + ભરૂચના રહેનાર પરી. મૂળચંદ વીજભૂખણદાસ જોગ લી. જીલ્લે વડોદરા તાલુકે કરજણનું ગામ મોજે કરજણના રહેનાર પટેલ લલ્લુભાઇ ગીરધરભાઈ જત અમોએ તમોને માલ દેવો કર્યો છે તેની વિગત—

૨૦૦) ઘઉં કળશી ૫ અંકે પાચ દર કળશી એકના રૂ. ૪૦) ચાળીસ લેખે-

રૂ. ૪૦) ચાળીશ -

૩૨) જુવાર કળશી ૨ બે દર કળશીના રૂ ૧૬ ) સોળ લેખે.

---

૭૧૨

એણી વિગતે સાતસેંબાર રૂપીયાનો માલ (અનુક મીતિનો ) દેવો કર્યો છે તે વાયદાની અંદર તમને ઉપરના ભાવે પુરો પાડીશું. કદાપિ ઉપરની મીતિએ ન લાવી આપું તો કબાલાની સરતની સીતિએ બજાર ભાવે જે ખોટ જાય તે તમારો હિસાબ જોઈ મજરે આપુ, અને તે ના આપું તો તમે કાયદેસર ઇલાજ લ્યો તેનો જવાબ હું આપુ; અથવા મારી હરેક માલમિલકતથી તે ખોટ વસૂલ કરી લેવામા હરકત કરૂ નહિ. આ કબાલાના બાના પેટે રૂ ૩૦૦) ત્રણસે કલદારની હુંડી ૧ શ્રી સૂરત ખાતે મોદી ગીરધરલાલ ભાણાભાઇ ઉપરની તમારા મથાળાની અમને આપી છે તેના નાણા હિસાબમા મજરે આપીશુ। આ લખ્યુ તે બાપના બોલ સાથે પાળીએ સહી.

---

× ડિસ્ત્રિકટ ભરૂચ સબડીસ્ત્રિકટ ભરૂચ એમ પણ લખાય.

૪૮૦) કપાસના કાલા ભાર ૧૨ ) બાર કાનમના દર ભારે

| અત્ર | મતુ | અત્ર | શાખ. |
|---|---|---|---|
| ૧ પા. લલ્લુભાઇ ગીરધરભાઇ મતુ ઉપર લખ્યું તે સહી દા. પોતે | | ૧ શેઠ હરીલાલ વૃજભૂખણદાસ સાખ ધણી બે હજૂર, ૧ શાહ અમથાભાઈ હીરાભાઈ સાખ ધણી બેહજૂર. | |

## વિમા ચીઠી.

આ લેખ વિષે, બીજાં ઉપયોગી ખતમા વિમાના લેખ જુઓ.

## * સતમી.

સ્તસ્તિ શ્રી મુબાઇ બંદરે મહાસુભસ્થાને શા શ્રી ૫ હા રાય શી અમરચંદ એતાનશ્રી મુદ્રા બદરથી લી ગાંધી કાદર મોજીલાલના જેગોપાળ વાચજ્ય. જત અત્રેથી બનેલો ૧ એક નામે લખમીપશા ધણી કાનજી માવજી તંડેલ ઇબ્રાહીમ અબદુલભાઇવાળા મધ્યે રૂ ગાંસડી ૧૦૧) અંકે એકસો એક તોલમા ખાડી દસ ચઢાવી છે તેની સતમીની વિગત—

૨૫) રૂ ગાસડી પચીસ સોપી શાહ આશકરણ લાલજી હવાલે શાહ નજી ગાગજી નિશાની શા આ + લા ૪૪૧

૫૧) રૂ ગાસડી એકાવન શોપી દોસી પુરૂષોતમ લાધાભાઈ હવાલે દો એબલજી શીવજી નિશાની દો પુ+લ ૫૯૯

૨૫) રૂ ગાસડી પચીસ સોપી ખોજા કરમાલ રહેમાન હવાલે

---

* હાલ કસ્ટમ ખાતા તરફથી વહાણમા ચઢાવ્યા બદલ જે પાવતી મળે છે તેને સતમી કહે છે તેથી નોધણી દસ્તાવેજમા એવા લેખનેજ સતમી કહે છે.

ખોજા અલાના મનજી નિશાની ખો. ૭+ ર. ૧૧૮

---

૧૦૧) એ પ્રમાણે માલ ગાસડી એક ચઢાવી વહાણુ મહા વદ ૨ ને રોજ હંકાર્યું છે તે શ્રી રત્નાગરજી સહી સલામત પહો-ચાડેથી ઉતારી લઈ શીવાબંધ તપાસી લેજો અને તે માલ જે તે ધણીને હવાલે કરી તેમની પાશેથી પહોચ લખાવી બીડજો સં. ૧૯૫૧ ના મહા વદ ૨.

## સતમી પહોંચ.

સ્વસ્તિ શ્રી મુદ્રા બંદરે મહાશુભસ્થાને ગાંધી કોદર મોજીલાલ જોગ શ્રી મુબઇ બંદરથી લી૦ ઠા રાયશી અમરચંદના જુહાર વાચજો જત તમોએ બતેલો ૧ નામે લખમીપશા ધણી કહાનજી માવજી તંડેલ ઇબ્રાહીમ અબદુલભાઈવાળા મધ્યે ३ ગાસડી ૧૦૧) અંકે એકસો એક ચઢાવી હતી તે વહાણુ સહી સલામત પહોચ્યું છે, અને સતમીમા જણાવ્યા મુજબ શીલબંધ માલ તપાસી લઇ તેની પહોચ લખી આપી છે. મીતી—

## બીજા ઉપયોગી ખત.

### દસ્તાવેજ લખનારને સુચના.—

૧ સ્થાવર, જંગમ મિલ્કતને લગતા કરારની હકીકત જે પત્રમા હોય છે તેને ખત અથવા કીમતી દસ્તાવેજ કહે છે સ્ટાંપ આકટમાં ખતની વ્યાખ્યા આ પ્રમાણે છે

અ ફલાણું નિર્દિષ્ટ કરેલું કામ કરશે અથવા નહિ કરશે (જેમ હોય તેમ) તો આ દસ્તાવેજ રદ છે એવી સરતથી જે દસ્તાવેજ ઉપરથી કોઈ માણુસ બીજા કોઇને પૈસા આપવાની

પોતાને ફરજ પાડે છે એવો લેખ.

**ઞ** કોઇ દસ્તાવેજ ઉપર સાહેદે સાખ કરેલી હોય, અને ફલાણા માણસને અવેજ આપવો અથવા લાવનારને અવેજ આપવો એવા પ્રકારનો તે દસ્તાવેજ નહિ હોય, અને તે ઉપરથી કોઈ માણસ બીજાને પૈસા આપવાની પોતાને ફરજ પાડે એવો કોઇપણ દસ્તાવેજ.

**ક** સદરહુ પ્રમાણે સાખ કરેલા જે કોઇ દસ્તાવેજ ઉપરથી એક માણસ બીજા માણસને અનાજ અથવા ખેતીવાડી સબંધી બીજી ઉપજ આપવાની પોતાને ફરજ પાડે છે તેવા કોઈપણ દસ્તાવેજ.

૨ દુનિયાની શરૂઆતમા લેવડ દેવડનું કામ મોની કબુલત ઉપર ચાલતુ હશે અને પાછળથી જેમ જેમ આપેલી કબુલતો વડે થનારૂ નુકશાન સમજીને લોકો ફરતા ગયા, તેમ તેમ લેખી દસ્તાવેજ કરાવી લેવાનો વહિવટ પડેલો હોવો જોઇએ.

૩ લેખી કરાર કર્યા પછી લાભ કે હાની વિચારવાનું રહેતું નથી, પણ ઉભય પક્ષકારને ઠરાવ પ્રમાણે ચાલવુ પડે છે. તેમ છતા જે કોઈ આડુ થઇ કરારનો ભગ કરે છે તેને ન્યાયને રસ્તે દોરવો પડે છે

૪ વગર વિચારે લેખ કરી આપવાથી પોતાની પ્રતિષ્ટા ઘટે છે, માટે લેખ કરતી વખતે ઉતાવળ કરવી નહિ એવા કામોની અદર અનુભવી ગૃહસ્થોની સલાહ લેવી પછી તે સલાહ ઉપર પુખ્ત વિચાર કરીને પગલું ભરવું. જેઓ એ પ્રમાણે કરતા નથી તેઓ પાછળથી પસ્તાય છે.

૫ સાધારણ પત્ર લખવા કરતા દસ્તાવેજ લખવાનુ કામ પણ જોખમ ભરેલું છે. તે વધારે અનુભવ કરવાથી સમજાય છે.

૬ ઘણાખરા દસ્તાવેજો ઘણી લાંબી મુદત સુધી જાળવી રાખવા પડે છે. માટે એવા કામમાં ટકાઉ અને નરમ કાગળો વપરાય છે.

૭ કોઇપણ લેખ ખરાબ અક્ષરે લખવો કે લખાવવો નહિ. તેમ તેમા ચહેર સુધ કરવા જેવો પ્રસંગ લાવવો નહિ લખાણની ઇબારત સાદી સરળ અને શુદ્ધ હોવી જોઇએ. વળી તેમાં વપરાયલા શબ્દો કે અક્ષરો દ્વિઅર્થી નહિ હોવા જોઇએ. મતલબ કે હરકોઇ માણસ દસ્તાવેજ વાચીને સારી રીતે મૂળનો હેતુ કહી શકે એવું હોવુ જોઇએ.

૮ દસ્તાવેજ ખરાબ અક્ષરે, અશુદ્ધ ભાષામ', અને અનિયમિત ક્રમમા લખાવાથી તેના અર્થમા ફેર પડે છે

૯ સ્થાવર મિલ્કતના દસ્તાવેજો રજીષ્ટર કરાવવાને સરકારે ફરજ પાડેલી છે માટે તેમ થયાવગરનો લેખ પુરાવાની અંદર મંજૂર ગણવામા આવતો નથ', જરૂના લેખો પહેલેથીજ સરકારમા નોધાવેલા હોય તો આપણો લેખ ગેરવલ્લે જાય, કે નાશ પામે, ત્યારે સરકાર યોગ્ય ફી લઇને આપણને જોઇતો દાખલો આપી શકે. પરતુ ખરાબ અક્ષરને લીધે, કે લખાણની ખામીને લીધે અસલ દસ્તાવેજ ભળતાજ રૂપમા નોધાયલો હશે તો હરકોઇ પક્ષકારને નુકસાન પહોચે એવો દાખલો મળશે, એટલે તેમા જેનું હિત થતું હશે તે એનો લાભ લેવાને યત્ન કરવામા પાછો પડશે નહિ, અને જેનું અનહિત થતુ હશે તે પોતાનો વ્યાજબી હક સંભાળવાને માટે ખરચ કરતા ડગશે નહિ

૧૦ પ્રથમ પ્રત્યેક દસ્તાવેજનો જુદા કાગળ ઉપર મુસદ્દો કરવો, અને બંન્ને પક્ષકારોને વાચવા આપવો પછી તેમા ફેરફાર

કરવા જેવું હોય, તે ફેરવીને ખરડો નક્કી કરવો.

૧૧ સરકારી છાપના એટલે સ્ટામ્પના કાગળ ઉપર રજીષ્ટર કરવા જોગ અને સંઘરી રાખવા જોગ દસ્તાવેજો લખવાના હોય છે. જો એવા કાગળો ઉપર લખેલા દસ્તાવેજ પક્ષકારોને રૂચતો નહિં આવવાના કે બીજા કોઈ વ્યાજબી કારણથી ચહેરવો પડે તો વાપરેલો સ્ટામ્પ રદ જવાનો સંભવ રહે છે. અને ઘણુંજ છેકી નાંખવાનું હોય ત્યારે તો તે કાગળ રદ કર્યા વગર ચાલતું જ નથી. માટે પ્રથમ ખરડો તૈયાર કરી વાચી જોવો અને પછીથી તેને સ્ટામ્પના કાગળ ઉપર છાપી લેવો જોઇએ.

૧૨ સ્ટામ્પના કાગળ ઉપર દસ્તાવેજ લખવો હોય તો મથાળે છાપના ભાગ ઉપરાત રજીસ્ટારને માટે થોડો કોરો રાખી તેની નીચેના ભાગથી લખાણનો આરંભ કરવો એ પ્રમાણે નહિ લખેલું લખાણ કાયદા વિરૂધ ગણવામાં આવે છે.

૧૩ લખેલો ખરડો સ્ટામ્પના કાગળ ઉપર સમાશે કે નહિ તેનો લખતા પહેલા વિચાર કરવો. જો તે ન માય એમ હોય, તો સ્ટામ્પના કાગળને જોઇએ. તેટલો બીજો સાદો કાગળ સાંધીને ખત લખવું.

૧૪. દસ્તાવેજ લખેલા કાગળમા મતુ અને સાક્ષી થઇ રહે એટલે ઓછામા ઓછી દસ આગળ જેટલી કોરી જગા રહેવી જોઇએ કદાપી તેટલી જગો ન રહે તો છેડે કોરો કાગળ ચોટાડવો.

૧૫ ખરડો છાપી લીધા પછી કોઈ ઠેકાણે દુરસ્ત કરવુ પડે કે ઉમેરવું પડે તો તેમ કરવુ. અને ખત લખી રહ્યા પછી છેવટની લીટીએ ચાલુ ખતમા જે જે લીટીઓમાં જેવાં વાકયોથી જે સુધારો

વધારો કર્યો હોય, તે સ્પષ્ટ જણાવવો. જેમકે દસમી લીટીમાં અમુક પ્રકારે વધાર્યું છે કે સુધાર્યું છે તે અસલ છે. એવી રીતે ચોખવટ કરી હશે તો કોઈપણ વખતે અરસપરસ વિરોધ થવાનું કારણ મળશે નહિ.

૧૬. દસ્તાવેજ ઉપર સરકારી લાગત એક સરખી નથી. માટે ખત લખતા પહેલાં લીધેલો સ્ટામ્પ સાપ્રત ખતને માટે પૂરે પૂરો છે કે નહિ તેનો વિચાર કરવો. જો અધુરા સ્ટામ્પ ઉપર દસ્તાવેજ કરી નાખ્યો હશે તો પાછળથી ભારે નુકસાની ભોગવગી પડશે. એટલે એ દસ્તાવેજ ઉપયોગમાં લેતી વખતે તેના ઉપર બાકી રહેલો સ્ટામ્પ તો ચઢાવવોજ પડશે; અને કરેલી ભૂલ માટે સરકારમાં બાકીની રકમથી દસ પટ કે ધારા પ્રમાણે દડ ભરવો પડશે.

૧૭ બાબતવાર દસ્તાવેજ કરવા જોઇએ. જે દસ્તાવેજને લાગુ પડતો સ્ટામ્પનો કાગળ ખરીદ કર્યો હોય તેજ દસ્તાવેજ એ કાગળ ઉપર લખવો. જો તે ઉપરાત બીજો કો. કરાર લખવામા આવશે તો કરેલો કરાર કાયદા વિરૂદ્ધ ગણાશે અને ઉપર પ્રમાણે નુકસાનીને પાત્ર થશે. જેમકે કબજાગીરોખત લખવાને જોઇતો સ્ટામ્પ લઇને તેમા તે મિલ્કત ભાડે આપ્યાનો પણ કરાર લખે તો ભાડાચિઠ્ઠી બદલ જે લાગત ભરવાની હોય તે ભરવા ઉપરાત મૂળ રકમથી દસ ગણી કે ધારા પ્રમાણેની રકમથી દસ ગણી કે ધારા પ્રમાણેની રકમ સરકારને દડ તરીકે આપવી પડશે. માટે ચેતીને ચાલવુ જોઇએ.

૧૮. મોઘમ દસ્તાવેજ કદી પણ કરવો નહિ. કેમકે પુરાવાની વખતે તે કશા ઉપયોગમા લઇ શકાતો નથી.

## અંગ્રેજી રાજ્યના સ્ટામ્પના દર વિષે

**વ્યાજુ અને સાનગીરો ખત** ઉપર—રૂ. ૧૦ ) સુધીના કરજ માટે બે આનાના સ્ટામ્પનો કાગળ, રૂ. ૧૦ ) ઉપર અને ૫૦) સુધીના કરજ માટે રૂ. ०। ના સ્ટામ્પનો કાગળ, રૂ. ૫૦) ઉપર અને રૂ. ૧૦૦) સુધીના કરજને માટે રૂ. ०॥ ના સ્ટામ્પનો કાગળ, રૂ. ૧૦૦) ઉપર અને રૂ. ૨૦૦) સુધીને માટે રૂ. ૧) ના સ્ટામ્પનો કાગળ; અને પછી એરીજ રીતે એટલે દર સોએ અથવા તેના હરકોઈ ભાગ ઉપર રૂ. ०॥ નો સ્ટામ્પ વધારે લેવો. આ વ્યાજુ ખત અથવા હાથદસ્કતના ખાતાં દર ત્રણ ત્રણ વરસે બદલવા જોઇએ કેમકે આ દસ્તાવેજની મુદત દસ્તાવેજ લખ્યાની મીતિથી ત્રણ વર-રસની હોય છે. પણ જો ખાતાની અંદર બાકી કાઢેલી હોય અને વ્યાજનો કરાર લખેલો નહોય તો તેવાં ખાતાંને એક આનાનો સ્ટામ્પ લાગે છે અને તે ગમે તેટલી મુદત સુધી ચાલી શકે છે. જેમકે અનામત ખાતું.

**કબજા ગીરોખત**—રૂ. ૧ થી રૂ ૫૦ સુધીનું રૂ ०॥ ના સ્ટામ્પ ઉપર રૂ ૫૦)થી અધિક અને રૂ ૧૦૦ ) સુધીનું રૂ ૧ ના સ્ટામ્પના કાગળ ઉપર, રૂ ૧૦૦ ) અધિક અને રૂ ૨૦૦ ) સુધીનું રૂ. ૨ ) ના સ્ટામ્પના કાગળ ઉપર, એમ હજાર સુધીમા દર શેંકડે અથવા તેના હરકોઈ ભાગ ઉપર રૂ ૧)નો સ્ટામ્પવધારે લેવો, એટલે રૂ ૧૦૦૦) એક હજારનું ખત હોય તો રૂ ૧૦ નો, અને તે ઉપરાત દર પાચસેંએ અથવા તેના કોઈ ભાગ ઉપર રૂ ૫)નો સ્ટામ્પ વધારે વાપરવો જોઇએ.

વેચાણ ખત—કબજાગીરો ખતમાં જણાવેલી રીત મુજબ.

**ગણોતનામું**—એક વર્ષ સુધીનું ગમે એટલે રકમનું બીજી કોઇ શરત વિનાનું હોય તો સ્ટાપની **માફી છે.**

ગણોતનામુ રૂ ૧૦૦ ) સુધીનું ગમે એટલા વર્ષનું બીજી કોઇ શરત વિનાનું હોય તો સ્ટામ્પની **માફી** છે.

ગણોતનામુ રૂ ૧૦૦૦ ) ઉપરાતનું એક વર્ષથી વધારે મુદતનું હોય તો તેનો વ્યાજુખત મુજબ સ્ટામ્પ જોઇએ.

**ભાડા ચિઠી**—એકથી ત્રણ વર્ષ સુધીની મુદતવાળી ભાડાચિઠીને દર વર્ષના ભાડા ઉપર વ્યાજુખત પ્રમાણે સ્ટામ્પ લગાડવો જોઇએ ત્રણ વર્ષથી અધિક મુદતની ભાડાચિઠી કે ગણોત હોય તો દર સાલની સરાસરી ઉપજ ઉપર કબજા ગીરોખત પ્રમાણે સ્ટામ્પ જોઇએ.

**ફારગતી** અને **વહેંચ** રૂ૨૦ ઉપરાતની પાવતી ઉપર એક આનાનો રૂ ૧૦૦૦ ) થી વધારે રકમ ન હોય તો વ્યાજુખત પ્રમાણે અને બીજા પ્રસંગે રૂ ૫ ) પાચનો સ્ટામ્પ લેવો જોઇએ.

અમુક રકમ લઇને હાથ ઉઠાવીને આપેલી ફારગતીને, વહેચણના દસ્તાવેજને, અને વારસનામાને વ્યાજુખત પ્રમાણે સ્ટામ્પ જોઇએ.

વડીલોપાર્જિત મિલ્કતમાથી હક છોડી દીધાના, અને પંત્યાળો ભાગ છૂટો કરવાના લખત પર પાચ રૂપિયાનો સ્ટામ્પ જોઇએ.

છેડા છૂટકાની ફારગતી રૂ ૧ ) ના સ્ટામ્પપર થઇ શકે છે.

**અન્ન વસ્ત્ર** આપવાના કરાર ઉપર વ્યાજુ ખત પ્રમાણે સ્ટામ્પ છે.

**કરાર**—જેમા નુકસાની સંબધી કરાર ન હોય તેવા કરાર,

મિલ્કતનાં સાટા ખત, અને અધિકારીની સહીથી સરકારી કાગળની લીધેલી નકલ ઉપર, આઠ આનાનો સ્ટામ્પ જોઇએ,

પ્રતિજ્ઞા લેખ—એક રૂપિયાના સ્ટામ્પ ઉપર અને શેરના વેચાણ સંબંધી કરાર એક અનાના સ્ટામ્પ ઉપર થાય છે.

દત્તક પત્ર, ભાગ ખાતુ ચાલુ કરવાનું લખત એટલે પંત્યાળાનો લેખ, તોડજોડનું ખત અને ટ્રસ્ટી રદ કરવાના લેખને દસ રૂપીયાનો સ્ટામ્પ જોઈએ.

વેચાણના સર્ટિફિકેટને, કોઇ પણ સ્થાવર મિલ્કતનો મોં બદલો કર્યાના લેખને, અને બક્ષીસપત્રને વેચાણખત પ્રમાણે સ્ટામ્પ જોઇએ.

પંચનો ફેસલો રૂ ૧૦૦૦)થી વધારે ન હોય તો વેચાણ ખત

૬

પ્રમાણે સ્ટામ્પ, અને હરકોઇ બીજે પ્રસગે રૂ ૫) પાચનો સ્ટામ્પ જોઇએ

શીખવા સારૂ રહેવા બાબતના કરારના ખતને પાચ રૂપીયાનો સ્ટામ્પ છે

ટ્રસ્ટખત ( જુમ્માનુ કામ–મૃત્યુપત્ર શિવાય ) ને પદર રૂપીયાનો સ્ટામ્પ, કોઇ પણ કંપનીના નીયમને પચાસ રૂા નો સ્ટામ્પ જોઇએ.

મુખ્ત્યારનામા. જ એકજ વ્યવહારમાં ખત પત્રો રજુ કરવા વગેરેના ખપનું આઠઆનાના, ઞ–( જ ) શિવાય બીજે કોઇ એકજ વ્યવહારમાં એક અથવા વધારેને અધિકાર આપવાનું રૂપિયા એકના, ક એક કરતા વધારે વ્યવહાર માટે પાંચ કરતા વધારે

નહિ એવા સખ્સોને આપવાનું રૂપિયા પાંચના, ૮ એજન પાંચથી દસ માણુસને આપવાનું રૂ. ૧૦) દસના અને ૯ બીજે કોઇપણુ પ્રસંગે દરેક માણુસ દીઠ રૂ ૧ ) એકના સ્ટામ્પ પર મુખ્ત્યારનામાં આપવાં જોઇએ.

વહાણુ ઉપર માલ ચઢાવવાનો હુકમ આપવા ઉપર એક આનાનો, એક જમીન ઉપરથી હક છોડી સરકારથી બીજી જમીન ઉપર હક ચઢાવવાના કરાર ઉપર ચાર આનાનો સ્ટામ્પ જોઇએ.

| | એકજ પ્રત હોયતો | બે પ્રત હોયતો |
|---|---|---|
| સમુદ્રના વિમાના લેખને. દરેકને રૂ ૧૦૦૦ ) થી વધારે ન હોયતો | ૦—૪—૦ | ૦—૨—૦ |
| હજાર ઉપરના દર હજારે અથવા તેના કોઈ ભાગ ઉપર— | ૦—૪—૦ | ૦—૨—૦ |
| બીજા કોઇ વિમા ઉપર હજારથી વધારે ન હોય તો. | ૦—૬—૦ | ૦—૩—૦ |
| હજાર ઉપરના દર હજારે અથવા તેના કોઇ ભાગ ઉપર | ૦—૬—૦ | ૦—૩—૦ |

હુંડીઓ ઉપર—રૂ ૨૦, ની તરત મુદતની હુંડી અથવા પ્રોમિસરી નોટ ઉપર એક આનાનો સ્ટામ્પ જોઇએ; અને એક વરસની મુદતની અથવા ઓછી મુદતની હુંડી ઉપર નીચે પ્રમાણે સ્ટામ્પ જોઇએ.



| રકમ | હુંડીનો એક કટકો હોય તો સ્ટામ્પ | હુંડી એકના બે હોય તો દરેક કટકા ઉપર સ્ટામ્પ | હુંડી એકના સટ ત્રણ હોય તો દરેક કટકા ઉપર સ્ટામ્પ. |
|---|---|---|---|
| રૂ. ૦૦૮) સુધી | ૦—૨—૦ | ૦—૧—૦ | ૦—૧—૦ |
| રૂ. ૨૦૦ —૪૦૦) સુધી | ૧—૪ ૦ | ૦—૨-૦ | ૦—૨—૦ |
| રૂ. ૪૦૦)—૬૦૦) સુધી | ૦—૬—૦ | ૦—૩-૦ | ૦—૨—૦ |
| રૂ. ૬૦૦)—૧૦૦૦) સુધી | ૦—૧૦—૦ | ૦—૫—૦ | ૦—૪—૦ |
| રૂ. ૧૦૦૦)—૧૨૦૦) સુધી | ૦—૧૨—૦ | ૦—૬—૦ | ૦—૪—૦ |
| રૂ. ૧૨૦૦)—૧૬૦૦) સુધી | ૧—૦—૦ | ૦—૮—૦ | ૦—૬—૦ |
| રૂ. ૧૬૦૦)—૨૫૦૦) સુધી | ૧—૮—૦ | ૦—૧૨—૦ | ૦—૮—૦ લેખે. |
| ફસહજાર સુધી દર ૨૫૦૦) અથવા તેના કોઈ ભાગ ઉપર | ૧—૮—૦ | ૦—૧૨—૦ | ૦—૮—૦ લેખે. |
| ત્રીસ હજાર સુધી દર રૂ.૫૦૦૦) અથવા તેના કોઈ ભાગના ઉપર | ૩—૦—૦ | ૧—૮—૦ | ૧—૦—૦ |

એ પછી દર દશ હજારે રૂ ૬ નો સ્ટામ્પ વધારે જોઇએ. એક વરસ કરતાં વધારે મુદતની હુડી હોય ત્યારે તેના ઉપર આ પ્રમાણે સ્ટામ્પ જોઇએ.

રૂ ૧૮) સુધીની હુંડી ઉપર બે આનાનો, રૂ ૧૦)થી અધિક અને રૂ ૫૦ સુધીની હુંડી ઉપર ચાર આનાનો, રૂ ૫૦) થી અધિક અને રૂ ૧૦૦ ) સુધીનો આઠ આનાનો, રૂ. ૧૦૦ ) થી અધિક અને રૂ ૪૯૯ સુધી દર સોએ આઠઆના અને રૂ ૫૦૦ ઉપર અઢી રૂપિયા એ રીતે દરેક પાચસેએ અથવા તેના કોઇ ભાગ ઉપર અઢી રૂા વધારે જોઇએ. ( જુઓ સ્ટામ્પ આક્ટ. )

## રજીષ્ટર કરાવવા બાબત.

સ્થાવરના વેચાણ વગેરે તમામ, બક્ષીસ, અને અદલાબદલીના ના લેખો ગમે એટલી કીમતના હોય તોપણ તે રજીષ્ટર કરાવવાજ જોઇએ જંગમ મિલ્કત ને રજીષ્ટર કરાવવાની ફરજ નથી. એ શિવાય રૂ ૧૦૦) ની ઉપર હોય તો રજીષ્ટર કરાવવા અને રૂ ૧૦૦) અંદર હોય તો મરજી ઉપર છે

દસ્તાવેજની મીતિથી ચાર માસમા રજીષ્ટર થવુ જોઇએ બાદ ચારમાસમાં દંડ લેવાઈ શકે પછીથી એટલે એકંદરે આઠમાસ પછીથી થઈ શકે નહિ

વસિયતનામુ રજીષ્ટર કરાવવાને મુદતની હદ નથી અને તેમ કરાવવા ફરજ નથી

ગણોતનામું તથા ભાડાનામું એક વર્ષ ઉપરાંતનુ હોય તો રજીષ્ટર કરાવવુ જોઇએ.

મુખ્ત્યારપત્ર હરકોઇના નામનું કોઇ ગેજીટેડ અધિકારીની રૂબરૂ આપીને રજીષ્ટર કરાવી શકાય છે. જાતે ન હોય તો એ રીતે ચાલી શકે.

## માફ સ્ટાંપવાળા લેખો.

લશ્કરી કાયદા પ્રમાણે નામ દાખલ થતા કરેલી શરત, કોઇ પણ કોર્ટમાં ફાઇલ કરવાનો કાગળ, કારણ પરત્વે બીજાને પેનશન કિંવા ધર્માદાય નિમણુંક લેવાને આપેલું અધિકારપત્ર, વેપારની જણોશોના વેચાણ બાબત, સરકાર માટે ખસ ખસના ઝાડ ઉછેરવા માટે રૈયતે કરેલા કરાર, તગાવી માટે તગાવી લેનારે તથા તેના જામીને કરેલા કરાર, સરકારને લોન માટે નમુના પ્રમાણે અરજમાં કરેલા કરાર, સરકારી કામ માટે કરેલી નકલ, સરવઇ નબર દર્શાવેલી જમીનના ભોગવટા બદ્દલ તથા તેનું મ્હેસુલ આપવા બદલ મુંબાઈ ૧૮૬૫ ના આકટ ૧ લા મુજબ કરેલા કરાર, પાછળ શેરો મારીને બીજાને આપેલી હુંડી, વાયદા ચિઠ્ઠી કે વિમાની પોલીસી ( ખત ) ઇત્યાદિને સ્ટામ્પની માફી છે. ( જુઓ સ્ટામ્પ આકટ પરિશિષ્ટ ન ૨. )

### ગાયકવાડી રાજયના સ્ટામ્પ વિષે

વ્યાજુ ખત ઉપર—રૂ ૨૫ (સુધીના ખતને માટે ૦ `=રૂ ૨૫ ઉપર અને રૂ ૫૦ સુધીના ખતને માટે ૩૦।, રૂ ૫૦ ઉપર અને રૂ ૧૦૦ સુધીના ખતને માટે રૂ૦॥, સોથી હજાર સુધીમા દર સેકડે તથા તેના હરકોઈ ભાગ ઉપર રૂ૦॥ પ્રમાણે વધારે, અને હજાર ઉપરની રકમ હોય તો દર પાચસેં તથા તેના હરકોઇ ભાગ ઉપર રૂા ૨ )નો સ્ટાસ્પ વધારે જોઇએ એટલે હજારને માટે રૂ ૫)નો અને રૂ ૧૫૦૦)ને માટે રૂ૭) નો સ્ટામ્પ જોઇએ. ખતની મુદત બાર વરસની, અને ખાતાની મુદત ૭ વરસની છે.

કરજની રકમ ત્રણ માસમાં અદા કરવાની હોયતો રૂ.૧) થી રૂ૨૦૦ સુધી ૦)–રૂ ૨૦૦)થી ૪૦૦ સુધીને માટે ૦)=રૂ ૪૦૦ )થી રૂ ૬૦૦) ને માટે ૦)≡ રૂ ૬૦૦ થી રૂ ૧૦૦૦) માટે ૦।–રૂ૧૦૦૦) થી રૂ ૧૨૦૦) ૦।= ઈ. અને એક વરસની મુદતમા પાછા આપવાના હોય તો રૂ ૧) થી રૂ ૨૦૦ સુધીને માટે ૦)=, રૂ ૨૦૦) થી રૂ ૪૦૦ ) ને માટે રૂ૦।, રૂ ૪૦૦ ( થી રૂ ૬૦૦ ) સુધીને માટે રૂ ૦।= નો સ્ટામ્પ જોઇએ છે ઈત્યાદિ

ગીરોખત ઉપર–બ્યાજુખત પ્રમાણે સ્ટામ્પ છે.

વેચાણખત ઉપર–રૂ ૨૫ ) સુધીને માટે રૂ ૦॥ નો રૂ૨૫)થી અધિક અને રૂ ૫૦ ) સુધીને માટે રૂ ૧ નો, રૂ ૫૦ ) થી અધિક અને રૂ ૧૦૦ ) ન માટે રૂ ૨) નો અને તે ઉપરાત હજાર સુધીમા દર સેકડે તથા તેના હરકોઇ ભાગ ઉપર રૂ ૨ મુજબ સ્ટામ્પ જોઈએ અને હજાર કરતા વધારે ઉપર દર પાચસે રૂપિયે તથા તેના હરકોઇ ભાગ ઉપર રૂ ૧૦) લેખેનો સ્ટામ્પ જોઇએ

ગણોત અને ભાડાચિઠ્ઠી ઉપર–એક સાલી રૂ ૧૦૦) ની અંદરના ગણોતને સ્ટામ્પની માફી છે.

એક વરસથી અધિક અને ત્રણ વરસથી અધિક નહિ એવી મુદતની ભાડાચિઠ્ઠી અગર ગણોતપટા હોય તેનું એક સાલી સરાસરી જે ભાડુ અગર સાથ થાય તે ઉપર સેકડે આઠ આના પ્રમાણે એટલે ગીરોના દસ્તાવેજ મુજબ સ્ટામ્પ જોઇએ.

ત્રણ વરસથી અધિક મુદતની ભાડાચિઠ્ઠી અગર ગણોતપટો હોય તો એક સાલની સરાસરી ઉપજ ઉપર વેચાણ ખત પ્રમાણે સ્ટામ્પ જોઇએ

**ભાડાચિઠી અગર ગણોતપટામાં નિયમિત મુદત ઠરાવી ન હોય તો દસ વરસની સરાસરી કાઢતાં એક વરસ માટે જે રકમ થતી હોય તે રકમને વેચાણ ખત મુજબ સ્ટામ્પ લગાડવો જોઇએ.**

ભાડાચિઠી અગર ગણોતપટામા દરસાલનું ભાડું અગર ગણોત લખેલું નહોય પણ ઉધડ રકમ ઠરાવી હોય તો તે ઉધડ રકમ માટે વેચાણ ખત પ્રમાણે સ્ટામ્પ જોઇએ

**ફારગતી** અથવા પહોચ—વીસ રૂા થી અધિક રકમ હોયતો એક આનાનો સ્ટામ્પ જોઇએ ફારગતીમા લખેલી રકમ એક હજાર રૂા થી અધિક નહોય તો વ્યાજુ ખત પ્રમાણે સ્ટામ્પ જોઇએ પત્યાળા છૂટા પડવાની અથવા બીજા કોઈ પણ પ્રસગે આપેલી ફારગતી રૂ ૫) ના સ્ટામ્પ પર જોઇએ અને છેડા છૂટકાની ફારગતી ( તલાકનામું ) એક રૂ ના સ્ટામ્પ ઉપર જોઇએ.

અન્નવસ્ત્ર આપવાના કરારનેચોકસ મુદત સુધી આપવાને ઠરેલુ હોય તો તે મુદતોમા આપવાની એકદર જે રકમ થાય તે ઉપર, લખેલી રકમ કોઈ હયાત માણસની હયાતી સુધી આપવાની હોયતો બાર વરની એકદર રકમ થાય તે ઉપર, લખેલી રકમ હમેશ આપવાની હોય, અગર દસ્તાવેજ કરતી વખતે જે માણસ હયાત નથી તેની હયાતી સુધી આપવાની હોય તો વીસ વરસની એકદર જે રકમ થાય તે ઉપર, અને લખેલી રકમ કેટલી મુદત સુધી આપવાની તે કોઈ પણ રીતે દસ્તાવેજમા નક્કી કરેલું ન હોય, પરતુ તેમાં એક વરસ કરતાં વધારે મુદતનો સમાસ થતો હોય તો પાચ વરસની એકંદર જે રકમ થાય તે રકમ ઉપર, વ્યાજુખત પ્રમાણે સ્ટામ્પ લગાડવો જોઇએ.

કંટ્રાક્ટ સંબંધી કરાર આઠ આનાના સ્ટામ્પ ઉપર થાય છે.

પંત્યાળાનો લેખ દશ રૂપિયાના સ્ટામ્પ ઉપર. પંચનો ઠરાવ રૂપિયા હજારથી કમી હોય તો વ્યાજુ ખત પ્રમાણે અને બીજા પ્રસંગે દરેક ઠરાવને રૂ ૫ પાચનો સ્ટામ્પ લગાડવો જોઇએ.

ત્રસ્ટીવી વહિવટ કરવાના લેખ જો એક હજાર રૂપિયા સુધીની રકમનો હોય તો સેંકડે આઠ આના મુજબ સ્ટામ્પ જોઇએ, અને તે કરતા જાસ્તી રકમ હોય તો માત્ર પાચ રૂપિયાનો સ્ટામ્પ જોઇએ

કુલ મુખ્ત્યારપત્ર ચાર રૂા. ના સ્ટામ્પ પર થઈ શકે છે, અને એક કામનું મુખ્ત્યારપત્ર આઠ આનાના સ્ટામ્પ પર થાય છે. બક્ષીસપત્ર દાનપત્ર કે ધર્મ પત્રિકાને વેચાણ ખત મુજબ લાગત છે. વિમાના લેખ ઉપર–રૂપિયા હજારથી અધિક રકમ ન હોય તો ચાર આનાનો અને તે ઉપર પ્રત્યેક હજાર રૂપિયે અથવા હજારના કોઈ પણ ભાગ ઉપર ચાર આનાનો સ્ટામ્પ વધારે જોઇએ

વીલ ઉપર સ્ટામ્પની લાગત નથી માત્ર રજીષ્ટર ફી રૂ ૩) છે. મો બદલાના સ્થાવર મિલ્કતના લેખમા મિલ્કતની જે કીમત હોય તે ઉપર વેચાણ ખત પ્રમાણે સ્ટામ્પ લગાડવો જોઇએ

વહેચાણ પત્રમા જણાવેલી મિલ્કતની કુલ રકમ ઉપર વ્યાજુ ખત પ્રમાણે સ્ટામ્પ લગાડવા અને તે ઉપરથી કરેલી દરેક નકલ એકેક રૂપિયાના સ્ટામ્પ ઉપર કરવી જોઇએ.

બદલાના ખતમા જે કીમતનો માલ લેવા લખ્યુ હોય તે રકમ ઉપર વેચાણ ખત પ્રમાણે સ્ટામ્પ લગાડવો

સરકારી કાગળની નકલ જેમા અધિકારીની સહી થઇ હોય

તે ચાર આનાના સ્ટામ્પ પર થાય છે.

હુંડી ઉપર—હુંડી દેખાડયા પછી એક વર્ષથી અધિક મુદતની નહિ હોય તો રૂ. ૨૦૦) સુધી ઉપર બે આનાનો, રૂ. ૨૦૦) થી અધિક અને ૪૦૦) સુધી ઉપર ચાર આનાનો, રૂ ૪૦૦) થી અધિક અને રૂ. ૬૦૦) સુધી ઉપર છ આનાનો, રૂ. ૬૦૦) થી અધિક અને રૂ. ૧૦૦૦) સુધી ઉપર દસ આનાનો, રૂ ૧૦૦૦) થી અધિક અને રૂ ૧૨૦૦) સુધી ઉપર બાર આનાનો, રૂ ૧૨૦૦) થી અધિક અને રૂ. ૧૬૦૦) સુધી ઉપર એક રૂપિયાનો અને રૂ. ૧૬૦ ) થી અધિક અને રૂ ૨૫૦૦) સુધી દોઢ રૂપિયાનો, પછી દસહજાર રૂ સુધીની હુંડીમા દરક રૂ. ૨૫૦૦) કે તેના કોઇપણ ભાગ ઉપર દોઢ રૂપિયો ત્રીસહજાર રૂપિયા સુધી હુંડી હોય તો દરક રૂ ૫૦૦૦) ને માટે કિંવા તેના કોઇ પણ ભાગને માટે ત્રણ રૂ. લેખેના સ્ટામ્પ જોઇએ, અને ત્રીસ હજારથી અધિક હોય તો દરેક દસ હજાર રૂપિયાને, અથવા તેના કોઇ પણ ભાગને રૂ. ૬) છનો સ્ટામ્પ જોઇએ. એક વરસથી વધારે મુદતની હુંડી હોય તો તેને વ્યાજુ ખત પ્રમાણે સ્ટામ્પની લાગત છે.

## માફી સ્ટામ્પવાળા લેખો.

૧. વીલ અથવા મૃત્યુપત્ર, દત્તકપત્ર, તથા દત્તક લેવાનું અધિકાર પત્ર.

૨. જંગમ માલ અથવા વેપારની જણુસોના વેચાણ બાબત અથવા એવા કરાર કિવા કરારની યાદી બાબતના લેખ.

૩ ખેતી કરનારને આપેલો કોઇ પણ પટો, અથવા ખતી

કરનારને આપેલી કોઈ પણ કબુલત જે એક વરસથી વધારે નિયમિત મુદતની ન હોય અથવા વાર્ષિક ભાડું કે સાથ સો રૂપિયાથી વધારે ન હોય અને તે પટામા અથવા કબુલતમાં ઉધડ રકમ કંઈ ઠરાવેલી ન હોય એવો લેખ.

૪ ખાતા ઉપરથી ચાલેલી લેવડ દેવડમા રૂ વીસ ઉપરની રકમ લેવાય અગર અપાય તેને સ્ટામ્પની માફી છે.

૫ સામા દસ્કતના ખાતા ઉપરથી વ્યવહાર ચાલતો હોય અને તેમા દેણદારે ઉપાડેલી રકમ પોતાને હાથે અગર બીજા પાસે તે રકમ પહોચી છે એવી રીતે ઉપાડની રકમ પાવતી દાખલ લખી હોય, અને તે વીસ ઉપરની હોય તોપણ તેને સ્ટામ્પની માફી છે.

૬ ખેતી કરનારે સાથના રૂપિયા ભર્યા બાબતની પાવતીને સ્ટામ્પની માફી છે

૭ યોગ્ય રીતે સ્ટામ્પ લગાડેલા અથવા સ્ટામ્પની માફી હોય તેવા કોઇ પણ દસ્તાવેજમાં લખેલો અવેજ પહોચ્યો એવા મચકૂરની, અથવા તે દસ્તાવેજ ઉપરથી મળવાના મુદલ પૈસા, અથવા વ્યાજ, અથવા વર્ષાસન, અથવા મુદતે મુદત મળવાનો બીજો અવેજ પહોચ્યો, એવા મચકૂરની ભરપાઇની તે દસ્તાવેજ ઉપર અથવા તે દસ્તાવેજમા લખી હોય તો તેને સ્ટામ્પની માફી છે

૮. કોઈ પણ મોં બદલો આપ્યા શિવાય પૈસા આપ્યા હોય તે બાબતની પાવતીને સ્ટામ્પની માફી છે

૯. સહી સાથેની અગર સહી વગરની કાઢી આપેલી ખાતાની બાકીને સ્ટામ્પની માફી છે.

૧૦. કોઈ પણ શાહુકાર અગર નાણાવટીને ત્યા કોઈએ રૂપિયા મૂક્યા હોય; તેમાંથી કંઇ રકમ કોઇને આપવાને ચિઠી અગર રૂક્કો લખે તો તેને સ્ટાંપની માફી છે, તથા જે માણસને તે ચિઠીના રૂપિયા આપી તેની ભરપાઇ કરી લેવામા આવે તેને સ્ટામ્પની માફીછે.

૧૧ કરજ શિવાયની બીજી લહેણુ દેણુની હરકોઇ રકમની પાવતીને સ્ટામ્પની માફી છે.

**નોંધણીની** લાગત—રૂ ૧) થી ૨૫ સૂધીના બે આના, રૂ ૨૫) થી અધિક અને રૂ ૫૦ ) સુધીનો રૂ ०। રૂ ૫૦) થી અધિક અને રૂ ૧૦૦ ) સુધીને માટે રૂ ૧) રૂ ૧૦૦)થી અધિક અને રૂ૧૦૦૦) સુધી દર સોએ અથવા તેના ભાગ ઉપર ચાર આના વધારે, અને હજારથી અધિક ઉપર દર પાચસેંએ અથવા તેના કોઇ ભાગઉપર અર્ધો ०।. વધારે ફી પડે છે

**બ્રિટિશમાં**—રૂ ૫૦ ) સુધીને રૂ ०।, રૂ ૧૦૦ સુધીનો રૂ०॥ રૂ ૨૦૦ ) સુધીનો રૂ ૧ ), બસેથી અધિક અને છસે સુધીમાં દર બસેંએ અથવા તેના ભાગ ઉપર રૂ ૧) વધારે, છસેથી અધિક અને હજાર સુધીના રૂ ૪), હજારથી અધિક અને પદરસેં સુધીના રૂ૫), પછી દર પાચસેંએ રૂ ૧) વધારે રજીષ્ટર ફી પડેછે નીલની ફી રૂ૨)છે

## સ્ટામ્પ ખરચ આપવાનો નિયમ.

૧ અનામતનો દસ્તાવેજ, વ્યાજુખત, ગીરવીખત. ગીરવી પાછુ આપવાનુ ખત, ગીરવી ઉપર જાસ્તી કરજનો લેખ, બીજાના નામ ઉપર કરી આપવાનો લેખ, ફારગતી, વહિવટનું ખત, વ્યવસ્થાપત્ર, હુડી, અને વહાણની આવક ચિઠી, એમાં દસ્તાવેજ

લખી આપનારે સ્ટામ્પ ખરચ આપવો.

૨. વીમાના દસ્તાવેજમા વીમો ઉતરાવનારે સ્ટામ્પ આપવો.

૩. વેચાણખતમાં વેચાણ રાખનારે— ,,

૪. પટો કરી આપવાના કરારમાં પટો કરી લેનારે ,,

૫. કબુલત અથવા કબુલત કરી આપવાના કરારમા કબુલત કરી લેનારે સ્ટામ્પ ખરચ આપવો.

૬ વહેંચણપત્ર અને અદલાબદલીના ખતમા પક્ષકારોએ સરખા હિસ્સે સ્ટામ્પ ખરચ આપવો જોઇએ.

૭ કોર્ટમાના વેચાણનો દાખલો લેવામા મિલ્કત ખરીદનારે સ્ટામ્પ ખરચ આપવો જોઇએ.

૮ ઉપર પ્રમાણે સ્ટામ્પ ખરચ આપવાનું ગાયકવાડી તથા બ્રિટિશ રાજ્યના કાયદામા ઠરાવેલુ છે. પરંતુ પક્ષકારોએ પોતપોતામા સ્ટામ્પનો ખરચ આપવા લેવા બાબત કાંઇ બીજી રીતનો કરાર કરેલો હોય તો તે પ્રમાણે ખરચ આપવા લેવાને ઉપલી કલમોથી બાધ આવેછે એમ સમજવુ નહિ.

## રજીષ્ટર કરવા બાબત.

સ્થાવર મિલ્કતનુ બક્ષીસ પત્ર, સ્થાવર મિલ્કત સબધી સો અથવા સોં ઉપરાતનાં સાનગીરો, કબજાગીરો કે વેચાણ ખત, સ્થાવર મિલ્કત સબંધી ફારગતીઓ અથવા વહેંચણ પત્ર, ત્રણ વર્ષથી વધારે મુદતનો સ્થાવર મિલ્કતનો પટો, કબુલત કિંવા ભાડાચિઠ્ઠી અને એક હજાર રૂપિયા ઉપરાતનુ કરજ ખત રજીષ્ટર કરાવવાને ફરજ પાડેલી છે.

સ્થાવર મિલ્કતનું રૂ ૧૦૦ ( થી કમી રકમનું સાન ગીરોખત, વેચાણુ ખત, બક્ષીસ પત્ર, ફારગતી અને વહેંચણુ ખત, શિવાયનો કોઇ પણુ દસ્તાવેજ, વળી ત્રણુ વર્ષની અંદરની ભાડાચીઠી, કબુલત કે પટો, રૂપિયા એક હજારની અંદરનું કરજ ખત, જંગમ મિલ્કત સંબંધી કોઇ પણુ દસ્તાવેજ તથા એ બધા લેખોની પાવતીઓ, અને લગ્ન સબંધી છેડા છુટકાની ફારગતી, મૃત્યુ પત્ર અને છોકરો દત્તક લેવા વિષેનુ અધિકાર પત્ર રજીષ્ટર કરાવવા કે નહિ તે મરજી ઉપર છે દસ્તાવેજની મીતિથી ૭ માસમા રજીષ્ટર થવુ જોઇએ તે ઉપરાત બે માસ સુધીમાં રજીષ્ટર કરાવે તો દુપટ દ ડ અને એક લાગત, ચારથી વધારે માસની મુદત નહિ થઇ હોય તો ચોપટ દંડને એક પટ લાગત, ૭ માસથી વધારે માસની મુદત નહિ થઇ હોય તો આઠ પટ દંડ ને એક પટ લાગત પડે છે પુરાવામા નીકાલ થઇ ગયા પછી પાછો આપેલો દસ્તાવેજ આપ્યા તારીખથી ૬૦ દિવસમા રજીષ્ટર કરાવવો જોઇએ.

## દસ્તાવેજનાં નામ અને મુખ્ય શબ્દો.

વ્યવહારિક કામને અગે લખાતા દસ્તાવેજોની વિગત

( ૧ ) કરજાઉ ખત ( ૨ ) વેચાણુ ખત ( ૩ ) ભાડાનામું ( ૪ ) ફારગતી ( ૫ ) વિમાનો લેખ ( ૬ ) કરાર ( ૭ ) ઠરાવ ( ૮ ) સનદ ( ૯ ) વહિવટનો લેખ ( ૧૦ ) દાનપત્ર ( ૧૧ ) વારસ પત્ર ( ૧૨ ) મોબદલાનો લેખ ( ૧૩ ) વહેચણ પત્ર(૧૪) પંત્યાળાનો લેખ ( ૧૫ ) દાખલા પત્ર ( ૧૬ ) વિવાહ પત્રિકા ( ૧૭ ) પચાત નામું, ( ૧૮ ) ગુમાસ્તનો બદોબસ્ત ( ૧૯ ) નોકરનો જામીન કતબો, ( ૨૦ ) નોટીસ, ( ૨૧ ) રાજીનામું.

દસ્તાવેજો લખવામા સામાન્ય મુદ્દાનો ઉપક્રમ એવો છે કે. ( ૧ ) * મીતિ ( ૨ ) દસ્તાવેજ લખાવી લેનારનુ નામ, જાત, ઉમ્મર, ધંધો, અને ગામ ( ૩ ) દસ્તાવેજ લખી આપનારનુ નામ, જાત, ઉમ્મર, ધંધો, અને ગામ ( ૪ ) નાણાની રકમ અને તેના અંક ( ૫ ) તેને લગતી સરતો ( ૬ ) જ્યારે દરદાવો કરનાર મળે કે કરાર તૂટે, ત્યારે લેવા જોગ ઇલાજ ( ૭ ) દસ્તાવેજ કરી આપનારના દેહની સ્થિતિ ( ૮ ) પ્રતિજ્ઞા ( ૯ ) * મતુ ( ૧૦ ) * સાક્ષી.

દસ્તાવેજ લખવામા વપરાતા સબંધદર્શક શબ્દોની વિગત.

આ દેહગ, અમુક ગામ વાસ્તેવગ, તેને બદલે આદેહમ્ અમુક ગ્રામ્ય વાસ્તવ્યમ્ એવું સસ્કૃત રૂપ હતુ. દસ્તાવેજ લખાવી લેનારના નામની પહેલા એ વાક્ય લખવાનો વહિવટ છે એમા આદિ+

---

* અંગ્રેજી તારીખ સાથે. * દસ્તાવેજ લખાઇ રહ્યા પછી તેની નીચે રહેલા કાગળના બે ઉભા ભાગ પાડી ડાબી બાજુએ લખી આપનારની સહી લેવામા આવેછે, તેને મતુ કર્યું કહેછે, જમણી તરફ સાક્ષીઓની સહીઓ થાય છે દક્ષિણમા અને ઉત્તર હિંદુસ્થાનમા ઉલટો રિવાજછે એટલે જમણી તરફ મતુ અને ડાબી તરફ સાક્ષી થાયછે દસ્તાવેજ લખ્યાનો પુરાવો આપનાર માણસોની સહીને સાક્ષી કહેછે

+ અત્ર દેશાગે-આ દેશમા આવેલુ વાસ્તવ્યમ્-રહેનાર પાર્શ્વાત પાસેથી, હસ્તાખરાણ-હસ્તાક્ષરેણ-હાથ દસ્કતવડે દત્તાન-દતવા-આપેલો એવો અર્થ પણ કરેછે. જેમ સરકારી ખાતામા જુબાનીમાં લખાયછે કે હું નામે ફલાણો તેમ દસ્તાવેજમા પણ થાય છે.

અહમ્=આદેહમ્-* હુ (પોતે) અને વાસ્તવ્યમ્ રહેનાર એવો અર્થ થાયછે. પણ હાલ એને બદલે મોજે ગામ તાલુકે અમુક અને જીલ્લા અમુકના રહેનાર ફલાણા ફલાણા એવુ લખેછે વળી હાલનો જમાનો જોતા વધારે સુતરૂ તો એજ છે.

પારસાત—પશ્ચાત દસ્તાવેજ લખાવી લેનારનું નામ લખ્યા પછી એ શબ્દ મૂકવામા આવેછે. એનો અર્થ પછીથી થાયછે.

જોગ લી—પારસાત પછી જોગ લી, મૂકાયછે જોગ - એમને, લી-લખી આપનાર, અર્થાત્ પાછળથી એમને લખી આપનાર એક ગામ વાસ્તેવગ—જો લખી આપનાર અને લખાવી લેનાર એકજ ગામના હોય, તો એક ગામ વાસ્તેવ ગ લખેછે અને જૂદાજૂદા ગામના હોય, તો જોગ લી અમુક ગામ વાસ્તેવગ ફલાણા. મતલબ કે લખી આપનારનું ગામ અને નામ લખાયછે

જત—દસ્તાવેજની ઇબારત શરૂ કરતા પહેલા મૂકવામાં આવેછે.

અત્રમતુ—આ શબ્દો મતુ કરવાની જગો બતાવે છે.ત્યાં દસ્તાવેજ લખી આપનાર ધણી પોતાનુ નામ લખી સહી કરે છે,

અત્રસાખ—આ શબ્દો સાક્ષીદારોને સહીઓ કરવાની જગો બતાવે છે સાક્ષીદાર વગરનો દસ્તાવેજ અપૂર્ણ ગણાય છે માટે હરકોઈ લેખમા બે કરતા વધારે સાક્ષીદારો હોવા જોઇએ

## કરજાઉ ખતો વિષે.

કરજે લીધેલા નાણા બદલ લખી આપેલા લેખોને કરજાઉ દસ્તાવેજો કહેછે. આબરૂદારને તેમની શાખ ઉપર, સાધારણ દસ્કતના ખાતા ઉપર, અને નબળાને લેખ લખાવી લ ને નાણા ધીરવાનો

ચાલ જોવામા આવેછે.

કરજાઉ ખત બે પ્રકારનાં ગણી શકાશે. ( ૧ ) અંગાઉખત ( ૨ ) ધરાણીયુ કે ગીરો ખત. જે ખતમા ઉપાડેલા નાણાં જાત મિલ્કતથી પૂરાં કરી આપવાની સરત છે. તે ખત પણ ત્રણ પ્રકારના થાય છે

૧ અગ ઉધાર ખત ( ૨ ) અગ ઉધાર જામીનખત ( ૩ ) કાંધાખત,

## અંગ ઉધારખતો વિષે.

જે અગાઉ ખત છે, તેજ અગ ઉધાર ખત છે કેટલાક અંગાઉ ખતમા ઉપાડેલાં નાણા અને તેના વ્યાજનો કરાર લખાય છે. અને કેટલાકમા તો લીધેલા નાણા નિયમિત મુદતે અથવા જે રીતે પૂરા કરવાના હોય તેની વિગત પણ લખાય છે

નાણા ઉપાડનારની પ્રતિષ્ઠામા ન્યુનતા હોય ત્યારે તેને હરકોઈ રકમ જામીન ઉપર ધીરવામા આવે છે, અને તે પ્રસગે જે કરજાઉ ખત લખાય છે તેને અગ ઉધાર જામીન ખત કહે છે એવા ખતમા લખનાર ધણી કરાર લખ્યા પછી લખી આપે છે કે આ રૂપિયાના જામીન અમૂક ધણી છે. તે ધરવરાઉ આપે ઇત્યાદિ લખીને નાણા લેનાર તથા જામીનદાર મતુ કરી આપે છે. અને કેટલેક ઠેકાણે લખી આપનારના નામ સાથે જામીનદારનુ નામ દાખલ કરેછે. પરતુ આમ કરવાથી જામીનદાર એક ભાગદાર તરીકે થઇ પડે છે માટે તે રીત પસંદ કરવા જોગ નથી સૌથી ઉત્તમ રસ્તો તો એ છે કે મુખ્ય ખતની નીચે જામીન કરાર કરી મતુ કરે અને

સાક્ષી કરાવી આપે. આવા લેખમા **એકામતે એકાજતે** દેવા એમ લખે છે તેથી જામીનદાર પુરતી રીતે જવાબદાર ઠરેછે.

ઉપાડેલી રકમ ઠરાવેલી મુદતોના હફતા પ્રમાણે કકડે કકડે ભરવી, તેને કાધુ બાંધ્યુ કહે છે અને એવી સરતથી લખી આપેલા કરજાઉ લેખને ખાધાં ખત કહે છે ટુકી કમાણી વાળા લોકો એવી રીતે લીધેલી રકમ અદા થવાને યત્ન કરેછે. એમા ધીરનારરે ઘણો લાભ છે, અને ઉપાડનારને જોકે હાનિ છે તો પણ થોડે થોડે ભરવાથી રકમ ભારે પડતી નથી; અને જલદીથી કરજ મુક્ત થઇ શકાય છે કાધુ બાધતી વખતે વ્યાજ ઠરાવવાનો રિવાજ ઘણાકમાં નથી પણ ધીરેલી રકમના પ્રમાણમા અમુક રૂપિયાનો વધારો લેવામા આવે છે તેને ચઢાવો કહે છે એ ચઢાવો વ્યાજની કસરને પેટેજ લેવામાં આવેછે તેમ છતા જો કાધુ ખજે તો ચઢાવાની સરાસરી પ્રમાણે વ્યાજ લેવાનો વહિવટ છે અથવા ખજેલી રકમનુ વ્યાજ આપવાને કરાર કરવામા આવે છે દરરોજનું ઉત્પન્ન ભરવાને ઠરાવેલા કાધાને **પરવેશ** કહે છે ( વ્યાજ ગણવાની રીત વિષે જુઓ દેશીનામુ પૃષ્ટ ૪૧ ઇ૦ )

### અંગઉધાર કરજાઉ ખત

× સવત્ ૧૯૫૧ ના વરખે વૈશાખ સુદ ૧૨ ને વાર ગોમે

---

× ઉત્તર હિંદમા ખતને છેડે મીતિ નાખવાનો ચાલ છે. અને દસ્તાવેજમા આ પ્રમાણે લખાય છે "ફલાણા ફલાણા જોગ લી અમુક ધણીના રામ રામ. જત આટલા રૂ. કરજે લીધા છે તેનુ વ્યાજ અમુક ભાવે ઠરાવ્યુ છે જે વખત માગો તે વખતે વ્યાજ સાથે રૂપિયા લાવી આપીએ આ ખત રાજી ખુશીથી લખી આપ્યુ છે ઈ."

અંગ્રેજી સન ૧૮૯૫ના મે માસની તારીખ ૫ ના દિને ( આદે ઙંગ ) જીલ્લે ખેડા તાલુકે ઠાસરાનુ ગામ* મોજે પડાળના ( વાસ્તે વંગ ) રહેનાર +શાહ કેશવલાલ જેઠાભાઇ નાતે વીસા મેવાડા વાણિયા, ઉમ્મર વરસ ૩૮ ની ધંધો દોશી વાણિયાનો ( પારસાત ) જોગ લી. જીલ્લે ખેડા તાલુકે ઠાસરાનું ગામ મોજે વાઘરોલીના ( વાસ્તે-વંગ ) રહેનાર પટેલ જેઠાભાઈ કસીભાઇ નાતે લેઉવા પાટીદાર ઉમ્મર વરસ ૪૫ ની ધંધો ખેતીનો ( હસ્તા ખેરાણ દત્તાન ) જત અમારો દીકરો નામે હરિભાઇ છે તેના લગ્ન ખરચને સારૂ અમોએ રૂ.૩૦૧ ( અંકે× ત્રણસો ને એક પુરા રોકડા બાબાશાહી શિક્કાના ગામચલ

---

* નાનુ ગામ ઓળખાવનાર શબ્દ છે. કેટલાક તાલુકા અને જીલ્લો નહિ લખતા તેને ઠામે અનુક્રમે ઇગ્રેજી શબ્દ ડિસ્ત્રિકટ સબ ડિસ્ત્રિકટ શબ્દ વાપરે છે. + ધીરનારનુ નામ લખતા પહેલા દખણમા ધનકોમનામ અને કચ્છમા ધનીક નામ વિશેષણ તરીકે વાપરે છે અને દેણદારના નામની પૂર્વ ઉપર લખેલા ભાગોમા અનુક્રમે ઋણીક અથવા કરજદાર, અને ઉધારણીક વિશેષણ વાપરે છે વળી બહુધા બને પક્ષકારોના ને જે જે વારસદારો હોય તેના નામ પણ લખવાનો રિવાજ છે. તથા લહેણદારના નામને છેડે, ના લહેણા અને દેણદારના નામને છેડે પામે લહેણા લખેછે.

× એક આકડે નાણું ન આપ્યુ હોય તો પેટામા વિગત જણાવી આકડો બાધવો. જુની રૂઢી જોવા જઇએ તો તેમા શિક્કાનુ નામ અને તેનું વજન પણ નોધાતું હતુ. જેમકે સૂરતી શિક્કાના દેવા. માસા અથવા આટલા વાલના, રૂા. દેવા, અનેક રાજ સત્તા

ણી રૂપિયા અગ ઉધારે લીધા છે, તે દેવા. એનું વ્યાજ માસ એકે સૈકા એકે રામ દસ લેખે ચઢે તે દીવાળી બાકી અધિક માસના વ્યાજ સહિત દેવા દેશ પરદેશ દેવા જ્યારે તમે માગો ત્યારે દેવા. ઉપર લખેલા રૂપિયા તથા વ્યાજ અમે અમારી જાતથી, તથા અમારી + દરેક માલ મિલ્કતથી, તથા વાલી વારસોથી પુરા કરી આપીએ. તમે તથા તમારા વાલી વરસો પુરા કરી લો

કદાચ તેમ નહિ બને અને ફરિયાદ કરવી પડે તો ફરિયાદી ખરચ સહ વ્યાજ મુદલ નાણા આપીએ સહી. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી, તથા અક્કલ હોશિયારીથી, અને બીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબુલ છે તે અમારા દેવ ધરમથી પાળીએ દા કોદર ક કુંજી ધણી બે રજુઆતે આ ખત લખી આપ્યું છે

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ * પટેલ જેઠાભાઇ કશીભાઇ | | ૧ શાહ દામોદર બાપુજી સાખ | |

---

હોવાથી અનેક પ્રકારનુ નાણુ ચાલે છે માટે દેશ રિવાજમા ચાલતા નાણાનો શિક્કો અવશ્યે લખવો જોઇએ કેટલેક સ્થળે સરકાર ચલણી નાણું અને ગામ ચલણી નાણુ જુદા પ્રકારનુ હોય છે તે જે જે પ્રકારનુ હોય તેની સ્પષ્ટતા કરવી.

+ આ વાકયને બદલે કચ્છમા રાજકૈવક થાય તો ધણીના સારા ઠામ ઠેકાણામાથી લેણી * મતુ કરનાર અભણ હોયતો તેની પાસે કલમ વડે કઇ નિશાન કરાવવુ અને તેનીવતી મતુ કરી આપનારે પોતાના દસ્કત કર્યા પછી લખવુ કે ધણીના કહેવાથી મતુ કરી આપ્યુ છે.

મતુ ઉપર લખ્યું તે સહી. ૬ પોતે. ધણી બે હજૂર
૧ શાહ અમૃતલાલ જેઠાભાઇ
સાખ ધણી બે હજૂર.

**અંગ ઉધાર ખેડુ ખત** ( તગાવીનો લેખ. )

સંવત્ ૧૯૪૮ ના આસો શુદ ૧ ને વાર ગરેઉ અંગ્રેજી સન ૧૮૯૨ ના માહે સપ્ટેમ્બરની તા. ૨૩ મીના દિને જીલ્લે ખેડા તાલુકે આણંદનુ ગામ મોજે મોગરીના રહેનાર પરી મોજીલાલ મોતીચંદ નાતે દસાલાડ વાણિયા, ઉમ્મર વરસ ૪૩ ની ધંધો વ્યાજુનો જોગ લી એક ગામ વાસી પટેલ નારણભાઈ કકુભાઇ નાતે કડવા પાટીદાર ઉમ્મર વરસ ૩૨ ની, ધંધો ખેતીનો જત ખેતીને માટે બળદ વગેરે સાધન ખરીદવાને સારૂ અમોએ + રૂ ૧૭૫) અંકે પોણીબસેં પોળિયા સરકાર ચલણી પુરા રોકડા લીધા તે દેવા એનુ વ્યાજ માસ એકે સૈકા એકે ટકા અર્ધા લેખે દીનાળી બાકી અધિક માસના વ્યાજ સાથે ચઢે તે દેવા. દેશ પરદેશ દેવા જ્યારે તમે માગો ત્યારે દેવા ઉપર લખ્યા રૂપિયા તથા વ્યાજના વળતરમા નીચે લખેની મીલ્કતની *ઉપજ ભરીએ સહી ઉપજ વાળી મિલ્કતની વિગત—

ડિસ્ટ્રિકટ ખેડા સબડિસ્ટ્રિકટ આણંદનુ ગામ મોજે મોગરીની સીમમા સરકારી ખેડ ખાતાની જમીન માર નામે ચાલે છે તેસર્વે નં. ૧૦૫ એકર ૩–૨ ગુઠા નામે મહુડીવાળુ ખેતર છે તેની આગોતર પાછોતર પડયા પાન સાથે જે ઉપજ આવે ત બીન તકરારે

---

+ પેટા ફોડ હોયતો જણાવવી * ગમે તે માણસ પોતાની નિયમિત ઉપજ ભરવાના કરારથી આ પ્રમાણે દસ્તાવેજ કરી નાણું લઈ શકે વળીએવા ખતમાકોઇકોઈવાર વાયદો ઠરાવવામાપણ આવેછે

ધર્મ સ્વરૂપે તમારે ત્યાં મોસમ પુરી થએ ભરીએ, અને સરકાર ધારાના રૂ. ૧૨–૪–૦ બાર ચાર આના ભરવા પડે તે તમારે ત્યાથી ઉપાડીને ભરીએ કદાપિ વરસ કાહુ કવરૂં થાય ને જમીન વાસેલ રહે તો ઉપર લખેલા રૂપિયા અને વ્યાજ અમારી જાતથી તથા અમારી હક માલમિલકતથી તથા વાલી વારસોથી અમે પુરા કરીએ. ઘરઘરાઉ પુરી કરી આપીએ તમે પુરા કરી લો કદી તેમ નહિ બન અને ફરિયાદી કરવી પડે તો ફરિયાદી ખરચ સહ ઉપર લખેલા રૂપિયા વ્યાજ સાથે આપીએ સહી. આ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારી અને બીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યુ છે અમારે તથા અમારા વાલી વાર-સોને કબુલ છે. એ લખ્યું તે અમારા દેવ ધર્મથી પાળીએ.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ પટેલ નારણભાઈ કકુભાઈ | | ૧ પરી. જેચદ છોટાલાલ | |
| મતુ ઉપર લખ્યુ તે સહી. | | સાખ ધણી બેહજુર. | |
| દા પોતે | | ૧ ( બીજા સાક્ષી. ) | |

## ખાંગ ઉધાર જામીન ખત.

સવત ૧૯૪૯ ના આસો સુદ ૨ ને ગરૅઉ અંગ્રેજી સન ૧૮૯૨ ના સપ્ટેમ્બરની તા ૨૧ મી ના દિને ( આદેહગ ) જીલ્લે અમદાવાદ તાલુકે સાણંદ શહેર અમદાવાદ માડવીની પોળમા શેઠની શેરીના રહેનાર પરી. ખુશાલદાસ ગોકળદાસ નાતે મોઢ વાણિઆ ઉમ્મર વરસ ૪૨ ની ધધો સરાફનો પારસાત જોગ લી. જીલ્લે ખેડા તાલુકે નડિયાદ કસબે નડિયાદમા ખપાટીઆના ચકલે રહેનાર ચોકસી માણેકલાલ રેણછોડદાસ નાતે મોઢ વાણિયા ઉમ્મર વરસ

૩૨ ની ધંધો ગુમાસ્તીનો *તથા જામીનદાર શાહ રણછોડદાસ ખુશાલદાસ નાતે મોઢ વાણિયા ઉમ્મર વરસ ૪૨ ની ધંધો દલાલીનો જત અમોએ ચોકશી માણેકલાલ રણછોડદાસના લગ્ન ખરચને સારૂ રૂ ૧૦૦૦) અંકે એક હજાર પોળીઆ સરકાર ચલણી તમારી પાસેથી લીધા તે દેવાં, એનુ વ્યાજ માસ એકે સૈકા એકે ટકા પોણા લેખે દીવાળી બાકી અધિક માસના વ્યાજ સાથે ચદે તે સહિત દેવા દેશ પરદેશ દેવા જ્યારે તમો માગો ત્યારે દેવા એકામતે એકાજતે દેવા ઉપર લખ્યા રૂા તથા તેનુ વ્યાજ અમો અમારી જાતથી તથા અમારી હરેક માલ મિલ્કતથી તથા વાલી વારસોથી પુરા કરી આપીએ તમે + પુરા કરી લો એમા કોઈ પ્રકારે વાધો

---

*કેટલાક જામીનદારનુ નામ અહિં નહિ લખતા વ્યાજનો કરાર લખ્યા પછી લખાવે છે કે આ ના. ના જામીન અમુક ધણી છે તે ધરધરાઉ આપે જાત મિલ્કતથી કે વાલી વારસોથી પુરા કરી આપે. કેટલાક કરજદારનુ મતુ વગેરે થઇ રહ્યા પછી જામીનદાર પાસે કરાર કરાવે છે તે એવી રીતે કે હુ જામીન (નામ) લખી આપું છુ કે સદરહુ ખતની રકમ માલધણી નહિ ભરે તો જે બાકી રહેશે તે વ્યાજ મુદલ સાથે અમારી હરેક મિલ્કતથી તથા વાલી વારસથી પુરા કરી આપેથી જામીની છૂટે કારણસર આ ખતને માટે ફરયાદ કરવી પડે તો તેનો ખરચ અમારે શીર છે

+ દખણમા લખાય છે કે વસૂલ આપીએ તેની પાવતી લઇએ. પાવતી લીધા વગર વસૂલ આપીએ નહિ. ઉઘરાણી માટે માણસ આવે તેને જે ખરચ આપું તે વસુલમા મજરે માગું નહિ. એના જામીન (નામ) છે પછી જામીનદાર લખે છે કે આ નાણું કર-

લઈએ નહિ. આ લેણું ન પતે ફરિયાદ કરવી પડે તો ફરિયાદી ખરચ શીરે નાણા ભરી આપીએ આ અંગ ઉધાર જામીન ખત અમો બંને જણે અમારી રાજી ખુશીથી તથા બીન કેફ તનદુરસ્તીથી તથા અક્કલ હોશિયારીથી તમારે ગામ અમદાવાદ આવી રૂપિયા રોકડા લઈને લખી આપ્યુ છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબૂલ છે. એ લખ્યુ ફરે તે પોતાના ધમથી ફરે સહી

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ ચોકસી માણેકલાલ રણછોડદાસ મતુ ઉપર લખ્યું તે સહી. | ૧ શાહ માણેકલાલ આશારામ સાખ |
| ૧ જામીનદાર શાહ રણછોડદાસ ખુશાલદાસ મતુ ઉપર લખ્યુ તે સહી | ૧ શાહ મોજીલાલ રણછોડદાસ સાખ ધણી એ હજુર |

## અંગ ઉધાર કાંધાખત.

સવત ૧૯૪૮ના આસો સુદ ૨ ને વાર અગ્રેજી સન ૧૮૯૨ ના સપ્ટેમ્બરની તા ૯ મીના દિને આદેહગ શહેર વડોદરા જગ

---

જદાર ફલાણો પૂરૂ નહિ કરે તો હુ જામીનદાર ફલાણો કોઇ રીતે ઈનકાર નહિ કરતા કરાર પ્રમાણે પૂરૂં કરી આપુ આ રૂપિયા મારી સમક્ષ પૂરા કરી આપ્યા છે માટે તેની પાવતી લેવાની જરૂર નથી. આ કરજ ખત અમે ઉભયતાએ રાજીખુશી ઈ૦

ચઢાવવાની રકમ કેટલી કાપી તેની ફોડ લખવી હોય તો તે પણ લખાય જેમ રૂ ૧૩૫) રોકડા અને રૂ. ૧૫) ચઢાવવાના.

આલની પોળના રહેનારે દેસાઇ મોહનલાલ લલ્લુભાઇ નાતે અનાવલા બ્રાહ્મણ ઉમ્મર વરસ ૨૬ ની ધધો દેસાઇ ગીરીનો. પારસાત જોગ સી. પ્રાંત વડોદરા મહાલ વડોદરાનું ગામ મોજે છાણીના રહેનાર પટેલ હાથીભાઈ મીઠાભાઈ નાતે તલપદા બારીઆ ઉમ્મર વરસ ૨૮ ની ધધો ખેતીનો જત ઢોર લેવાને સારૂ અમોએ રૂ ૧૫૦ ) અંકે દોઢસો સરકાર ચલણી બાબાશાહી રોકડા ચઢાવવા સહિત લીધા તે દેવા તેના કાધા ત્રણુની વિગત—

રૂ ૫૦ ) સં. ૧૯૪૯ ના માગશર સુદ ૧૫

રૂ. ૫૦ ) સં. ૧૯૪૯ ના ફાગણ સુદ ૧૫.

રૂ ૫૦ ) સં ૧૯૫૦ ના અસાડ સુદ ૧૫

---

રૂ ૧૫૦ ) એણી રીતે વિગતે રૂા. દોઢસોની કીસ્તો ત્રણ કરી છે તે ચઢે ચઢી આપીએ. દેશ પરદેશ આપીએ બાધુ ખજે તો માસ એકે સૈકા એકે ટકા એક લેખે, દીવાળી બાકી, અધિકમાસ આવે તે સુદ્ધાનું વ્યાજ ગણીને આપીએ. એમા કશો વાધો લઇએ નહિ. આ ખતમા લખેલી રકમ સંબધે દાવો કરવો પડે તો તેનો ખરચ પણ મજરે આપીએ. જે વસૂલ આપીએ તે આ ખતની પુઠે જમા કરાવીને આપીએ. ઉપર લખ્યા રૂા. તથા તેનુ વ્યાજ અમો અમારી જાતથી, તથા અમારી હરેક મિલ્કતથી તથા વાલી વારસોથી પૂરા કરી આપીએ સહી આ દસ્તાવેજ અમે અમારી રાજીખુશીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબુલ છે.

અત્ર મતુ અત્ર સાખ

૧ પટેલ હાથીભાઈ મીઠાભાઇ. ૧ વૈદ્ય મગનલાલ ચુનીલાલ
ઉપર લખ્યું તે સહી. સાખ ધણી બેહજુર.
૧ ગોર લલ્લુ રણછોડ સાખ.

## ધરાણીયાં અથવા ગીરો ખત વીષે.

જે દસ્તાવેજથી કરજ તરીકે ધીરેલું અથવા ધીરવાનાં નાણા અથવા વિદ્યમાન અથવા આય દેનુ કરજના, અથવા કોઇ પણ કરાર બજાવવાનું નિશ્ચિંતપણું કરવા સારૂ કોઇ પણ માણસ નિર્દિષ્ટ કરેલી મિલ્કત ઉપર બીજા માણસને હક કરી આપેછે; અથવા બીજા મનુષ્યના લાભમા ઉત્પન્ન કરે છે તેને ધરાણિયા, ગીરો અથવા ગીરવી ખત કહેછે. તે પાગ પ્રકારનાછે.

( ૧ ) સાનગીરો ( ૨ ) ભોગ ધરણિયું અથવા કબજાગીરો
( ૩ ) આડગીરો ( ૪ ) વળત દાનિયું. ( ૫ ) વળત ભાડે.

## સાનગીરો વીષે.

ધીરેલુ નાણું પૂરેપૂરૂ અદા કરે ત્યા સુધી દેણદારની સ્થાવર જંગમ મિલ્કતને આધારભુત રાખી જે દસ્તાવેજ કરી લેવામા આવે છે તેને સાનગીરો ખત કહે છે.

( ૩ ) ઢોર, દાગીના, વર્ષાસન, રોકડ ગીરાસ, વિમાનો લેખ, ઉચી જાતના કપડ, ( સ્થાવર મિલ્કત એટલે ઘર દુકાન, જમીન પડતર, ખેતર વગેરેને સાનગીરો મૂકી શકાય છે. સાનગીરો ખતમા અગઉધાર ખતની પેઠે નાણાની રકમ અને તેના વ્યાજનો કરાર લખાય છે તથા તેના અવેજમા લહેણદારને સાનમા આપેલી ચીજ તેના વર્ણન સાથે લખાય છે. એવી રીતે કે—

દાગીના સાનગીરે હોય તો તેનું સાવતોલ તથા કીંમતનો સુમાર લખીને, લેહેણુદારને કબજે એ માલ આપવો પડેછે; વર્ષાસનના સાનગીરે ખતમાં વખતો વખત વર્ષાસન લાવી ભરવાનો કરાર કરવો પડે છે; અથવા લેહેણુદાર પડે વર્ષાસનની રકમ પરભારી લઈ શકે એવો અધિકાર આપવો પડે છે. અને તેને લગતા દસ્તાવેજ હોય તે પણ લહેણુદારને કબજે આપવાની રીત છે.

રોકડ ગીરાસનું પણ એજ રીતે કરવું પડે છે.

વિમાનો લેખ સાનમાં હોય તો એની વિગત જણાવીને દર હપ્તે ભરવાની રકમ કોણે ભરવી તેનો ચોકસ ખુલાસો લખવામાં આવે છે.

કાપડ વગેરે કીમતી ચીજો સાનમા હોય તો તેનું માપ અને કીંમત લખવી જોઈએ.

સ્થાવર મિલ્કત સાનમાં હોય તો જે તે મિલ્કતનું નામ, ઠામ અને ચતુર સીમા સંપૂર્ણ રીતે ઓળખાય એવુ તનું વર્ણન લખવું, અને તેના ભોગવટાને લગતા જે દસ્તાવેજ હોય તે માત્ર લેણુદારને કબજે આપવા. જો એ લેખો કબજે અપાય તેમ ન હોય એટલે પત્યાળા હોય તો ખતમા તેની સ્પષ્ટતા બતાવીને દસ્તાવેજ કબજે રાખનાની કબુલત લેવી.

## સાનગીરો ( ઘરાણીયું ) ખત ( દાગીના ઉપર. )

સવત્ ૧૯૪૩ ના ફાગણ શુદ ૮ વાર બુધ અંગ્રેજી સન૧૮૮૭ ના એપ્રિલની તા. ૨૯ મીના દિને જીલ્લે ખેડા તાલુકે કપડવંજ કસબે કપંડવંજના રહેનાર ત્રવાડી બાળકૃષ્ણ મનસુખરામ નાતેમોઢ બ્રાહ્મણ ઉમ્મર વરસ ૪૨ ની ધધો સરાફનો પારસત જોગ લી.

એજ ગામ વાસી ભટ જીવરામ ભોગીલાલ નાતે મેવાડા બ્રાહ્મણ ઉમ્મર ૨૫ ની ધંધો ભિક્ષાવૃત્તિનો જત અમોએ રૂ. ૫૧ ) અંકે એકાવન પૂરા રોકડા બાબાશાહી શિક્કાના લીધા તે દેવા. એનું વ્યાજ માસ એકે સૈકા એકે રામ ૭ લેખે દીવાળી બાકી અધિક માસ સહિત ચઢે તે સાથે દેવા. જ્યારે તમો માગો ત્યારે દેવા. આરુદશ રૂ. તથા વ્યાજની સાનમાં હેમનો ગલુબંધ એક ખીલી પખીઆરા સાથે તમને સાન ગીરો સોપેલો છે. એ ગલુબંધનું સાવતોલ તોલા ૩ ત્રણુને વાલ ૪ ચાર છે અને તેની કીમત સુમારે રૂ. ૮૫ અંકે અંકે પંચ્યાશી બજારમાં અંકાઈ છે, ઉપર લખેલા રૂપિયા તથા વ્યાજ અદા થયેથી એ જણસ ઉપર અમારો અસાખો ઓક્ષ્ો અ-દેકો માલ અમારો તથા અમારા વાલી વારસોને છે. રાજક દૈવકે ધરાણું ધરાણુાવટ છે. કદાચ તમોને નાણાનો ખપ પડે અમોથી નહિ બને તો ઉપર લખી સાન મિલ્કતથી તથા અમારી બીજી હરેક માલ મિલ્કતથી તમો પુરા કરી લો. આ સાનગીરો લેખ અમેઅ-મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશીયારીથી તથા બીન કેફ તન-દુરસ્તીથી લખી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને તથા અમારા વકીલ મુખ્ત્યરોને કબૂલ છે.

અત્ર મતુ અત્ર સાખ

| | |
|---|---|
| ૧. ભટ જીવરામ ભોગીલાલ | ૧. શા. પૂનમચંદ મૂળજી સાખ, |
| મતુ ઉપર લખ્યું તે સહી દા. પોતે. | ૧. ભટ. છગન ભોગીલાલ સાખ, |

## સાનગીરો લેખ ( રોકડ ગીરાસ ઉપર )

સં. ૧૯૫૧ ના જેઠ સુદ, ૩ ને વાર શોમે અંગ્રેજી સન ૧૮૯૫ ના મે માસની તા. ૨૭ મીના દિને શહેર વડોદરા દેશાઈ

ગોરીના રહેનાર પરી ભગવાનદાસ પ્રાણજીવનદાસ નાતે દશા શ્રીમાળી વાણિયા ઉમ્મર વરસ ૪૦ ની ધંધો વ્યાજુનો જોગ લી તાલેકે વડોદરાનું ગામ મોજે છાણીના રહેનાર અમીન હરીભાઈ મીઠાભાઈ નાતે લેવા પાટીદાર ઉમ્મર વરસ ૩૫ ની ધધો દેસાઇ ગીરીનો. જત અમારી દીકરીના લગ્ન ખરચને સારૂ તમારી પાસેથી રૂ ૧૦૦૦ ) અંકે એક હજાર પુરા રોકડા બાબાશાહી શિક્કાના લીધા તે દેવા. એનુ વ્યાજ માસ એકે સૈકા એકે રામ ૭ લેખે દીવાળી બાકીઅધિક માસના વ્યાજ સાથે ચઢે તે સહીત દેવા. એની સાનમા નીચે લખેલો રોકડ ગીરાસ હક અમોએ તમને સાનગીરો લખી આપ્યા છે. તેની વિગત—

પ્રાત વડોદરા મહાલ વડોદરાની તીજોરીમાંથી દર સાલ રોકડ ગીરાસ હકના રૂ ૧૦૦ ) અંકે સો બાબાશાહી અમને પોતાનેમળેછે; તે સાલાબાદ લેવાનો હક લખી આપ્યોછે. માટે એ રૂપિયાહરસાલ સરકારની તીજોરીમાથી તમારે લેવા, અને ઉપર લખેલા રૂપિયાના વ્યાજમા જમા કરવા, અને વધે તે મુદલમા મજરે ગણવા, સદરહુ રોકડા હકના રૂપિયા સરકારમાથી તમને મળવા બાબત આજરોજ અમોએ તમોને જે મુખ્ત્યાર નામુ આપ્યુછે તે ઉપર લખેલા રૂપિયા વ્યાજ સાથે પુરા થયેથી રદ થાય, તથા રોકડ ગીરાસ ઉપર અમારો અલાખો પહોચે. એ ગીરાસ સબધે કોઇ ગીરોદાર, હિસ્સેદાર કે હકદાર ઉભો થઇ દાવો દાખલ કરે તો અમો તથા અમારાવાલી વારસો તેનો જવાબ દઇએ, અસમાની સુલતાની આફત આવે ત્યારે ઉપર લખેલા રૂપિયા વ્યાજ સાથે અમો અમારી જાતથીતથા અમારી બીજી હરેક માલ મિલકતથી તથા અમારા વાલી વારસોથી

પુરા કરી આપીએ. દેશ પરદેશ આપીએ. તમે પુરા કરી લો. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશીયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને તથા મુખ્યત્યારોને કબુલ મંજુર છે. એ લખ્યું તે સહી. દા. મજમુદાર ચુનીલાલ મછારામના છે.

અત્ર મતુ. અત્ર સાખ.

૧. અમીન હરીભાઈ મીઠાભાઇ ૧. શાહ ઈશ્વર ગુલાબચંદ સાખ.

મતુ ઉપર લખ્યુ તે સહી. દા. પોતે. ૧. મહેતા મણીલાલમૂળજી સાખ.

## સાનગીરો ખત ( ઘર ઉપર )

સ ૧૯૪૮ ના ચૈત્ર શુદ ૧ ને વાર ભોમે અંગ્રેજી સન ૧૮૯૨ ના એપ્રીલની તા ૨૮ મીના દિને સંસ્થાન લુણાવાડાના રહેનાર શાહ મહાસુખ નહાલચંદભાઇ નાતે વીસામેવાડા વાણિયા ઉમ્મર વરસ ૪૩ ની ધધો મોદીનો પારસાત જોગ લી. એક ગામ વાસી પરી. મગનલાલ રણછોડદાસ નાતે દસા પોડવાળ વાણિયા ઉમ્મર વરસ ૩૫ ની ધંધો નાણાવટનો. હસ્તાક્ષરેન દતવા જત રૂ ૫૨૫) અ કે પાચસેં પચીસ સરકાર ચલણી લીધા તે દેવા. જ્યારે તમો માગો ત્યારે દેવા. એનું વ્યાજ માસ એકે સૈકા એકે રામ સાત લેખે દીવાલી બાકી અધિક માસ સાથે ચઢે તે સહિત દેવા એની સાનમા કસબા મચકૂરમા હાટાના કૂવાવાળા ખાચાની અંદર અમારી માલકી તથા કબજે ભોગવટાનુ *જે ઘરછે તે અમોએ

* સૂરત તરફ ઘર હોયતો ગાળો એક લખાય છે. કાઠીયાવાડ તથા કચ્છમા ખોરડુ એક ઓરડા આટલા સહિત ઘરાણે માંડી દીધું છે એમ લખે છે, અને દિશાઓની હકીકત લખતાં જે

તમારે ત્યાં સાનગીરો લખી આપ્યુ છે તેની દિશા ચારની વિગત

( ઘરની લંબાઇ પહોળાઇ ચોકચાસને લગતી હકીકત તથા દિશાની વિગત લખવી )

એ ચતુર સીમા વચ્ચેનુ ઘર તમામ ઇમલા સાથે તમોને સાનગીનો લખી આપ્યું છે, અને તેનુ અસલ ખત જે ફલાણા નામનું અમુક સાલનું હતુ તે તમારે કબજે સોપ્યુ છે. માટે ઉપર લખેલા રૂપિયા વ્યાજ સાથે પતેથી અમારી આ મિલ્કત છુટે. અમોએ એ મિલલ્કત કોઇને સાનગીરો, કબજા ગીરો કે વેચાણ વગેરે હકથી લખી આપેલી નથી. બીન જોખમી ચોખે ચોખી તમને સાનગીરો આપી છે. તેમ છતા કોઈ ગીરોદાર કે હકદાર દાવો કરે તો અમો

---

જે બાજુએ બારીઓ જાળીઓ હોય તે છાપરાનું પાણી જવાનો રસ્તો, કયા કયા કરા સહીઆરા છે અને કયા આગવા છે તે તથા બીજી જરૂરની હકીકત પણ લખે છે. નાણા ધણી બધા પૈસા માગે તે વાગે એ આપતા મતા ધણી ઢીલ કરે કે ઉજર કરે તો ઉપર લખ્યું ખોરડું તમે પોતાના સ્વાધીનમાં લઇ કબજા ગીરો રાખો અને ચહાય તેને ભાડે આપો. જયારે એ ઘર છોડાવવા આવે ત્યારે તમારા મુદલ રૂપિયા,તથા વ્યાજ તથા ઓરડા સંબધી ખરખરાજાત જે કાંઇ તમોએ કરેલી તે સર્વ હિસાબ જોઇને આપેથી એ મિલકત છુટે. તમો સોંપેલ દસ્તાવેજ હવાલે કરો. એ ઓરડા બાબત કોઇ ફરદાવો, ચબચોચો, તૃતરીતૂર, કિલ કાવળ કરે અથવા નાનું મોટું લેણું લખુ કાઢી આવે તેનો મતા ધણી જવાબ કરે.નાણા ધણીના દોકડા અજર ન જોખમ્યા એ ઓરડામાથી તથા મતા ધણીના સારા ઠામ ઠેકાણામાથી પહેલા લહેણા છે,

તથા અમારા વાલીવારસો તેનો જવાબ દઇએ. અસમાની સુલતાની આફત આવે તોય તળિયુ જવાબ દે. તમોને નાણાનો ખપ પડે અમોથી બને નહિ તો તમે ઉપર લખેલી અમારી સાન મિલ્કત બીજાને આડ ધરાણે આપો. અગર તમારો ગીરો હક વેચાણ આપો, તેમાં અમો તથા અમારા વાલી વારશો હરકત કરીએ નહિ. આ ખતમાં લખેલા રૂ. તથા વ્યાજ ઘર ધરાઉ આપીએ. તમે પુરા કરી લો. આ ખત અમે અમારી રાજી ખુશીથી, તથા અક્કલ હોંશિયારીથી, તથા બીન કેફ તનદુરસ્તીથી અમારા મકાનની અંદર બેશીને લખી આપ્યુ છે તે અમારે તથા અમારા વાલી વારસોને તથા અમારા વકીલ મુખ્ત્યારોને કબુલ છે. તે પોતાના ધર્મથી પાળીએ.

અત્ર મતુ તત્ર સાખ.

૧ પરી. મગનલાલ રણછોડ ૧ શાહ રાયજી દલીચંદ સાખ.

મતુ ઉપર લખ્યુ તે સહી. શાહ રાયજી પૂંજીલાલ સાખ.

દા. પોતે.

## ૧ સાનગીરો ખત ( જમીન ઉપર. )

સં ૧૯૪૬ ના વૈશાખ વદ ૧૦ ને વાર બુધે અંગ્રેજી સન ૧૮૯૦ ના મેની તા. ૧૪ મીના દિને જીલ્લે ભરૂચ તાલુકે ભરૂચ કસબે ભરૂચમા લલ્લુભાઈના ચકલાના રહેનાર પરી. મૂળચંદ વ્રિજભૂખણદાસ નાતે દસાલાડ વાણિયા ઉમ્મર વરસ ૩૬ ની ધંધો નોકરીનો. પારસાત જોગ લી. જીલ્લે ભરૂચ તાલુકે ભરૂચનુ ગામ મોજે એક સાલના રહેનાર પટેલ હાથીભાઇ મીઠાભાઇ નાતે કડવા પાંટીદાર ઉમ્મર વરસ ૨૬ ની ધંધો ખેતીનો. જત રૂ.૪૪૧)

એક ચારસેંને એકતાલીસ પુરાં રોકડાં સરકાર ચલણી પોળિયા લીધાં તે દેવાં. એનું વ્યાજ માસ એક સેંકા એક રામ પાંચ લેખે ઠરાવ્યું છે તે દીવાળી બાકી અધિકમાસ સાથે દેવાં એને પેટે × જમીન ( ખેતર ) કીત્તે હીરીઆ વાળું, સર્વે ન. ૧૯૦, એકર ૫–૨૭ ગુંઠા, ડિસ્ટ્રિક્ટ ભરૂચ, સબડિસ્ટ્રિક્ટ ભરૂચ મોજે એકસાલ ગામની શીમમા આવેલી જમીન જે સરકાર દફતરે અમારે નામે ચાલે છે, અને જે અમારા કબજા ભોગવટામાં છે તે જમીન તમોને ઉપર લખેલા રૂપિયાના અવેજમાં સાન ધરાણે લખી આપી છે. તેના ખુંટ ચારની વિગત—પૂર્વે પટેલ અમથા ગીરધરનું ખેતર છે. પશ્ચિમે પટેલ કાળીદાસ ભાઇજીનું ખેતર છે. ઉત્તરે નાળિયું છે અને દક્ષિણે તલાવડી છે. આ ખેતરને લગતો અસલ દસ્તાવેજ ( અમુકના નામનો ) અમારી પાસે હતો તે તમને સોપ્યો છે. આ ખતમાં લખેલા રૂપિયા તથા વ્યાજ વાળી આપીએ ત્યારે અમારી ઉપર લખી મિલ્કત છૂટે. એ જમીન તમારા શિવાય બીજા કોઇને સાન-ગીરો, કબજાગીરો કે વેચાણ વગેરે હકથી લખી આપેલી નથી. બીન જોખમી તમારે ત્યાં સાનગીરો લખી આપી છે. માટે તમારો અવેજ પત્યા વિના અમારાથી બીજા કોઇને ગીરો વગેરે હકથી લખી અપાય નાહ

---

× કેટલેક ઠેકાણે વિગતને માટે ખાના પાડે છે જેમકે સર્વે નંબર, જમીનનુ નામ, વીઘાં, આકાર, ઉત્તરે, દક્ષિણે, પૂર્વે, પશ્ચિમે-કચ્છમાં એને ગરાસનું ચિતઠામ ખત કહે છે

ઉપર લખેલા રૂપિયા બીન તકરારે * ધરધરાઉ આપીએ. મને નાણાંનો ખપ પડે અને અમારાથી તે આપવાનુ ન બને ા તમો સદર સાનવાળી મિલ્કત બીજાને સાનમાં આડગીરો લખી પો અગર તમારો ગીરો હક વેચાણ આપો તેમાં અમો કોઈ કારે વાંધો લઇએ નહિ. ઉપર લખેલા રૂપિયા તથા વ્યાજ જ્યારે ાગો ત્યારે સદર સાન મિલ્કતથી તથા અમારી જાતથી તથા મારી બીજી હરેક મિલકતથી તથા અમારા વાલી વારસોથી ગામ રગામ પુરા કરી આપીએ તમે વસૂલ કરી લો આખત અમે મે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી તથા બીન ક તનદુરસ્તીથી લખી આપ્યું છે તે અમારે તથા અમારા વાલી ારસોને તથા અમારા વકીલ મુખ્ત્યારોને કબુલ છે. દા. પટેલ શવલાલ છોટાલાલના છે.

| ખત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| પટેલ હાથીભાઇ મીઠાભાઇ | | ૧ પટેલ ઉમેદ હરીભાઈ સાખ | |
| મતુ ઉપર લખ્યુ તે સહી. | | ૧ પટેલ નાથા જીવા સાખ. | |

* કચ્છમાં લખાય છે કે ઘેર બેઠે ચુકવી આપીએ. તેમાં કશી રેહની ઉજર કે ઢીલ કરીએ નાહ ચઢે ચઢયુ વ્યાજ તથા ઉપર ખી રકમ તમે માગો તે વારે આપતા ઢીલ કરીએ તો આ સાન-ીરો મિલ્કત અમારી પાસેથી લઇ ખેડો ખેડાવો અને એવા પ્રસંગ ાવ્યા પછી સાનવાળી મિલ્કતના સંબધમા જે કંઇ ખરાજાત ાય તે સર્વે ગીરો મિલ્કત ઉપર મંડાય જ્યારે મતાદાર ખેતર ોડાવવા આવે ત્યારે ખતમા લખેલા રૂપીઆ તથા ખેતર સ્વાધીનમાં ીધા અગાઉનુ વ્યાજ તથા એ ઉપર જે ખર ખરાજાત કરેલી ાય તે સર્વ ભરી આપેથી તે છુટે.

## કબજા ગીરો ખત વિષે.

જે કરજાઉ ખતામાં સાનમા લખેલી સ્થાવર મિલ્કત લહેણુદારને કબજે આપવાની હોય તેને ભોગ ધરાણીયું અથવા કબજા ગીરો ખત કહેછે. ઘર, ખેતર, જમીન બાગ, ઝાડ, કુવા, ગામ અને વર્ષાસન વગેરે બાબત ઉપર કબજા ગીરોખત થઇ શકેછે.

કબજા ગીરોખતમા લખેલી મિલ્કતનો ભોગવટો નાણું ધીરનારને કરવાનો હોયછે. જો તેમ હોય તો ઘણું કરીને તેને એ રૂપિયાનુ વ્યાજ મગે નહિ. અને ભોગવટામાં આપેલી મિલ્કતનું માલ ધણીને ભાડું મળે નહિ એવી સરત હોયછે.

જો કબજાની રકમનો ભોગવટો કરવામા વ્યાજની કસર જેટલો બદલો વગે એમ ન હોય, તો ધીરેલા રૂ. નું વ્યાજ ઠરાવવું, અને કબજે રાખેલી મિલ્કતથી જે ઉત્પન્ન આવે, તે વ્યાજની કસર પેટે જમા લેવું. પછી તેમા જે કાંઇ વધે, તે મુદ્દલમા વાળવું. અને ઘટે તે માલ ધણીને ખાતે ચઢાવવુ.

કબજે આપેલી સ્થાવર મિલ્કત પોતાના ભોગવટામા રાખવી હોય તો તે મિલ્કતનુ ભાડુ ઠરાવી કબજે રાખી શકાય છે. પણ તે કરાર ગીરો ખતમા લખવો નહિ. એને માટે અલાયદી ભાડાચિઠી લખવી જોઇએ.

ખતમા લખેલી કબજા મિલ્કત વડિલો પાર્જિત, તથા પોતાના ભોગવટાની છે કે નહિ તે જણાવવું જોઇએ. પછી તે મિલ્કતને અંગે લહેણુદારને કેટલી પ્રકારના ભોગવટાનો હક આપેલો છે તેની સ્પષ્ટતા કરવી એટલે એ મિલ્કતની આસપાસની જમીનનો ભોગવટો કરવાનો કેવો હક છે, સારે માઠે અવસરે કઇજગો

વાપરી શકાય છે, ઢોર ઢાંક કયાં બંધાયછે; વાડા વગેરે જગોની હદ કયાં સુધી છે. સંડાસ ટાકાં અને કૂવા વગેરેમાં કેવી રીતનો ભાગ લાગ છે પાણીનો વાપરવાનો અને તે વહી જવાનો રસ્તો કયાં કયાં છે. ઇત્યાદિ બાબતો ભોગવટાને લગતી લખવી જોઇએ.

એક કરતા વધારે માણસને તેનો ભોગવટો કરવાનો હોયતો કોને કેટકેટલું વાપરવાના હક આપેલો છે, તે ભાગવાર ખુલાસાથી લખવુ જોઇએ.

કબજે આપેલી મીલ્કત બીજાને ત્યાં ગીરો હોય, તો તે સાન ગીરો છે કે કબજા ગીરો છે તે જણાવવું જોઇએ. અને હવે પછી બીજાને ત્યાં એ મિનકત ગીરો મૂકી શકવાની છૂટ આપીએ છે કે નહિ તે પણ લખવુ જોઇએ.

કબજા ગીરો ખત ઘણા ભાગે મુદત બધી હોય છે માટે તેની મુદત નાખવી, અને તે મુદત વિને નાણું ન ભરાય, તો એ અવેજ જે રીને ભરી લેવાનો હોય તે સરતો લખવી.

ખતમા લખેલી મિલ્કત પુરેપુરી ગીરો હોય અગર તેનો કોઇ ભાગ હોય, તો જે તે ભાગના નામ સાથે તેની મર્યાદી જણાવી.

પડે આખડે લારે અથવા દાગ દુગી કરવી પડે, ત્યારે ખરચ કરવા બાબતનો પણ વિચાર કરવો. જો માલ ધણીને માથે નહોય, તો કબજે રાખનાર જે ખરચ કરે તે માલ ધણી મજરે આપે એવી સરત લખાવી લેવી જેઇએ.

કરાર તૂટેથી અથવા દરદાવો કરનાર મજેથી કે બીજા કારણથી કોરટે ચઢી ખરચ કરવો પડે તો માલ ધણી મજરે આપે એવી કબુલત પણ લેવી જોઇએ.

ધરાણે આપનાર ધણીની મરજીમાં આવે ત્યારે મૂકેલી મિલ્કત છોડાવે અથવા તેની કંઇ હદ બાંધવી જોઇએ. અને હદ ઠરાવી તો મુદત વિતે શું કરવું તે પણ લખવુ જોઇએ.

અસમાની સુલતાની આફત આવે ત્યારે ભોંય તગીઉં જવાબદે એમ લખવુ જોઈએ. એનો હુતુ એ છે કે આગ વગેરે આકસ્મિક બનાવથી નુકસાન પહોચે ઇમલાની જમીન જવાબદાર ગણાય.

કબજા ગીરો ખતમાં ઘર અને જમીન હોય, તો તેનું નામ, ઠામ, અને માપ લખી ચારે દિશાની હદ જણાવવી.

ખેતર હોય, તો તેનું નામ સર્વે નંબર, માપ ચોકસ સ્થળ અને ચારે દિશાની હદ તથા ખેતરને લગતી લાગત હોય તે બધું જણાવવું

બાગબગીચાનું પણ ઉપર પ્રમાણે લખાય ઝાડ કૂવા વગેરે હોય, તો તેનાં નામ અને જે જે ઠેકાણે આવ્યા હોય તેની સંખ્યા સાથે હદ લખવી. તથા તેની રખવાળી બદલ જેને તેને આપવાની રકમની ફોડ બતાવવી–એમાં બીજાનો ભાગ હોય તો તે પણ બતાવવો.

ગામના કબજા ગીરો ખતમાં તેની હદ, તમાથી સોપેલા ભોગવટાની વિગત, ઉપજમાંથી થતો ખરાજાત, અને માલિકનો રહેલો હક યથાસ્થિત જણાવવો એટલે સીમાડાની હદ ઝાડ પાન ખેતરાનો સર્વે નબર પ્રમાણે વિસ્તાર લખવો, તથા જેવી સ્થિતિમા સોપેલુ છે તેવું પાછુ સભાળી લઇએ તેમ ન હોય તો તમારી પાસેથી નુંકસાની ભરી લઇએ વગેરે મચકુર પ્રસગાનુસાર લખવો

*** કબજા ગીરો ( ભોગ ધરાણિયું ) ખત--( જમીન**

---

× કાઠીયાવાડમા તથા કચ્છમા આ લેખને ગરાસ વટાતર માડવાનું ખત કહે છે

૭૫૨ ) સં. ૧૯૪૮ ના શ્રાવણ સુદ ૧૦ ને વાર સોમે અંગ્રેજી સને ૧૮૯૨ ના અગસ્ટની તા૦ ૧૦ મીના દિને. જીલ્લે ખેડા તાલુકે ઠાસરા કસબે ઠાસરાના પરી. પ્રેમચંદભાઇ કરસનદાસ નાતે દશા નાગર વાણિયા, ઉમ્મર વરસ ૪૯ ની ધંધો વ્યાજુનો. પારસાત જોગ લી. જીલ્લે મજકુર તાલુકે મજકુરનુ ગામ મોજે વાંઘરોલીના રહેનાર મલેક મહદ રહેમાન જાતે મુસલમાન ઉમ્મર વરશ ૩૦ ની ધંધો ખેતીનો. હસ્તાક્ષરેન દત્તવાજત રૂ ૧૫૧ ( અંકે એકસોને એકાવન પુરા રોકડા સરકાર ચલણી પોળિયા લીધાં તે દેવા. દેશ પરદેશ દેવાં. એની સાનમા અમારી માલકીની તથા અમાર કબજા ભોગટાની નીચે લખેલી જમીન તમને કબજા ગીરો લખી આપી છે, અને તેની અવચ વરસ પાચની કરીને તમારા કબજા ભોગવટામા સોપી છે મિલ્કતની વિગત—

ખેતર એક કીત્ત વડવાળું, સર્વે નંબર ૧૦૩૦, એકર (૨) બે, ગુંઠા ૫ પાચ, ડિસ્ત્રિકટ ખેડા સબડિસ્ત્રિકટ ઠાસરાનુ ગામ મોજે વાંઘરેલીની સીમમાં સરકારી ખેડ ખાતાની જમીન છે, ને સરકાર દફતરે જે અમાર નામે ચાલ છે એ જમીન તમને કબજા ગીરો લખી આપી છે. અને એનો અસલ દસ્તાવેજ અમુક તિથિનો ફલાણાના નામેનો અમારી પાસે હતો તે તમને સોંપ્યો છે. એ જમીનના ખુંટ ચારની વિગત ( ચતુર સીમા, ઝાડની જાતવાર સંખ્યા, હલ ગાડુ લઇજવા લાવવાનો રસ્તો, અને કુવેતીને લગતી હકીકત વગેરે લખવું.

એ રીતે ખુંટ ચાર વચ્ચેની જમીન * શેડા પાણી તથા ઝાડ બીડ તથા પડયા પાન સાથે તમને ધરાણે લખી આપીને તમારા કબજા ભોગવટામાં સોંપી છે હવે એ જમીનની દાણુ નહિ, અને રૂપિયાનું વ્યાજ નહિ. એ જમીનના સરકાર ધારાના રૂપિયા તથા લોકલ ફંડની રકમ તમે ભરો, એ જમીન તમે ખેડો ખેડાવો કે કોઇને સાથે આપો તેમાં અમારો દાવો નહિ. તમને નાણાનો ખપ પડે અમારાથી બને નહિ તો એ મિલ્કત તમે કોઇને આડગીરો આપો અગર તમારો ગીરો હક વેચાણ આપો તેમા અમો તથા અમારા વાલી વારસો વાંધો લઇએ નહિ. જ્યારે ઉપર લખેલા રૂપીયા પુરેપુરા આપીએ ત્યારે આ ગીરો મિલ્કત ઉપર અમારો અનાખો પહોચે. એ જમીન બીજા કોઇને ગીરો વેચાણ વગેરે હકથી લખી આપેલી નથી. બીન જોખમી ચોખેચોખી તમારા કબજા ભોગવટામાં સોંપી છે. તેમ છતા કોઇ ગીરોદાર હિસ્સેદાર કે હકદાર દાવો × દાખલ કરી તમને હરકત કરે તો અગર આસમાની સુલ્તાની આફત આવે

---

*કચ્છમાં લખાય છે કે ચારે શેડા બંધ વાગ છુટા, ધડાચાસ, ભોગભાગ, લીછ લાલછુલ, અઢારે હળુબ સુદ્ધાત ગુડ, પ્રોરચ, પડી આખડી શીખે ચોખી વટાતર માંડી દીધી છે. તે કોરીનું વ્યાજ નહિ અને વાડીનો ધાસ (સુખડી) નહિ. એની અંદર આંબા જાબુ વગેરે ઝાડ ધનીકનો ધણી (તમે) વાવે, તે ફળોત્ત થાયનો દેશા રીતે ધર્મ પુત્ર ચાર કહે તે દીધે ઠામ વછૂટે.

× સૂરત અને ભરૂચ જીલ્લામા દાવો દાખલ તથા હરકત હીલ્લો લખાય છે.

તો ઉપર લખેલા રૂપિયાનો જવાબ અમો તથા અમારા વાલી વારસો દઈએ. અવધ વીતે ઉપર લખેલા રૂપિયા તમે જ્યારે માગો ત્યારે આ ગીરો જમીનથી તથા અમારી જાતથી, તથા અમારી બીજી હરેક માલ મિલકતથી તથા વાલી વારસોથી પુરા કરી આપીએ. તમે પુરા કરીલો. * જ્યારે છોડાવીએ ત્યારે જેઠ સુદ ર પહેલાં છોડાવીએ. તેમાં વાસેલ, કડવાટિઉ ( તુવેર, તલ અને ઘઉંનું વાવેતર ) કે લોગવાડો ( કપાસ અને જુવાર વગેરેનું વાવેતર ) હોય તો છોડાવીએ નહિ ધાસેલ હોય ત્યારે છોડાવીએ. આ કબજાગીરો ખત અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે. તે અમારે તથા અમારા વાલી વારસોને તથા અમારા વકીલ મુખ્ત્યારોને કબૂલ છે. દા. મોહન રામજીના છે.

| અત્ર. | મતુ. | અત્ર | સાખ. |
|---|---|---|---|
| ૧ મલેક મહમદ રહેમાન મતુ | | ૧ શાહ લલ્લુ ભીખા સાખ. | |
| ઉપર લખ્યુ તે સહી. દા પોતે. | | ૧ પટેલ હીરા ફૂલભાઈ સાખ. | |

## × કબજાગીરો ખત ( ઘર ઉપર )

સં. ૧૯૪૯ ના વરખ માહાવદ ૬ ને વાર ભોમે અંગ્રેજી સન ૧૮૯૩ ના ફેબ્રુઆરીની તા ૬ ઠીના દિને જીલ્લે પચમહાલ તાલુકે ગોધરા, શ્રીમાળી શેરીના રહેનાર દેશાઈ નાથજી ભોગીલાલ

---

* જમીનની અનુકુળતા જોઈ આ સરત કરવામા આવે.

× કચ્છમા આ ખતને જગ્યા ધાસ ધરેણા માંડવાનું ખત કહે છે. મ્યુનિસિપાલિટી તરફથી માપનો દાખલો મળ્યો હોય તો તે ઉપરથી મર્યાદા લખવી કેટલાંક સ્થળે તે નંબરને ટીકા કહે છે.

ન્યાતે દસા નીમા વાણીયા ઉમ્મર વરસ ૨૮ ની ધંધો દેસાઇગી-રીનો. પારસાત જોગ લી. એક ગામ વાસી કાછીઆ નાથા પુંજા. ન્યાતે કાછીઆ ઉમ્મર વરસ ૩૨ ની ધધો કાછીઆનો. જત રૂ. ૫૦૧) અંકે પાંચસેં ને એક પુરા રોકડા ગામ ચલણી બાબાશાહી લીધા તે દેવા. એની સાનમાં અમારી માલકીનું તથા અમારા કં-બજા ભોગવટાનું ઘર એક, જે દેસાઇના ખાચાને નાકે છે, તે ઘર તમામ ઇમલા સહિત તમને ગીરો લખી આપીને તમારા કબજા ભોગવટામા સોપ્યુ છે. એ ઘરની દિશા ચારની વિગત— ( ઘરની લંબાઇ, પહોળાઇ ચોક ચાલની હદ, કરામાં બીજાનો ભાગ લાગ હોય ત, પાણી જવાનો માર્ગ વગેરે બાબત લખવી. )

એ ચતુર દિશા વચ્ચેનું ×ઘર તમામ ઇમલા તથા ચોક ચાલ, અને ફળિયાની હદ સાથે અસલથી અમારા કબજા, ભોગવટામાં જે રીતે ચાલતુ આવ્યું છે તે પ્રમાણે તેમને ગીરો લખી આપીને વર્ષ દસની અવધ સુધી તમારા કબજા ભોગવટામા સોપ્યું છે. હવે એ ઘરનું ભાડું નાહ અને તમારા ઉપર લખેલા રૂપિયાનુ વ્યાજ નહિ. એ ઘરમાં તમે રહો, ખાલી રાખો, અગર બીજાને ભાડે આપો તેમા અમારો દાવો નહિ. + એ ઘર પડે, આખડે અમો માલધણી

---

× કચ્છમા લખાય છે કે એ ખોરડું દિશા ચાર બધ હદ-મજુદ ચોક ચોગાન હાલચાલ શીખે ધાસ ધરાણે માડી દીધુ છે.

+ કચ્છમા એવી રીત છે કે એ ખોરડા બાબત પડયા આ-ખડયાની નાની મોટી તથા નળિયા વળિયાની તથા ચળામણીની. તથા ચુનાચેટ વગેરેની જે કાંઈ ઝીણી મોટી ખરાજાત થાય તે સર્વ આ ખોરડા ઉપર મડાય અને બંધી ભરાણા પછી આ ખતની મુદ્દલ રકમ તથા ખર ખરાજાત જે થઇ હોય તે એકંદર દીધે એ ખોરડું વછુટે.

દુરસ્ત કરાવી આપીએ. તેમ ન બને તો તમે ગીરો રાખનાર જે ખરચ કરો તે મજરે આપીએ. એ ઘરના નેવાંની ખોટ અમારે શીર છે અને સંચરામણ તથા સુધરાઇ વગેરે નોકર ( હાઉસ ટેક્સ ઇ. ) તમો ગીરો રાખનારને શીર છે. મુદત પુરી થયે ઉપર લખેલા રૂપિયા પુરે પુરા આપેથી એ મિલ્કત ઉપર અમારો હક પહોંચે. એ મિલ્કત તમારા શિવાય બીજા કોઇને ગીરો વેચાણ વગેરે હકથી લખી આપેલી નથી. બીન જોખમી ચોખેચોખી તમારા કબજા ભોગવટામાં સોંપેલી છે. તેમ છતાં કોઇ ગીરોદાર હિસ્સેદાર કે હકદાર પેદા થઇ તમને ભોગવટો કરવામાં હરકત કરે તો તેનો જવાબ અમો તથા અમારા વાલી વારસો દઇએ. જ્યા સુધી ઉપર લખેલું તમારૂં કરજ અદા ન થાય, ત્યા સુધી અમે માલધણી એ મિલ્કત બીજા કોઇને ગીરો વેચાણ વગેરે હકથી આપી શકીએ નહિ. તમને નાણાનો ખપ પડે અને અમારાથી બને નહિ તો તમો એ મિલ્કત કોઇને આડ ધરાણે આપો, અગર તમારો ગીરો હક વેચાણ આપો તેમાં અમો હરકત કરીએ નહિ. અસમાની સુલતાની આફત આવે ભોંય તળિયુ જવાબ કરે, અમારી ઉપર લખી મિલ્કત જેવી સ્થિતિમા તમને આજ સોપી તેવીજ સ્થિતિમાં અવધ વીતે તમારા ઉપર લખેલા રૂપિયા વસૂલ થયેથી અમારે સ્વાધીન કરવી. મુદત પુરી થયે આ ખતનું નાણુ તમે જ્યારે માંગો ત્યારે ઉપર લખેલી ગીરો મિલ્કતથી તથા વાલી વારસોથી પુરૂ કરી આપીએ. તમે પુરા કરી લો. આ કબજા ગીરો ખત અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોશિયારીથી તથા બીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે તે અમારે તથા અમારા વાલી વારસોને તથા અમારા વકીલ મુ-

ખ્યારોમે કબુલ છે તે પોતાના ધર્મથી પાળીએ.એ લખ્યું તે સહી.
દા. ભટ. લલ્લુ રણછોડના છે.

| અત્ર મતુ | અત્ર સાખ |
|---|---|
| ૧ કાછીઆ નાથા પુજા ઉપર લખ્યું તે સહી દા. પોતે | ૧ દરૂ મહાસુખ વનમાળી સાખ. |
| | ૧ પટેલ ઈશ્વિર અમથા સાખ. |

## ગીરો મિલ્કતનો વધારો બીજાને ત્યાં ગીરો.

એક જ મિલ્કતનો વધારો બીજાને ત્યા ગીરો લખી આપ-વામાં આવે તો દરેક ગીરોદારને શો શો હક આપવામાં આવ્યો, તેની સ્પષ્ટતા દસ્તાવેજમાં કરવી જોઇએ. જેમકે—

સં. ૧૯૫૧ ના વરખે જેઠ સુદ ૮ ને વાર શુકરે અંગ્રેજી મે માસની તા. ૩૧ મી દિને, શહેર વડોદરા બાજવાડા શેઠશેરીના રહેનાર પરી ઇચ્છારામ ગોપાળજી ન્યાતે દશાલાડ વાણિયા ઉમ્મર વરસ ૪૮ ની; ધધો મોદીનો, જોગ લી શહેર મજકૂર ઘડીઆળી પોળ જાની શેરીના રહેનાર શુકલ મગનલાલ ભગવાન ન્યાતે મોઢ બ્રાહ્મણ ઉમ્મર વરસ ૩૨ ની ધધો ભિક્ષાવૃતિનો, જત રૂ. ૨૦૧) અંકે બસેં એક રોકડા બાબાશાહી લીધા તે દેવા એની સાનમાં શહેર મજકૂરમાં મહેલ્લે બાજવાડા શેઠશેરીની અંદર મનજી ભુત-વાળી ખડકીમા અમારૂ વડીલોપાર્જિત જે ઘર છે, તેમાથી નીચે લખેલો ભાગ તમને કબજાગીરો લખી આપ્યો છે. કબજે આપેલી મિલ્કતની વિગત.

સદરહુ ઘર દોઢ ઓરડાનુ ત્રણ ઘમલાવાળું છે. તેમાંથી નિચેની ગોજાર અમારે કબજે છે, અને વચલા માળનો ઓરડો પરસાળ તથા તે બેની હદ પ્રમાણેનો ત્રીજો માળ શાહ કેશવલાલ લલ્લુભાઇને ગીરો આપેલા છે; માટે તમનો ગીરો હક કાયમ રાખીને તમને હેઠલો ઓરડો, પરસાલ, તથા મેડા ઉપરની ગોજાર અને તેની હદ મુજબ ત્રીજા માળ એ સર્વે ગીરો આપીને તમારે કબજે સોપેલા છે. એ ઘરની ચતુર દિશાની વિગત—

( લંબાઇ પહોળાઇ વગેરે વિગત લખવી. )

એ ચતુર દિશા વચ્ચેના ઘરમાથી ઉપર લખ્યા પ્રમાણે હેઠળ હળેનો ભાગ ચાકચાલ અન ફળિયાના હદ સહીત અસલથી અમારા કબજા ભાગવટામા ચાલતુ આવ્યા પ્રમાણે તમોને ઘરાણે લખી આપીને કબજે સોપલુ છે હવેથી આ ઘરનું ભાડું નહિ, અને ઉપર લખલ. રૂપીયાનું વ્યાજ નહિ. એ ઘરમા તમે રહો અગર બીજાને ભાડે આપો, ત સાથે અમારો દરદાવો નહિ એ ઘરની હેઠળની પરસાલમા દાદર છ ત્યાં થઇન મેડાવાળા જાય આવે. અને એ દાદર પાસે નીચલી ગોજારનુ બારણું છે ત્યા થઇને અમે જઇએ આવએ એ ગોજારના ચાકમા છાનું પાણિયારૂં છે ત્યા તમો તથા અમો નહાઇએ ધોઇએ, અને એ પાણિયારા પાસે ટાકું છે તેમાથી પહોચતા સુધી તમો વરા માફક પીવાન સારૂ પાણી લ્યા; તથા કૂવામાથી પાણી કાઢો. ચોકમા અમારા રસોડાની બારી તથા ચારો ( ખુલી જગા ) છે, તે અમારા કબજે છે. એ ઘર ત્રીજામાળ સુધી પીડીઆં પાટીઆંનડે જડેલું છે તેમાં ઉપર હળે ( બીજે માળે ) દક્ષિણ દિશાએ ગોજાર છે, તેની હદ પ્રમાણે પરસાળ છુટી છે. એ

ગોજારને સામા ભડે બારી જે તે વચલે માળ અગાશીમાં પડે
અગાશી મેડાવાળા બન્ને જણ વાવરે, અને તેમાં હેઠળ દળવા
જણ બે એટલે તમો તથા અમો દાણુાદૂણી તડકે નાખીએ. ગોજ
રની હદ પ્રમાણે ત્રીજામાગે તમને પાટિયાંનો ફડેકાર ભરાવી આપીએ
મેડાની પરસાળમા દાદરને માથે ચોકડી છે, તેની અંદર મેડા
ઓરડાવાળા તથા મેડાની ગોજારવાળા નહાય ધુવે સરસ્વાડે ઉત્તર
દિશાની જાળા તળે ખાળ ખોદે. પાણીઆરીમા એક ખાળકુડી
તેની–અંદર વાવરનું પાણી ભેગું થાય છે, તેમાથી આપણે વારા.
રતી પાણી ઉલેચીને ખડકીની ડબડૂઇમાં નાખીએ સહેજખા
મધ્યે ઘરમા રહે તે ખરચ્યુ જાય. ખડકીમા ચોથે હિસ્સે એક ગ
બાંધવાને અમારો હક છે, અને હાલમાં અમારા આ ઘરમા ત્ર
વાસ છે, માટે અમે રજા આપીએ તે ગાય બાંધે મેડાનો ઘણ
સારે માઠે અવસરે હેઠલી પરસાળ વાવરે તથા ડાગર ખાડે. ગ
ઘરમા ઉત્તર દિશાએ નવ આગળનો કરો છે તે અમુક સા
પત્યાળો છે. દક્ષિણ દિશાએ ઓરડા મધ્યે આતરો છે તે અમા
ગોજારમા પડે છે. દક્ષિણ દિશાનો કરો છે તે રસ્તા ઉપર
છે, અને તે અમારો સ્વાંગ (સ્વતંત્ર) છે. પશ્ચિમ દિશાએ પછી
છે તે અમુકની ખડકીમા પડે છે; અને પાછલા નેવા તેણીમેર પ
છે. આગલુ ભડું ખડકીના ચોકમા પડે છે ઘરનું છાપરૂ બેઢાળ
હોવાથી આગલા નેવાં અગાશી તથા ખડકોના ચોકમાં પડેછે. ડબ
કૂઇ ભરાએથી ગળાવવી પડે ત્યારે ભાગ પ્રમાણે પૈસા આપવા ડબ
કૂઇ તથા તાજખાનુ કે ઇમારત પડે આખડે અમો માલધણી સમ
રાવી આપીએ. કદાચ અમો ન સમરાવીએ તો તમે કોઈને પા

રાખીને ધર્મસ્વરૂપે જે ખરચો તે મજરે આપીએ ખત મધે જારી આપીએ. અસમાની સુલતાની આફ્ત આવે ત્યારે ભોયતળિયું જવાબ કરે. અવધપુરી થયે આ ખતનું નાણું આપેથી અમારો અલાખો પહોંચે. મુદતસર ના છોડાવીએ તો તમો તમારી મરજી પ્રમાણે કરવાને મુખ્ત્યારછો. નેવાંની ખોટ તથા સંચરામણુ તમો તથા બીજા ગીરોદાર શાહ કેશવલાલ લલ્લુભાઇ તથા અમો, એમ ત્રણે જણુ સરખે ભાગે આપીએ. તમને સોંપેલી ઉપર લખેલી મિલ્લકત તમારા શિવાય બીજા કોઇને ગીરો વેચાણુ વગેરે હકથી લખી આપેલી નથી. બીન જોખમી ચોખે ચોખી તમારા કબજા ભોગવટામાં સોપેલી છે તેમ છતા કોઇ ગીરોદાર હકદાર કે હિસ્સેદાર ઉભો થઇને દાવો દાખલ કરે તો ખરચ સુદ્ધાત ઉપર લખેલા રૂપિયાનો જવાબ અમે તથા અમારા વાલી વારસો દઇએ. અવધ વીતે આ ખતના રૂપિયા દેશ પરદેશ દેવા, જ્યારે તમે માગો ત્યારે દેવા. બાંધી મુદત પુરી થયા બાદ આ ખતનું નાણું વસુલ થયેથી અમારી ઉપર લખેલી મિલ્કત હાલ જેવી સ્થિતિમા સાંપીએ છીએ તેવી સ્થિતિમાં પાછી અમારે સ્વાધીન કરવી, કદાચ તમને નાણાનો ખપ પડે અને અમારાથી કંઇ બની આવે નહિ તો ઉપર લખેલી મિલ્કત તમે કોઇને આડધરાણે આપો અગર તમારો ગીરો હક વેચાણુ આપો, તેમાં અમો તથા અમારા વાલી વારસો હરકત કરીએ નહિ. મુદતસર ખતનું નાણું અદા ન થાય તો ઉપર લખેલી અમારી ગીરો મિલ્કતથી તથા અમારી જાતથી તથા અમારી બીજી હરેક માલમિલ્કતથી તથા વાલી વારસોથી વસુલ કરી આપીએ તમે વસુલ કરી લ્યો. આ કબજા ગીરો લેખ અમોએ અમાએ અમારી રાજીખુશીથી

તથા અક્કલ હોંશિયારીથી તથા બીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને તથા અમારા વકીલ મુખ્ત્યારોને કબુલ છે ઓળો એંશી એક દસ્કતની છે દા. જુમા-ભાઇ નાગજી ચોકમાં બેશીને ખત લખી આપ્યું છે.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧. શુકલ મગનલાલ ભગવાન | ૧ ભટ લલુ ઉમીયાસંકર સાખ |
| મતુ ઉપર લખ્યુ તે સહી | ધણી બે હજુર |
| દા. પોતે. | ૧. પરી. જેઠા પિતાંબર સાખ. |

## ગીરો ઉપર જારતી કરજનો લેખ.

ગીરો આપેલી મિલ્કત ઉપર તેના તેજ ધણીને ત્યાંથી ફરીને ઉપાડ કરવામાં આવે તો વધારાની રકમ જોગ દસ્તાવેજ નવેસરથી લખવો. અને તેમા પ્રથમની રકમ નહિ ઉમેરતા માત્ર બીજી વાર ઉપાડેલી રકમ જણાવવી.

આમ કરવાથી પાછલો લેખ રદ થશે નહિ, પણ એકંદર રકમ ગણવામાં આવશે તો સ્ટાંપ સબંધી ગુંચવાડો પેદા થશે. માટે સૌથી ઉત્તમ માર્ગ એ છે કે વધારાની રકમ જોગ નવોજ લેખ લખવો જોઇએ.

## વળત દાણુ કે વળત ભાડે ગીરો.

કોઇ નિયમિત મુદ્દત સુધી ગીરો મિલ્કતનો ભોગવટો કરવાથી વ્યાજ સાથે ધીરેલી રકમ અદા થઇ, એવુ જે લેખથી સમજાતું હોય તેને વળત દાણુ કે વળત ભાડે ગીરો લેખ કહે છે. ખેતર, ઘર, અને ગામ એ રીતે ગીરો મુકી શકાય છે.

કબજા ગીરોમાં વ્યાજને પેટે ગીરો મિલ્કતનો ભોગવટો કરવા ઉપરાંત બાંધેલી મુદતે ધીરેલું નાણું પાછું લેવાની શરત કરવામા આવે છે, અને આ જાતના લેખમા નિયમિત મુદત સુધી ગી૰ મિલ્કતનો ભોગવટો કરે એટલે લહેણુદારની મુદલ રકમ વ્યાજ સાથે વસુલ થઇ માનીને ગીરો મિલ્કત માલધણીને સ્વાધીન કરવાનો કરાર થાય છે તેથી આવો પ્રસંગ આવે ત્યારે ગીરો મિલ્કતના વળતરથી ઉપાડની રમુકનું અમુક ટકા લેખે વ્યાજ ગણતાં તે રકમ વ્યાજ સહીત કઇ મુદતે પુરી થશે; તેનો પ્રથમથી સુમાર કાઢીને મુદત બાધવામાં આવે છે. કોઇ કોઇ ખતો તો ગીરો મિલ્કતની ઉપજ અને વ્યાજનો દર જણાવે છે અને લખાવે છે કે તે ઉપજ વ્યાજને પેટે જમાં લેતાં જે વધે તે મુદલમાં મજરે ગણવું. અને એમ વસુલ લેતા આ ખતની રકમ અદા થયેથી અમારી મિલ્કત અમારે સ્વાધીન કરવી.

### * વળત દાણુ ગીરો લેખ.

મીતિ અને બંને પક્ષકારોનાં નામ વગેરે લખીને લખવું કે

આ રૂપિયા તથા વ્યાજની સાનમાં અમારી માલકીનુ, તથા અમારા કબજા ભોગવટાનું વડીલોપાર્જીત ખેતર એક નામે ફલાણું વળતદાણે લખી આપ્યું છે તેના ખુંટ ચારની વિગત—( ચોકસ સ્થળ, મર્યાદા, સર્વે નંબર વગેરે હકીકત લખવી. )

એ રીતે શેડાપાલી, ઝાડ બીડ અને પડયા પાન સાથેની જમીન અમારા કબજા ભોગવટામાં છે તે પ્રમાણે અમોએ તમને વળત દાણે લખી આપીને તમારા કબજા ભોગવટામા સોંપી છે. ને

---

* કચ્છમાં વજે વળતીઆ ઠામનું ખત કહે છે.

તેની અવધ વર્ષ આટલાની કરી છે, હવેથી એ મિલ્કતનું લ્હાણું નહિ; અને ઉપર લખેલા રૂપીયા તથા વ્યાજ દેવું નહિ. એ જમીનની હર મોસમની × ફસલ તથા ઝાડ બીડ વગેરેની ઉપજ આવે તે તમે લ્યો, અને સરકાર ધારાના રૂપિયા પણ તમે ભરો. એ જમીન તમે પોતે ખેડો, ખેડાવો, પડતર રાખો. કોઇને ગણોતે આપો. આડગીરો મૂકો, કે તમારો ગીરો હક વેચાણ આપો, તે સાથે અમારા વાલી વારસોનો દાવો નહિ. એ જમીન તમારા શિવાય બીજા કોઇને ગીરો વેચાણ વગેરે હકથી લખી આપેલી નથી. બીન જોખમી તમારે કબજે સોપી છે. તેમ છતાં કોઇ હેલો હરકત કરે તો અમે તેનો જવાબ દઈએ. અવધ વીતે વૈશાખશુદ ૨ ને દિવસે હાલની સ્થિતિમાં અને અમારી મીલ્કત પાછી સંભાળી લઇએ તમે બીન તકરારે ચોખી કરીને અમારે સ્વાધીન કરો. ઇત્યાદિ ગીરો લેખમા બતાવેલી હકીકત લેવી.

× વળત ભાડે ગીરો લેખ.

---

× કચ્છમાં લખાય છે કે એ ખેતરની ઉપજ ચરોચાર, ભોગ ભાગ લાગ લગામ, તગોટ વગોટ, પલ્લી પાન હાજરી તથા કામદારી અઢારે હબુબ જે કાંઇ આવે તે તમે સંભાળી લઈ આ ખતમાં જમા કરો, જ્યારે તમારા ( રૂપીયા વ્યાજ સાથે ) દોકડા પહોચી જાય ત્યારે કાળે શેડે ( કોરીમોસમે ) એ જમીન અમારે સ્વાધીન કરો એ જમીનની ઉપજમાથી અમે એક દોકડો પણ લઈ શકીએ નહિ. એ જમીનની અદર બાણુ શેડા દુરસ્ત કરાવતાં જે ખરચ થાય તે ખેતર ઉપર મંડાય નહિ. તે ખરચ તમે તમારી ગાંઠનું કરો. ઈ.

× કચ્છમા પુળા છુટનું ખત કહે છે.

મીતિ અને બંને પક્ષકારનાં નામ વગેરે લખીને લખવું કે આ રૂપિયા તથા વ્યાજની સાનમાં અમારૂં વડીલોપાર્જીત ઘર એક વળત ભાડે લખી આપ્યું છે તેનો દિશા ચારની વિગત ( સ્થળ, લંબાઇ પહોળાઇ, ચતુર સીમા અને જરૂરીઆત હકોનું વર્ણન લખવું ) એ રીતે ઘર એક ચોક ચાલ અને કુળિયાની હદ સાથે અમારા કબજા ભોગવટામાં ચાલતું આવ્યા પ્રમાણે ઉપર લખેલા રૂપીયાની સાનમાં અમોએ તમને વળત ભાડે લખી આપ્યું છે. ને તમારા કબજા ભોગવટામાં સોંપ્યું છે. એની બંધી વર્ષની કરી છે. હવેથી એ ઘરનું ભાડું નહિ, અને ઉપર લખેલા રૂપિયા તથા વ્યાજ દેવું નહિ. એ ઘરમાં તમે વસો, વસાવો, ભાડે આપો, આડગીરો મુકો કે તમારો વળત ભાડે ગીરો હક વેચાણ આપો, તેમાં અમો તથા અમારા વાલી-વારસો હરકત કરીએ નહિ. એ મિલ્કત બીન જોખમી તમારે કબજે સોપી છે, તેમ છતા કોઈ હેલો હરકત કરે તો અમે તેનો જવાબ દઇએ. એ ઘરની સંચરામણ તથા નેવાની ખોટ તમારે શીર છે હાઉસ વેરો તમે ભરો મુદત પુરી થયા પછી આ લહેણા બાબત અભરામ કુલનાદાવા સમજીને ઉપર લખેલી મિલ્કત બીન તકરારે અમારે સ્વાધીન કરવી. અમે પણ જેવી સ્થિતિમાં સોપી છે તેવી સ્થતિમા પાછી સભાળી લઇએ. ઇત્યાદિ ગીરોખતમાના અનુકુળ કરાર લખવા.

ગામ અથવા બીજા કોઇ ગીરાસ પણ આ રીતે ગીરો આપી શકાય છે. માટે તેની અનુકુળતા જોઇને લેખ લખવો જોઇએ.

## આડઘરાણિયું.

આપણે ગીરો રાખેલી મિલ્કત બીજા માણસને ત્યાં ઘરાણે

મૂકવી તેને આડધરાણે કહે છે. અને તેમ માટે લખેલા દસ્તાવેજને આડધરાણિયું ખત કહે છે.

આડધરાણે સ્થાવર તથા જંગમમિલ્કત આપી શકાય છે. અને તે બંન્ને સાનગીરો કે કબજાગીરો મૂકી શકાય છે. સાનગીરોથી આડધરાણે મૂકતાં મૂળનો દસ્તાવેજ આડધરાણે રાખનારને સ્વાધીન કરવો પડે છે, અને કબજાગીરોથી આપતા મિલ્કતનો કબજો તથા મૂળનો દસ્તાવેજ સોંપવો પડે છે.

આડધરાણિયું ખત લખવાની રીત ધરાણિયાખત જેવી છે. ફેરમાત્ર એટલોજ છે કે જત રૂ. અંકે રૂા૦ આટલા દેવા. તેની સાનમાં અમોએ અમુક ધણી પાસેથી રૂ. આટલામા ધરાણે રાખેલી મિલ્કત અમુક છે તે તમોને આડધરાણે સાનમા આપી છે, કે આડધરાણે કબજાગીરો આપી છે. અને તે બાબત મૂળ માલધણી પાસેથી લખાવેલો દસ્તાવેજ મિતિ અમુકનો તમને સોપ્યો છે તે તમારૂં નાણું આપેથી છુટે સાનગીરો હોય તો વ્યાજનો ભાવ લખવો તથા બીજા કરાર હોય તે લખવા, અને કબજાગીરો હોય અને વ્યાજ દેવાનું ન હોય તો તે લખવુ કે રૂા૦ નું વ્યાજ નહિ અને મિલલ્કત અમુકનું ભાડુ નહિ. અથવા જેવા કરાર હોય તેવું લખવું.અને તે ઉપરાત લખવું કે જ્યારે મૂળ માલધણી આ મિલ્કતનો કબજો છોડવે ત્યારે તમારે પણ તેનો કબજો બીન તકરારે આપવો. અને અમારે પણ તમારા ઉપર લખ્યા રૂા૦ આપવા ઇત્યાદિ લખી મતુ સાક્ષી કરવાં.

## વેચાણખત.

જે દસ્તાવેજ ઉપરથી સ્થાવર અથવા જંગમ મિલ્લકત બી-

જાને ફરી આપવામાં આવે છે તે લેખને ગુજરાતમાં વેચાણ ખત, અને કાઠિયાવાડ તથા કચ્છમા અઘાટ દસ્તાવેજ તથા દક્ષણમાં ખરીદી ખત કહે છે. ઘર અને ખેતરાદિ સ્થાવર મિલ્કત વેચાણ આપવામાં આવે ત્યારે આ લેખ લખાય છે ને તે ગમે તેટલી રકમનો હાય તોપણ રજીષ્ટર કરાવવા ફરજ છે.

વેચાણ રાખનારને ખરીદદાર, તથા તે આપનારને વેચનાર કહે છે. અને ખતની અંદર એ વિશેષણ જેના તેના નામે જોડવાની રીત છે.

આ દસ્તાવેજમા મિતિ અને ઉભય પક્ષકારનાં નામ લખવાં; પછી, વેચાણ વસ્તુની લીધેલી રકમ, તેને પેટે આપેલી મિલ્કતનું નામ, મ્યુનિસિપાલ નંબર, માપ, ચતુર સીમા, અને તેની સાથે પાડ પડોસી અને ઘર ધણીને ભોગવટો કરવાનો શો હક છે, તેનું વર્ણન સપૂર્ણ લખવું. અર્થાત્ ગીરોમાં જણાવેલી તથા એવીજ બીજી બાબતોનો પૂરતો ખુલાસો આ દસ્તાવેજમાં આવવો જોઇએ. અને હવેથી વેચાણ મિલ્કત સાથે મૂળ ધણીને આભરામ કુલના દાવા છે એમ લખવું જોઇએ.

### ઘરનું વેચાણ ખત.

સંવત ૧૯૪૯ ના ઓગણીસેં ઓગણ પચાસના વરખે વૈશાખ વદ ૩ ને વાર ગરેઉ અંગ્રેજી સન ૧૮૮૩ માહે મેતા. ૩ જી દિને ખરીદદાર શહેર વડોદરા કોલાખાડી રતનપોળના રહેનાર શાહ મગનલાલ દ્વારકાદાસ નાતે પોડવાળ વાણિયા ઉમર વરસ ૨૫ ની ધંધો સુતરીઆનો જોગ લી. એક ગામવાસી કાપડીપોળના રહેનાર ગાધી ચુનીલાલ હીરાચદ નાતે શ્રીમાળી વાણીયા ઉમર વ-

રસ ૩૫ ની ધંધો રેશમ કાંતવાનો. જત રૂ. ૧૦૦૧) અંકે એક હજાર એક પુરા રોકડા બાબાશાહી સરકાર ચલણી લીધા છે તેને પેટે તમોને અમારૂં × વડીલોપાર્જીત કબજા ભોગવટાનું ઘર એક વેચાણ આપ્યું છે તેની વિગત—રાજ્ય વડોદરા, પ્રાંત વડોદરા, તાલુકે વડોદરા, શહેર વડોદરાની અંદર મેહેલ્લે અમદાવાદી પોળમાં લેઉવા શેરીના નાકાનું ઘર, જે અમોએ ર્મિત સંવત્ ૧૭૫૦ ના માહાસુદ ૯ ને ને વાર સોમે જાની દેવશંકર કુરૂણાશંકર પાસેથી વેચાણ લીધેલું સનદ + ટીકા–એ નં. ૨૧૧ સર્વે રજીષ્ટરમાં ગાથી મોતીલાલ મનસુખને નામે દાખલ છે, તે ઘર અમોએ વેચાણ આપ્યું છે. તેની દિશાચારની વિગત. એ ઘર ઉત્તર દક્ષિણ પહોળું ગજ ૧૨ બન્ને કરા સાથે છે, અને પૂર્વ પશ્ચિમ પહોળું ગજ ૨૦ એટલા તથા પછીત સાથે છે; એને ઉગમણ પાસે રાજમાર્ગ છે તે તરફ ઘરમાં પેસવાનું બાર છે. ઉત્તરે પટેલ દામોદર અમથાભાઈનું ઘર છે તે કરો પત્યાગો છે દક્ષિણની સફીલે ભટ અનુપરામ દેવશંકરનું ઘર છે તે કરો પત્યાગો છે. આથમણે પછીત છે તેની

× દખણમાં લખાય છે કે મારા કબજાનું ઘર ૧ મ્યુનીસિપાલ નંબરનું મજલા બેનું ચૂનાકચી સેજખીના સાથે છે તે વેચાણ આપ્યુ છે અને કચ્છમાં—અમુક બારનું બે ઓરડા, એક રાંધણિયું, આંગણું તથા વાડા શીખે અઘાટ હમીરાવાર માંડી આપ્યું છે એમ લખાય છે.

+ મ્યુનિસિપાલ નંબર જ્યાં તે આપવામા ન આવ્યો હોય ત્યાં લખવાની જરૂર નથી.

પછવાડે પટેલ દ્વારકાદાસ લલ્લુભાઇની છીંડી છે, તેમાં બે બારીઓ પડે છે. એ છીંડીમાં થઇને ચોમાસુ નેવનું પાણી જાય છે. એ ચતુરસીમાં વચ્ચેનું ઘર બારસાખે, કરા પાયા તથા + અદબદ કાટ ઇમલા તથા એ ઘરની અંદરના તથા બહારના સર્વ પ્રકારના હકો સહીત પાતાળથી આકાશ સુધી અસલ હદ, મરજાદ જમીન ચોક-ચાલ તથા રસ્તાની હદ સાથે તમોને ચંદ્રોકાળ સુધી વેચાણ આ-પીને અમારો હાથ ઉઠાવ્યો છે, અને એની કીમતના રૂ૦ એક હજાર એક રોકડા ગણી લઇને એ મિલ્કત તમારે કબજે સોપી છે. હવે એ મિલ્કતના માલિક તમે છો, માટે તમો તથા તમારા વાલી વારસો તેનો ભોગવટો કરવાને કરવાને મુખ્ત્યાર છો. એ ઘરમાં તમે ર વસો વસાવો, ગીરો, વેચાણ આપો, દાન કરો કે તમારૂં મન માને તેમ કરો. એ ઘર ઉપર પ્રથમ જેવો અને જેટલા પ્રકા-રનો અમારો હક હતો તેવોને તેટલા પ્રકારનો હક અમોએ તમોને વેચાણ આપ્યો છે માટે એ મિલકત સાથે આજથી અમારે તથા અમારા વાલી વારસોને * અભરામ કુલના દાવા છે. સદરહુ મિલ-

---

+ મરાઠીમા લખે છે કે તે ઝાડ ઝરોડા, દગડ ધોંડા, નીધિનિ-ક્ષેપ, નવાણ ટાકા સહિત તમારે કબજે આપ્યું છે. તેનો ઉપભોગ આજસુધી અમે લેતા આવ્યાછીએ તે પ્રમાણે તમે કરો. મન ચહાય તેવો ઉપભોગ લ્યો. કચ્છમા લખાય છે કે હદ મજુદ, ચોક ચોગાન, હાલચાલ, સનંદ છાપો શીખે અઘાટ અમીરાવાર, આઘો-બારી ચંદ્રસૂરજલગી માંડી દીધું છે.

* અભિરામ ઉપરથી થયો હોય એમ લાગે છે; એનો અર્થ જી ખુશી થી એવો થાય છે.

કત અમે કોઇને ત્યા ગીરો વેચાણ વગેર લખી આપી .ને મમમા નાંખેલી નથી. બીન જોખમી ચોખેચોખો તમને વેચાણ લખા આ- પીને તમારે કબજે સોપી છે. કદી એ જમીન ઉપર કાઇ ગીરોદાર હિસ્સેદાર કે હકદાર પેદા + થઇ દાવો દાખલ કરે તો અમો તથા અમારા વાલી વારસો તેનો જવાબ દઇએ સહી. સદરહુ મિલકત સરકારમાં તમારે નામે ચઢાવી રજીષ્ટર કરાવી આપીએ. મુદતસર ન કરાવી આપીએ તો રજીષ્ટર કરાવી લેવાને તમે મુખત્યાર છો. આ વેચાણ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિ- યારીથી તથા બીન કેફ તનદુરસ્તથી લખી આપ્યુંછું તે અમારે તથા અમારા વાલી વારસોને તથા વકીલ મુખત્યારને કબુલ મજુર છે. એ લખ્યું તે સહી

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧. ગાધી ચુનીલાલ હીરાચદ | | ૧ ગાંધી ચુનીલાલ મૂનજી સા- | |
| મતુ ઉપર લખ્યું તે સહી | | ખ ધણી બે હજુર. | |
| દા. પોતે. | | ૧ સાહ શકર મથુરા સાખ. | |

## * જમીનનું વેચાણ ખત.

સંવત ૧૯૪૧. ઓગણીસેં એકતાળીસના વરખે માગશર શુદ ૨ ને રવેઉ, અગ્રેજી સન ૧૮૮૫ નવેબર તા. ૪ થીના દિને તાલુકે

---

+ અમારા પુરા હકની ખામીન લીધે અગર કાયદાની બારી- કાઈથી એ ઘર બીજાને કબજે જાય તો ઉપર લખેલા રૂા. વ્યાજ સાથે અમો તથા અમારા વાલી વારસો પુરા કરી આપીએ

* કાઠીયાવાડ તથા કચ્છમા ગરાશનું અઘાટ ખત કહેછે.

ચોર્યાશી શેહેર સુરત મછીમારપરા વાણિયાશેરીના રહેનાર મોદી દામોદર ભાણાભાઈ નાતે દસાલાડ વાણિયા, ઉમ્મર વરસ ૩૬ ની ધંધો દલાલીનો, પારસાત જેગમ લી તાલુકે ચોર્યાશીનું ગામ મોજે કુભારીઆના રેહેનાર પટેલ ગીરધર ગંગાદાસ નાતે કડવા પાટીદાર ઉમ્મર વરસ ૩૦ ની ધંધો ખેતીનો, જત રૂ ૫૦૧) અંકે પાંચસેં એક પૂરાં રોકડાં સરકાર ચનગી પોળિયાં લીધાં છે. તેને પેટે અમારા કબજા ભોગવટાની વડીલોપાર્જીત વાટાની જમીન વેચાણ આપી છે તેની વિગત ડિસ્ત્રિકટ સુરત સબડિસ્ત્રિકટ તાલુકે ચોર્યાશીનું ગામ મોજે કુભારીઆની સીનમા ખેતર નામે ભાટિયું સર્વે નંબર ૭૦૧ એકર ૭ ને ગુઠા ૩૦ નુ જે સરકાર દફતરે પટેલ ગંગાદાસ શામળને નામે ચાલે છે, તે જમીનના ખુટ ચારની વિગત— ઉત્તરે પટેલ મોરારજી નાનજીનુ ખેતર છે ઉગમણે ભટ છગન હરિવલ્લભનુ ખેતર છે આથમણે નાળિયું છે, અને દક્ષિણે તલાવડી છે એ રીતે ખુટ ચાર વચ્ચેની જમીન + ઝાડ બીડ તથા તેને લાગતા તમામ હકો સાથે અમોએ ઉપર લખ્યા રૂા. રોકડ લઇને ચંદ્રોકાળ સુધી વેચાણ આપી તમારા કબજામા સોપી છે. માટે તમો તથા તમારા વાલી વારસો તેનો ભોગવટો કરવાને મુખત્યાર

---

+ કચ્છમાં લખાય છે કે એ રીતે શેડા ચારબંધ વાગ ભુટા ખડા ચાસ ભોગભાગ તગોટ વગોટ, નીછ, ઢળામણી, માગણી, પુરો પથરો વણવેડા, ઝાડબીડ, માબબુન, હઢારેહબુબ તથા ગુઢ પ્રોરચ પાઈ લઇ છેલ્લો રાગો, હાલચાલ, હદમજુદ, પડીઆખડી શુદ્ધાત ચંદ્ર સૂરજ લગી અઘાટ હમીરાવાર કરી માડી આપી છે.

છો. એ ખેતર ખેડો, ખેડાવો પડતર રાખો, ગીરો વેચાણ આપો, દાન, બક્ષીસ કરો કે તમારૂં મન માને તેમ કરો. એ મિલ્કત ઉપર અમારો જેવો હક હતો તેવો હક તમને વેચાણ આપ્યો છે. માટે તેની સાથે અમારે તથા અમારા વાલી વારસોને અભરામ કુલના દાવા છે. હવેથી એ જમીન બાબત સરકાર ધારાના રૂપિયા તમારે ભરવા. સદરહુ મિલકત કોઇને સા ગીરો વેચાણ વગેરે લખી જોખમમા નાખેલી નથી. બીન જોખમી ચોખેચોખી તમને વેચાણ લખી આપીને તમારે કબજે સોપી છે. તેમ છતાં કોઈ ગીરોદાર, હિસ્સેદાર કે હકકદાર પેદા થઇને હેલો હરકત કરે તો અમો તથા અમારા વાલી વારસો તેને જવાબ દઈએ એ ખેતરમા હળ ગાડુ લઇ જવા લાવવાનો રસ્તો નાળઆમાં છે ઉપર લખી જમીન સરકારમા તમારે નામે ચઢાવી રજીષ્ટર કરાવી આપીએ. મુદતસર કરાવી આપીએ નહિ તો રજીષ્ટર કરાવી લેવા તમે મુખત્યાર છો. આ વેચાણ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારી તથા બીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે તે અમારે તથા અમારા વાલી વારસોને તથા વકીલ મુખત્યારોને કબુલ મંજુર છે. એ લખ્યું તે સહી.

| | | |
|---|---|---|
| અત્ર | મતુ અત્ર | સાખ. |
| પટેલ ગીરધર ગંગાદાસ મતુ | ૧ મોદી હીરા ભગવાન સાખ | |
| ઉપર લખ્યું તે સહી દા. પોતે | ૧ પા. રવજી હરખજી સાખ. | |

## ભાડાચિઠી અને ગણોત.

સ્થાવર મિલ્કતના ઘસારા બદલ લેવાની રકમને ભાડું કહેછે, એ પ્રમાણે મિલ્કત કબજે રાખનારને ભાડુત કહેછે અને માલધણી તેની

પાસેથી જે કરાર લખાવી લેછે, તેને ભાડાચિઠ્ઠી કહે છે. ભાડાચિઠ્ઠીઓ બે પ્રકારની છે. મકાનની અને ખેતર વગેરેની, મકાનો ભાડે આપ્યા બાબતના લેખને ભાડાચિઠી, ભાડાનામું કે ભાડાખત કહે છે; અને ખેતર વગેરે ભાડે આપ્યાના લેખને ગણોત કે ગણુવત કહે છે એ બંને પ્રકારના લેખ મુદત બંધી અને વગર મુદતના થઇ શકેછે.

ભાડા ચિઠ્ઠી લખવામા નીચેની બાબતો આવવી જોઇએ. (૧) આલધણી અને ભાડુતના મૂળ ગામ તથા હાલના ઠેકાણાં. ( ૨ ) ભાડાની મિલ્કતનું ઠેકાણું ( ૩ ) ભાડાની રકમ વાર્ષિક કે માસિક, અને તે લેવા વિષે તથા અધિક માસના ભાડા વિષે. ( ૪ ) ભાડું વસુલ ન થાય તેના ઇલાજ ( ૫ ) ચોમાસાની ચલામણ તથા નેવાની ખોટ આપવા વિષે. ( ૬ ) ઘર ઉપર સરકારી લાગતો-(ઘરવેરો, પાણીવેરો, જાજરૂવેરો, અને ડબડ કચરો કઢાવવો. ) ભરવા વિષે. ( ૭ ) ટાકા કુવા અને સંડાસ વગેરેનો ભાડુતને ભોગવટો કરવા વિષે ( ૮ ) જરૂરની મરામત કરવા ન કરવા વિષે ( ૯ ) મકાન ખાલી કરવાને અવધી મારવા વિષે. ( ૧૦ ) ભાડુત જાણીબુઝીને નુકસાન કરે, અગર મુદતસર ભાડુ ન આપે તેના ઇલાજ વિષે.

ગણોતમા ઉપરની કલમ ૧-૨ ઉપરાત ખેતરનું સરક્ષણ, તેની લાગત, ઝાડ બીડની નિપજ, દાણને પેટે અનાજ કે રોકડ રકમ સલામી ભરવાનું, અવધી પ્રમાણે કબજો છોડવાનું, તે ન છોડે કે દાણ ન ભરે તો તેના ઇલાજ વગેરે બાબતો લેખમા સમાવવી.

## ભાડાચીઠી.

* સં. ૧૯૪૬ ઓગણીસે છેતાળીસના પોષ શુદ ૨ ને વાર ગરેઉ, અંગ્રેજી સન ૧૮૯૦ માહે જાન્યુઆરી તા. ૧ લીના દિને તાલુકે પેટલાદનું ગામ મોજે વસોના રહેનાર અમીન છગાભાઇ હરિભાઇ નાતે લેઉવા પાટીદાર ઉમ્મર વરસ ૮૨ ની ધંધો ખેતીનો, જોગ લી. તાલુકે બોરસદનુ ગામ મોજે વસો શાળાના આસિસ્ટંટ માસ્તર દવે જગજીવન રામજી નાતે ખેડાવાળ બ્રાહ્મણ ઉમ્મર વરસ ૩૨ ની ધંધો નોકરીનો. જત અમોએ વરસ ત્રણને કરારે તમારૂં ઘર + એક ભાડે રાખ્યું છે. તેની વિગત—

રાજ્ય વડોદરા પ્રાંત વડોદરા તાલુકે પેટલાદનુ ગામ મોજે વસોમા દેહરાના ખાચામા ઘર એક પૂર્વ પશ્ચિમ વાડા તથા આગણા સાથે લાબુ ગજ ૨૮ અને ઉત્તર દક્ષિણ પહોળુ ગજ ૬ છે એની ઉત્તરે તલાટી નાથા રામદાશનું ઘર છે, દક્ષિણે સોની મગન મથારામનું ઘર છે પશ્ચિમે અમીન ઝવેરભાઇ હીરાભાઇનું ઘર છે, અને પૂર્વે આગલું બાર સરિયામ રાજમાર્ગમા પડે છે એણી × વિગતેનું ઘર ભાડે રાખ્યુ છે તેના કરારની વિગત

---

* કચ્છમા મીતિ છેડે નખાય છે

+ મુબઇ જેવા શહેરમા ઘરનો નબર લખાય છે

× કચ્છમા પ્રથમ ભાડે રાખનારનુ નામ ગામ લખીને લખાય છે કે જત અમુકના રહેવાસી ફલાણા પાસેથી તેની અમુક સ્થળની જગા ભાડે લાધીછે. તેનું ભાડુ આટલુ ઠરાવ્યુ છે તે ચઢે ચઢયું દેવું. એની બધી વરસની છે. બધી વચ્ચે ચઢયુ ભાડુ દેતા ઢીલ કે ઊજર કરીએ તો બધીના પ્રતિબધ નથી તે જગા ખાલી કરી ધણીને હજરે સોપી દઇએ

એ ઘરના વરસ એકના ભાડાના રૂ. ૧૫ ) પંદર બાબાશાહી ઠરાવ્યા છે તે આ દસ્તાવેજની મિતિથી વરસ પુરૂં થયે પોષ શુદ ૨ ને રોજ * આપીએ. મુદતસર ન આપીએ તો અમારી પાસેથી ઘરનો કબજો લઇ બીજાને ભાડે આપવા તમે માલધણી મુખ્ત્યાર છો. કદાચ તેમ બનેથી જે ભાડું કમી ઉપજે તે અમો મજરે આપીએ પણ ઉપર લખી મુદતની અંદર અમારી બદલી થાય તો ચડેનુ ભાડુ આપી અધુરી મુદતે ઘર છોડી જવા અમને કશો પ્રતિબંધ નથી. એવા પ્રસંગે અધિકમાસ આવે તેનું ભાડું આપીએ નહી. એ ઘરને અંગે જે ટાકું, કૂવો અને ૩ સડાસ છે તેનો ભોગવટો અમો કરીએ. ઉપર લખી મુદત પૂરી થયે ચોમાસા શિવાય ઘર જ્યારે ખાલી કરવા કહો ત્યારે બીન તકરારે ખાલી કરી તમારે કબજે સોપીએ પણ અવધ પુરી થયા પહેલા ઘરનો કબજો આપીએ નહિ. કરાર કરતા વધારે મુદત રહીએ તો ઠરાવ પ્રમાણે વધારે મુદતનું ભાડુ વસૂલ આપીએ. એ ઘરમા અમે રહીએ ખાલી રાખીએ કે બીજાને ભાડે આપીએ તો પણ એના ભાડાના રૂપિયાનો જવાબ અમો દઇએ. એ ઘરમા તમને નુકસાન થાય એવુ કઇ કરીએ નહિ. કદાચ બને તો તમો કહો તે નુકસાની ભરી આપીએ. ઘરનો કબજા છોડીએ ત્યારે જેવી સ્થિતિમા લીધુ છે તેવી હાલતમાં પાછુ સોપીએ ઉપર લખ્યા ભાડાના રૂા. ભરવામા કસુર કરીએ ને ત સંબધે ફરિયાદ કરવી પડે તો તેના ખરચસાથે ભાડાની રકમ

---

* દક્ષિણમા લખાવે છે કે પાવતી લઈ ભાડુ આપીએ અથવા ભાડાચિઠ્ઠીની પીઠે વસૂલ ભરાવીએ પાવતી સિવાય વસુલ આપેલુ હોય તે મજરે માગુ નહિ.

અમારી જાતથી. તથા અમારી માલમિલ્કતથી તથા વાલી વારસોથી વસૂલ લેવાને તમો મુખત્યાર છો. દેશ પરદેશ આપીએ. તમે પૂરા કરીલ્યો. ઘરનો સંચરામણુ ખરચ તથા દર વરસે ધોળાવવાનો ખરચ અમારે શીરછે અને નેવાની ખોટ તથા કાથો કામડી* તમો પરધણી આપો સહી. આ ભાડાચિઠી અમે અમારી રાજીખુશી તથા અક્કલ હોશિયારીથી તથા બીન કેફ તનદુરસ્તીથી તમોને લખી આપી છે તે અમારે તથા અમારા વાલીવારસોને કબુલ છે.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર સાખ |
| ૧ દવે જગજીવન રામજી | ૧ શાહ હરજીવન જુઠા |
| મતુ ઉપર લખ્યુ તે | સાખ |
| સહી. દા. પોતે. | ૧ અમીન વાઘજી વસનદાસ |
| | સાખ |

## + ગણોત

સવત ૧૯૪૯ ઓગણીસે ઓગણપચાસ પોષ શુદ ૨ ને વાર બુધે, ઇંગ્રેજી સન ૧૮૯૨ માહે ડિસેમ્બર તા ૨૧ મીના દિને તાલુકે માતરનું ગામ મહુધાના રહેનાર બારોટ મોહનલાલ જેસીં-

---

* મરામત કરવા જેવુ મકાન હોય તો તે પણ લખાય કે અમુક મરામત કરાવી આપવી તે ન કરાવી આપો તો અમે કરાવીએ અને તે ખરચ તમે ના આપોતો ભાડાની રકમમાંથી વસુલલઇએ.

+ કચ્છમા ગણોતને સુખડીનું લખત કહે છે અને સાથની બાબતમા કરાર થાય છે કે તેની સુખડી માસ બારે આ ખેતરના મોલના ખરામાથી દેવી. ખેડુતને ઉલટ લેખ કરી આપવામાં આવે છે તેને પટો કહે છે.

ગભાઈ ઉમ્મર વરસ ૩૨ ની ધંધો વહીવંચાનો. જોગ લી. એક ગામવાસી બારીઆ હીરા પથા ન્નાતે તલપદા કોળી ઉમર વરસ ૩૬ ની ધંધો ખેતીનો. જત તમારી નીચે લખેલી જમીન એક સાલી સં. ૧૯૪૯ ની ફસલ ઉપર ગણોતે રાખીછે. તેની વિગત—ડિસ્ત્રિક્ટ જીલ્લે ખેડા સબડિસ્ત્રિકટ તાલુકે માતરનું ગામ મોજે મહુધાની સીમમા સર્વે નબર ૪૪, એકર ૧૦—૪ ગુઠાનું, ખેતર કીત્તે વડવાળું, આકાર રૂ. ૩૮—૮—૦ ત્રીસ આઠ આના, જે સરકાર દફતરે બારોટ જેસીગ હરિભાઈને નામે ચાલે છે તે ખેતરની પૂર્વે પંડ્યા જેશંકર નાથજીનુ ખેતર છે, પશ્ચિમે પટેલ રામજી દેવકરણનું ખેતર છે, ઉત્તરે નાળિયુ છે, અને દક્ષિણે પટેલ માનસિગ દેવજીનુ ખેતર છે એ ચતુર સીમા વચ્ચેની જમીન એક સાલીદાણે ખેડવા રાખી છે. તેના ગણોતના વરસ એકના રૂ ૯૯) અકે નવ્વાણુ સરકાર ચલણી પોળીયા ઠરાવ્યાં છે તે સ. ૧૯૫૦ ની સાલમા સરકારના પહેલા હફતે અગર ફાગણ શુદ ૨ ને રોજ વસૂલ આપીએ. ન આપીએ તો દરમાસે દરસે કડે તેરીખ ટકા પોણા લેખે દીવાળી બાકી અધિકમાસના વ્યાજ સાથે ગણીને દાણના રૂપિયા આપીએ. સરકાર ધારાના રૂ ૩૦—૮—૦ સાડી ત્રીસ તમારે ભરવા. તેની નોટીસ થવા દેવી નહિ અને નોટીસ થયે જે દડ અથવા ફી આપવી પડે તેની સાથે અમારે કાંઈ લાગે વળગે નહિ. એ જમીનાના બાણ શેડાની સભાળ અમો રાખીએ નવા કરવા પડે તો અમારા ખરચે કરાવીએ, અને તે ખરચ તમારી પાસે મજરે માગીએ નહિ. કદાચ તમે કરાવો તો અમે તેનો ખરચ મજરે આપીએ એ બાણ શેડા ધારા મુજબ ન રાખવાથી સરકાર કઈ દડ અથવા ફી લે

તે અમો ગણોતે રાખનાર આપીએ. એ જમીનની અંદર હાલ જે ઝાડ છે તેની નીપજ અમો લઇએ, અને હવે પછી નવાં ઉછેરીએ તેના માલિક તમો છો. અમે તે બરાબર સાચવી રાખીએ, તમારી રજા શિવાય કોઇ ઝાડ કાપીએ નહિ, તથા બીજાને કાપવા દઇએ નહિ. અમારી ગફલતથી તેમાં નુકસાન લાગે તો અમો તેના જવાબદાર છીએ આંબા વગેરેનાં ફળાઉ* ઝાડો હોય તેની ઉપજ અરધે હિસ્સે વહેંચી લઇએ કોઇ ઝાડ પડે આખડે તો તમારે સ્વાધીન કરીએ એ જમીનમા પાકે, ન પાકે, ખેડીએ, નહી ખેડીએ, તોપણ દાણના રૂપિયા ઉપર લખેલા વાયદે બીન તકરારે અમારે ભરવા સહી ફસલ પુરી થયે માલ ઉઠાવી લઇને જમીન ખેડાણ વાવેતર કરવા લાયક એટલે ચારે ખૂણે ચોખ્ખી કચરા તથા ચીડા વગરની સાફ રાખીએ તેમ ન રાખવાથી તમોને નુકસાન થાય તો તે ભરી આપીએ ફસત પુરીથયે અમારા કબજામાથી એ જમીન લઈને બીજાને સોપવા તમે મુખ્ત્યાર છો. એ જમીન ખેડવાને અમારો ઇરાદો નહિ હશે તો સ ૧૯૫૦ ના વૈશાખ શુદ ૨ અવલ તમોને + માધુરી લખી આપીએ. અને કરાઠા વગેરે કચરો ખોદી સાફ ચોખ્ખી કરીને એ જમીન તમારે કબજે સોપીએ કબજા

---

* નવા ઝાડ ઉછેર્યો તે બદલ આપવાનું હોયતો લખવુ કે અમુક રકમ લઇને ઉછેરેલા નવા ઝાડ ઉપરથી લઇ હાથ ઉઠાવીએ.

\+ કોઈ એમ લખે છે કે વાવેતર કર્યું હોય તે ઉઠાવી લઇને આ ખેતર ખેડખાતરની તકરાર ન કરતા તમારે કબજે સોપી આપીએ. આવતી સાલ તમારી ધ્યાનમા આવે તેને સાથે આપો ૧. મતુ કરી આપનારની નિશાની કરાવવી

માટે કોઈપણ પ્રકારનો દાવો રાખીએ નહિ. એ જમીન ફરીને અમારે ખેડવી હશે તો તમોને ગણોત લખી આપ્યા શિવાય ખેડીશું નહિ. તેમ છતાં ખેડીએ તો તમો કહો તે દાણ આપીને તમારૂ મન મનાવીએ. સાંથના રૂપિયા પુરા થતા સુધી એ જમીનની નિપજમાંથી અમે અમારા બીજા લેહેણદારોને કંઇપણ આપીએ નહિ. તમારી દાણ ભરવામાં કસૂર થાય ને ફરિયાદી કરવી પડેતો ખરચ સહીત દાણના રૂપિઆ અમો અમારી જાતથી, તથા અમારી માલમિલકતથી તથા અમારા વાલી વારસોથી ભરી આપીએ. દેશ પરદેશ આપીએ. તમે પુરા કરી લ્યો. આ ગણોત અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોંશિયારીથી તથા બીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબૂલ છે.

| અત્ર | મતુ | અત્ર | સાખ |
|---|---|---|---|
| ૧ + બારીઆ હીરા નાથા મતુ | | ૧ શાહ છોટાલાલ મૂળજી શાખ | |
| ઉપર લખ્યું તે સહી, ૧ દા. | | ૧. મુખી જેઠા કરસન સાખ. | |
| શાહ છોટાલાલ મૂળજી. | | ૧ જાની લલ્લુ હીરજી સાખ. | |
| મતાદારના કહેવાથી મતુ. | | | |
| કરી આપ્યુ છે. | | | |

## ફારગતી.

જે દસ્તાવેજ ઉપરથી કોઇ માણસ બીજા માણસ. ઉપરના અથવા કોઈપણ નિર્દિષ્ટ કરેલી માલ મિલ્કત ઉપરના દાવા છોડી દે છે તેને ફારગતી કહેછે. તેમાં નીચેના લેખનો સમાસ થાયછે.

अ વહેચણનો લેખ. ब વડીલોપાર્જિત મિલ્કત ઉપરથી હાથ ઉઠાવ્યા. બાબતનો લેખ क લેવડ દેવડનો હિસાબ પતે ખાતુ સર-

ભર થયાની પાવતી. ☛ પંત્યાળો વેપાર બંધ કરીને પંત્યાળા છૂટા પડવાનો લેખ ☛ સ્ત્રીને છેડો ફાડી આપ્યા બાબતનો લેખ (તલ્લાકનામું).

## વહેંચાણ પત્ર.

જે દસ્તાવેજ ઉપરથી મજીઆરો માલીક કોઇપણ મિલ્કતના જુદા જુદા ભાગ પાડેછે અથવા ભાગ પાડવાનુ કબૂલ કરેછે તે લેખને વહેંચણપત્ર કહે છે. તેમાં દરેક ભાન્ડુ ને ભાગે આવેલી મિલ્કત તથા બીજા હકોની ફોડ લખાય છે જેમકે—

મિતિ (   ) ના દિને આપણે ફલાણા તથા ફલાણા (જેટલા ભાન્ડુ હિસ્સેદાર તરીકે હોય તેમના નામ જાત ઉમ્મર, ધંધો અને ગામ લખવા) જત આપણા વડીલોની તથા આપણી જાતની મેળવેલી મિલ્કત આજ સુધી સર્વે ભાઇઓના એકત્રપણામા ચાલતી આવી હતી, તેની વહેચણ આજની મિતિએ આપણે સર્વ જણે મળીને કરી છે તેની વિગત—

૧. આપણા મોટાભાઇ અમુકને ભાગે અમુક અમુક મિલ્કત આવી છે ( મિલ્કતની સંપૂર્ણ લખવી )

૨. આપણા ફલાણા ભાઇને ભાગે અમુક અમુક મિલ્કત આવી છે. એજ પ્રમાણે તમામ હિસ્સેદારને માટે લખવુ—એ પ્રમાણે આપણા બાપદદાની તથા આપણી જાતના સપાદન કરેલી સ્થાવર જંગમ મિલ્કત, રોકડ તથા લહેણું મળી સુમારે રૂા આટલાની મિલ્કત આપણે સાથે રહીને વહેચી લીધીછે તે સર્વને કબૂલ છે. દરેક હિસ્સેદારને ફાળે આવેલી મિલ્કત ઉપર એક બીજાનો કશી તરેહનો દરદાવો નથી. જે તે મિલકત ઉપર સરકારી કર વગેરે બાબત જે લાગત હોય તે, અથવા હવે પછી થાય તે, તેના મા-

લીકે ભોગવવી. ઉપર લખી મિલ્કત ઉપરાંત ભૂલ ચૂકથી રહેલી મિલ્કત માલમ પડે તો આપણે અગર આપણા વારસોએ સરખે હિસ્સે વહેંચી લેવી. આપણા વડીલ આપણા માટે કંઇ કરજ મુકી ગયા નથી, તોપણ જો કોઇનુ વ્યાજબી કરજ નીકળે તો તે આપણે બધાએ મળીને સરખે ભાગે આપવું એ રીતે આપણે બધાએ ચાલવું અને જે ન ચાલે તેના ઉપર કાયદેસર ઇલાજ લેવો પડે તો જે ભાઇની કસુરથી ફરિયાદ કરવી પડી તે ભાઇ તનો તમામ ખરચ ભરી આપે. ઇ. લખીને લખવું કે આ વહેંચણીનો દસ્તાવેજ આપણે સર્વે ભાઇઓએ રાજી ખુશીથી વગેરે લખીને દરેક ભાઇ-ઓનું મતુ કરાવી સાક્ષીઓ કરાવવી.

## હાથ ઉઠાવ્યાની ફારગતી

મીતિ અને ઉભય પક્ષકારના નામ ઠામ વગેરે લખવા જત તમો તથા અમો અમુક સગા છીએ તેથી વડીલોપાર્જિત અમુક અમુક સ્થાવર જંગમ મિલ્કતમા તથા લહેણુ દેણુમા (વિગ-તવાર ફોડ લખવવી ) તમારો તથા અમારો નીમો નીમ કે અમુક પ્રમાણમા હિસ્સો છે પણ તે હિસ્સો લેવાને અમારી ઇચ્છા નહિ હોવાથી અથવા તેને પેટે અમુક રકમ ઉચક લઇને એ તમામ મિલ્કત ઉપરથી અમારો હાથ ઉઠાવીએ છીએ. આજથી એ મિલ્કત સ-બંધે તમારે અમારે અભરામ કુલ દાવા છે હવેથી એ બાબ-તમા અમારા વાલી વારસો જો હક હિસ્સા કરે તો તે આ ફાર-ગતીથી રદ છે. આ ફારગતી અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી ઇ લખીને મતુ સાક્ષી કરાવવા

## ખાતુ સરભર થયાની ફારગતી ( પાવતી )

પાવતીની વ્યાખ્યાના સંબંધમાં સ્ટામ્પ આક્ટમાં લખે છે કે—"લેખ, ટાંચણુ, યાદી કે ઝાહેર ખબર ઉપરથી કોઈ નાણું, અથવા હુંડી પત્રી પોહોચ્યાનું કબૂલ કર્યું હોય; અથવા જે ઉપરથી કરજ અદા કરવામાં કોઈપણુ બીજો જંગમ માલ પહોચ્યાનું કબૂલ કર્યું હોય; અથવા કોઈ કરજ, અથવા માગણુ અથવા તેનો ભાગ પતાવ્યો હોય એવું કબૂલ કર્યું હોય, અથવા પહોચ્યાનું દર્શાવવામા આવતું હોય; અથવા પહોચ્યાનો અર્થ થતો હોય તે લેખને પહોંચ કહે. પછી તેની ઉપર કોઇ માણુસે પોતાના નામની સહી કરી હોય" તોપણુ તે ગાહોચ ગણુાય છે.

મીતિ—ફારગતી લેનારનું નામ ગામ વગેરે. જોગ લી ફારગતી આપનારનુ નામ ઠામ વગેરે જત અમારી સાથે તમારો અગર અમુકનો અમુક સાલથી ખાતા વ્યવહાર ચાલતો હતો તેમાં કેટલીક આપ લે થઇ, તેનો આજરોજે હિસાબ કરતા ખાતે બાકી અથવા ખાતાની રૂઇએ અથવા અમુક દસ્તાવેજને આધારે અમારૂં લેહેણું રૂ    ) અકે    આટલુ નીકળ્યું તે તો રૂ    ) અકે આટલા હીસાબ ચુકતે તમોએ અથવા અમુક આપીને અમારૂં મન મનાવ્યુ છે તેની આ ફારગતી લખી આપી છે. હવેથી તમારી સાથે કોઇપણુ પ્રકારનુ લેણુદેણ નથી. અભરામ કુલ ન દાવા છે અમારી તરફથી અમારા વાર્‍સ વારસ કે કોઇ હિસ્સેદાર તમારી પાસે કોઈ પણુ પ્રકારનુ [illegible] કાઢે તો આ ફારગતીથી રદ છે આ ફારગતી અમે અમારી [illegible]રાદિ લખીને મતુ સાક્ષી કરાવવા.

## પંત્યાળા છુટા પડવાનો લેખ

મીતિ અને દસ્તાવેજ લખાવી લેનાર ભાગદારનું નામ ઠામ. પછી છુટો પડી દસ્તાવેજ લખી આપનાર ભાગદારનું નામ, ઠામ વગેરે લખીને લખવું કે, તમારો અમારો પત્યાળો વેપાર હતો, તેનો હિસાબ મીતિ અમુક સુધીનુ નામું ઠામું જોઇને કરતા દરેકને ભાગે આ પ્રમાણે લહેણુદેણુ તથા રોકડી રકમ આવેલી છે. (વિગત લખવી) એવી વિગતે અમારે હિસ્સે અમુક આનાના ભાગ પ્રમાણે રોકડ નફો તથા લહેણુદાર તથા માલ આવ્યો તે અમોએ તપાસી લઇને અમારે કબજે લીધો છે. તમારે હિસ્સે આવેલા રોકડ નફા ઉપર તથા લહેણુદેણુ ઉપર તથા માલ ઉપર અમારો તથા અમારા વાલી વારસોનો દર દાવો નહિ લહેણું વસુલ કરવાને તમો કોઇ પણ કોરટમા ફરિયાદ કરો તેમા અમારી કબુલત જોઇએ તો અમો આપીએ, અને અમારે તમારી કબુલતનો ખપ પડે તો તમો અમને કબુલત આપો સહી હવે તમારે તથા અમારે પત્યાળા વેપાર સંબંધે કાઇ પણ લહેણદેણુ રહેલું નથી, કદાચ અમારા વાલી વારસો એ વેપાર સબધે કોઇ જાતનું લહેણદેણુ કાઢે તો તે આ લેખથી રદ છે આ ફારગતી અમે અમારી રાજીખુશી ઈત્યાદિ લખી મતુ સાક્ષી કરાવવાં

## છેડાછુટકાની ફારગતી ( તલાકનામું. ) +

મીતી તલાક લેનાર સ્ત્રીનુ નામ, ગામ અને તે અમુકની દી-

---

× મેજીસ્ટ્રેટની રૂબરૂ પણ તલાકનામુ થઇ શકે છે જો તેમ હોય તો સ્ત્રી પુરૂષના કરાર એજ લેખમા થાય છે. પ્રથમ પુરૂષ કને લખાવે છે અને બાકી રહેલી લીટીથી સ્ત્રી પાસે લખાવી લઇને બન્નેનું મતુ કરાવે છે.

કરી, પછી તલાકનામું લખી આપનાર ધણીનું નામ અને ગામ વગેરે લખીને લખવું કે—જત તમો અમારાં પરણેત કે નાતરાનાં ધણીઆણી થાઓછો, પરંતુ આપણી વચ્ચે લાંબી મુદતથી અણબનાવ ચાલુ રહેવાને લીધે સંસાર વ્યવહાર સારી રીતે ચાલતો નથી. માટે આપણે માહો માહે સમજુત કરી આજથી આપણી વચ્ચેનો લગ્ન સબંધ તોડયો છે, હવે તમે બીજો ધણી કરો અગર ન કરો, તમા અમારા તથા અમારા વાલી વારસોનો દરદાવો નહિ. આપણા લગ્ન વખતે અમોએ તમોને પહેરામણીપેટે જે જણશો વગેરે ચઢાવેલુ તે સર્વે પાછુ લીધુ છે હવે પછી આપણે ધણીધણીઆણીનો સબંધ બીલકુલ રાખ્યો નથી અભરામ કુલ ન દાવા હોવાથી અમારો હાથ ઉઠાવીને આ છેડા છુટકાની ફારગતી લખી આપી છે તે અમારે કબુલ મંજુર છે. ઇત્યાદી લખી મતુ સાક્ષી કરાવવાં

***દાનપત્ર—( ધર્મપત્રીકા )**

મીતિ, દાન લેનારનુ નામ, ઠામ, વગેરે, પછી દાન આપનારનું નામ ઠામ વગેરે લખી લખવું કે-જત તમોને અમારી મિલ્કત અમુક કૃષ્ણાર્પણ આપી છે એ મિલ્કતની વિગત—જીલ્લો તાલુકો વગેરે ગીરો વેચાણ ખતની માફક હકીકત લખવી એવી વિગતે મિલ્કત અમુક તમોને ચંદ્રોકાળ સુધી દાન કરી છે અગર તુળસી પત્રે શ્રીકૃષ્ણાર્પણ આપી છે અને તેનો અસલ લેખ મીતિ અમુકનો

---

*કચ્છમા એને તુલસીપત્ર આપવાનું લખત કહે છે આ ફારગતી, અને દત્તકનામું વગેરે લેખમા મીતિ દસ્તાવેજને છેડે નાખે છે અ આરંભમા લી અમુક ગામના રહેનાર ફલાણા પછી તમામ ઇબારત લખાય છે.

તમારે સ્વાધીન કરી એ મિલ્કત તમારા કબજામા સોપી છે. માટે તમો તથા તમારા વાલી વારસો મન ચહાય તેવો ભોગવટો કરો. એ મિલ્કત ઉપર હવે અમારો તથા અમારા વાલીવારસોને દસ્તાવો પહોંચે નહિ. તેમ છતા કોઇ હેલો હરકત કરે તો તે આ લેખથી રદ છે એ મિલ્કત તદન સર્વ પ્રકારે બીન જોખમી તમને ધર્માદા આપી છે. આ ધર્મપત્રિકા અમે અમારી અક્કલ હોશિયારી ઇ. લખીને મતુ સાક્ષી કરાવવા.

## બક્ષીસપત્ર.

આ લેખ બક્ષીસ આપનાર લખી આપે છે. તેમા બક્ષીસ આપવાનુ કારણુ અને આપેલી મિલ્કતનું પૂરપૂરૂં વર્ણન લખીને લખાય છે કે એણી વિગત તેની મિલ્કત તમોને વંશપરંપરા બક્ષીસ આપી છે. અને તેનો અસલ લેખ અમુક મતિનો તમારે સ્વાધીન કરી એ મિલ્કત તમારા કબજા ભોગવટામા સોપી છે. એ મિલ્કત ઉપર સરકારી લાગત નીચે પ્રમાણે છે, એ પ્રમાણે જે લાગતો છે તે તથા હવે પછી જે થાય તે, તમારે ભરવી અમે આજ સુધી એ મિલ્કતના જેવા માલીક હતા તેવા માલીક તમો થયા છો.માટે તમો તથા તમારા વાલી વારસો તમારી મરજીમા આવે તેમ તેનો ભોગવટો કરો. એ મિલ્કત અમે બીજા કોઇને ગીરો ગીરો વેચાણ વગેરે હકથી આપેલી નથી. કદાચ કોઇ હકદાર પેદા થઇ તમને હેલો હરકત કરે તો તે આ બક્ષીસપત્રથી રદ છે સદરહુ મિલ્કત બીન જોખમી નકરી તમને બક્ષીસ આપી છે. આ બક્ષીસપત્ર અમે અમારી રાજી ઇ લખી મતુ સાક્ષી કરાવવા

## વારસનામુ ( દત્તકપત્ર ).

વિધવા સ્ત્રીને તેના ધણીએ વારસ કે દત્તક લેવાનો કરાર લખી આપ્યો હોય તોજ તે લેવાય જે છોકરાને દત્તક લેવો હોયતે તેના બાપને એકનો એક છોકરો ન હોવો જોઇએ એક કરતાં વધારે છોકરા હોય તો ઘણું કરીને મોટા કે છેક નાનાને દત્તક લઇ શકાય છે. એ લેખમા વારસ થનારની સાથે કેવા પ્રકારનુ સગપણ છે, તે, તથા તેના બાપદાદાનું નામ, જાત વગેર જણાવવુ. વીલમા તમામ મિલ્કતની વ્યવસ્થા પોતાની મિલ્કત કેટલી છે તેની સ્પષ્ટતા જણાવવામા આવે છે અને વારસનાંમામા, તે બધી વાત મોઘમ લખાય છે

મીતિ ( ) અમુક ગામના રહેનાર અમુક ઉમ્મર વરસ, તત્ પિતા અમુક, નાત અમુક ધંધો અમુક. જોગ લી અમુકગામ વાસી અમુક નાત ધંધો વગેરે જત હુ મારી રજાવદીથી કબૂલ કરૂંછું કે મારે પટે કંઇ સતાન નથી. અને તમે અમારા અમુક સબંધી છો, તેથી તમારા માબાપની મરજીથી તમોને અમારા વારસ કર્યા છે, કે દત્તક લીધા છે અમારૂ ઘર અમુક ઠેકાણે છે જે મધ્યે અમે રહીએ છીએ તે, તથા અમારૂ ઘરાણું ગાડુ, તથા લૂગડાલત્તાં તથા ઠામઠીકરા. તથા રાચરચીલુ, તથા પેટી પટારા, તથા લોઢું લાકડું, તથા લહેણદેણ, તથા ચિઠી * પત્રી તથા જેટલી સ્થાવર

---

* કચ્છમા એ શિવાય આટલુ વધારે લખાય છે—વાડી વજીફાખેતર પાધર, ઘરવાડા, ઝાડીઘોડા, ઢોરઢાખર, સામન સતર, રોકડ ઠીકરૂ, × + તેનો માલીક અમારો દત્તકપુત્ર છે, તે જીવતા અમારૂ ઘડપણ પાળે ન ગો ત્રર્ગ પુગ થયે અમારી ઉત્તરક્રિયા કરી સ્વર્ગ લોક પહોચાડે

જંગમ મિલ્કત અમારી પોતાની તથા અમારા બાપદાદાની ( બાઈ લખનાર હોય તો ધણીની તથા સસરાની ) હોય તે બધી આજથી તમોને સોંપીને અમારા વારસ કર્યા છે. માટે હવેથી અમારી તમામ મિલ્કત ઉપર તમારા શિવાય બીજા કોઇનો દરદાવો નહિ. તમારે અમોને જીવતા સુધી પાળવાં, અને અમારે દેહાત થયેથી અમારી ઉત્તર ક્રિયા વગેરે કરીને અમને દેવલોક પહોંચાડવાં. આ વારસ નામું અમોએ અમારી રાજી રજાવદીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે તે પોતાના ધર્મથી પાળીએ. પછી મતુ સાક્ષી કરાવવાં.

### વીલ.

આ દેહ ક્ષણભંગુર છે. ઘડી પછી શું થશે તેની ખબર આપણને નથી. માટે સમજુ પુરૂષો પોતાની હયાતી પછી સંચય કરેલી માલ મિલ્કતનુ એકંદર તારણ તારણ કરી પોતાની હયાતી પછી તેનો ભોગવટો કોણ, કેવી રીતે કરવો તેની લેખી વ્યવસ્થા અગાઉથી કરી રાખે છે. અને એવી રીતે કરેલા લેખને- **વીલ મૃત્યુપત્ર, વ્યવસ્થાપત્ર** કે **વસિયાતનામુ** કહે છે નિર્વંશ માણસોજ પોતાની મિલ્કતનુ વીલ કરે એમ નહિ પણ માણસ પનોતો હોય અને પરિવાર બાલ્યાવસ્થામા કે અજ્ઞાન હોય તો, નિ-ર્વંસ હોય તો, અથવા પોતાનો પરિવાર હોય તેમને કોઇ રીતનો વિરોધ થવાની ધાસ્તી હોયતો વીલ કરવામા આવે છે વીલ એક કરતા વધુ માણસના નામનું થઇ શકતુ નથી

કાયદામા ઠરાવેલી પુખ્ત ઉમ્મરે પહોચેલો દરેક સખ્સ વીલ કરી શકે છે. અને તે મરજીમા આવે ત્યારે રદ પણ કરી શકે છે.

એક કરતાં વધારે માણસના નામનું વીલ થઇ શકતું નથી. સાદા કાગળ ઉપર શાહી કે પેન્સિલથી કરેલું વસિયતનામું ચાલી શકે છે. માત્ર તે કરનારે એના ઉપર પોતાની સહી કે નિશાન કરેલું હોવુ જોઇએ, અથવા તેની ફરમાશથી બીજા કોઇ ગૃહસ્થે તેની હાજરીમા સહી કરવી જોઇએ. જેની રૂબરૂમાં આ લેખ બન્યો હોય એવા એટલે નજરે જોનારા બે સાક્ષીદારોની સાખ તેમાં અવશ્યે થવીજ જોઇએ. સાખ કરનારા સખ્સને તેને પોતાને, ની બાયડીને, અથવા મરનારને વસિયતનામાથી કંઇ લાભ થતો હોય તો તેટલા માટે તે વસિયતનામું ખોટું થઇ જતું નથી, પણ જેને તે લાભ મળવાનો છે તેને તે મળી શકતો નથી. માટે એ લેખની સલામતીને કઇ જોખમ થવાનો ભય હોય તો તે રજીષ્ટર કરાવવું. રજીષ્ટર ન કરાવે તો તેમા ગુન્હો નથી.

વીલ લખવાનો ઉપક્રમ ૧ વીલ કરનારનુ નામ, જાત ઉમ્મર અને ગામ. ૨ વીલનું કારણ. ૩ મિલ્કત ઉપર બીજાનો હક છે કે નહિ. મિલકતનુ વર્ણન પૂરેપુરૂં. ૪ ભોગવટો કરનારનું સગપણ અથવા સબધ અને તેણે તે કેવી રીતે કરવો. ૫ દેહાત થયા પછી ક્રિયાખરચ, પોતાના કુટુબ સબધી ખરચ. પુણ્યદાનની રકમ, અને વારસ થનાર સિવાય બીજા કોઇને કંઇ મિલ્કત આપવા ધારી હોય તો તેની વિગત લખવી. ૬ મીતિ, સહી કરવી અને સાક્ષી કરાવવી.

## વીલ ( વસીયાતનામુ. )

હુ ફલાણા ફલાણા, નાતે અમુક છુ, મારી ઉમ્મર વરસની છે, હું તાલુકે અમુકનુ ગામ મોજે અમુક ઠેકાણે રહુ છુ. ધધો અમુક છે. જાત હું આ લેખથી વીલનો દસ્તાવેજ કરૂં છુ. કારણ કે મારી વૃદ્ધા-

વસ્થા થઇ છે. અને મરવું જીવવું એતો શ્રીહરિને હાથ છે પરંતુ માણુસની દેહ ક્ષણભંગુર હોવાથી તેનો ભરોસો નથી, તેમ મારી તબિયત સરી રહેતી નથી, માટે મારી હયાતી પછી મારી માલ મિલ્કત બાબત ટંટો ફીસાદ ન થવા માટે આ વીલપત્ર કરૂ છુ અને તે પ્રમાણે વહિવટ કરવાને હું માલિક મુખત્યાર છુ.

મારે પેટે કાંઇ ફરજંદ નથી. મારા પિત્રાઇઓ છે તેઓની સાથે ઘણી લાંબી મુદત થયા માલ મિલ્કતની વહેંચણ થઇ વિભાગ પડેલા છે. વળી મારા અમુક અમક સગા છે તેમને મારે કંઇક આપવું જોઇએ, પણ એ લોકોએ મારી જરાએ સંભાળ લીધી નથી, તથા તેઓ પાસે બે પૈસાની આસ્થા છે; તેથી તેઓનો મારી મિલ્કત ઉપર હક નથી. કદાચ તેઓ દરદાવો કરે તો આ વીલની રદ થાય સહી.

મારી સ્થાવર જંગમ મિલ્કત છે તેની વિગત.

अ રોકડ રકમ. ( પેટામા ફોડ લખવી. )

ब દાગીના ( ,, )

क સ્થાવર જમીન—ઘર અને બીજાં મકાન જીલ્લે અમુક તાલુકે અમુકનું ગામ મોજે અમુકની અંદર અમુક સ્થળે લંબાઇ પહોળાઇ, ઇમલા અને અતુરસીમા

ड સ્થાવરજમીન—ખેતરાદિવિગત ઉપર પ્રમાણે સર્વેનંબરઅમુકનાગા

इ એ સિવાય બીજી આદાશ અમુક બાબતની અમુક રકમથી આવે છે તે માસિક કે વાર્ષિક.

फ લહેણી રકમ—( સરવાયા કે બીજા હિસાબ મુજબ )

ज દેવી રકમ—( ,,

ઉપર પ્રમાણે મારી સ્થાવર તથા જંગમ મિલ્કત છે. તથા ખાતાની રૂઇથી જે લહેણદેણ છે તે મિલ્કતનો જીવતાં સુધી હું માલીક છુ. અને મારા ગુજરી ગયા પછી એ મિલ્કતની માલીકમારી સ્ત્રી નામે ફલાણી છે તે છે. અગર મારા અમુક સગાનો દીકરો નામે ફલાણો રહેવાસી તાલુકે અમુકનું ગામ મોજે અમુકનો જે છે તે છે. એ માણસ અમારી સાથે રહીને અમારી ચાકરી સારી રીતે કરે છે, તથા હવે પછી પણ કરશે એવો અમને સંપુર્ણ ભરોસો છે માટે અમારા ગુજર્યા બાદ સદરહુ ( નામ લખવુ ) એ અમારી સ્થાવર જંગમ મિલ્કતો પોતાના કબજામા લઇ માલકીપણાના હકથી પોતાની મરજીમુજબ વહીવટ કરે તેમા તેને કોઈ થકી હરકત થાય નહિ મારો દેહ પડે મને અવલ મજલ પહોચાડી ઉત્તરક્રિયા ખરચ નીચે મુજબ કારવા. ( વિગત લખવી. )

મારી ધણીઆણી નામે અમુક હાલ હયાત છે તેઓ જીવે ત્યા સુધી તેમની એણે પુત્રવત બરદાસ લેવી અને તેઓ ગુજરી જાય ત્યારે તેમને અવલ મજન પહોચાડી ઉત્તર ક્રિયા ખરખ નીચે મુજબ કરવો. ( વિગત લખવી. )

શિવાય ન્યાત રિવાજ પ્રમાણે નીચેની વિગતે બન્ને જણ પાછળ કારજમા, અને માસિક, છમાસિક, વરસી ખરચ, તથા ઋતુવાર ફળફળાદિના લહાણાનો ખરચ કરવો, અને દર વર્ષે શ્રાદ્ધ સંવત્સરી પણ કરવી.

અમો દરેકના દેહાત પાછળ નીચે પ્રમાણે દાન કરવુ ૧ ધર્માદા, ૨ દેવસ્થાનમા ભેટ. ૩ ખોડાં ઢોર, એટલે પાંજરાપોળને

ઘાસ દાણો, ૪ કબુતરને જુવાર, ૫ ગરીબોને અન્નવસ્ત્રઆદિ દાન, ૬ બ્રાહ્મણોને ભોજન અને દક્ષિણા, ૭ વિદ્યાર્થીઓને ઉત્તેજન, ૮ સદાવ્રતમાં રકમ, ૯ નિરાશ્રિતફંડમાં મદદ, ૧૦ નવાગૃ કે ધર્મશાળા સબંધી ખરચ, અને ૧૧ બહેન ભાણેજ તથા બીજા કોઇને આપવાની રકમ.

આ મારૂં છેલું વીલ છે. મેં એની પહેલા એકે વીલ કરેલું નથી. તેમ છતા તે કરેલા હોય તો આ વીલથી રદ કરૂ છું. આ વીલ મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી કર્યું છે. તે અમારે તથા અમારા વાલીવારસોને તથા અમામારા વકીલ મુખ્યારોને કબુલ મજુર છે.

વીલ કરનારની સહી (સાક્ષી.)

૨ (વહેચણ પત્રરૂપે.)

લી. ફલાણા જાતે અમુક ઉમ્મર વરસ આટલાની વ વો અમુક—રહેવાસી ગામ અમુકનો જત અમારે આટલા દીકરા નામે ફલાણા ફલાણા છે તથા દીકરી નામે ફલાણી છે અને અમારી સ્ત્રી નામે અમુક હયાત છે કે મરી ગઇ છે. તેઓ બધાની વચ્ચે તકરાર થવા પામે નહિ તે સારૂ હું પોતાની મિલકતનુ છેલુ વીલ આ પ્રમાણે કરૂં છું. ૧ મારી કુલ માલ મિલ્કત છે તની વિગત નીચે પ્રમાણે. ( જે હોય તે લખવી—)

૧ ચિરંજીવ અમુકને નીચે મુજબ આપવું

૨ ચિરંજીવ અમુકને નીચે મુજબ આપવુ

વિગત લખવી એ પ્રમાણે તમામ છોકરા છોકરીની વિગત લખવી પ્રથમના દીકરા અમુક અમુકના વડવહેવાર તથા લગ્ન

ખરચ કાઢેલાં છે. અને અમુકનાં કાઢેલાં નથી માટે બીજાઓ કરતા તેમને આટલી રકમ વધારે આપવાની ઠરાવું છું. એ રીતે મારી મિલ્કતની વ્યવસ્થા કરી. ઉપર લખી માલ મિલ્કત શિવાય જો કોઇ માલ મિલ્કત મારી ચુકથી રહી ગયેલી જણાય તો મારા દીકરાઓએ સરખે ભાગે વહેચી લેવી. મારા મરણ પછી મારો દિવસ પાણી મારી આબરૂ પ્રમાણે સો છોકરાએ મળી કરવો. અને પેઢી ઉતાર ચાલુ આવેલો ખરચ હું જે પ્રમાણે કરતો હતો તે પ્રમાણે મારા દીકરાઓએ એકેક વરસ કરવો. આ વીલ મે મારી રાજીખુશીથી તથા અક્કલ હોશિયારીથી લખી આપ્યુ છે તે અમારે કબુલ છે. મીતિ—

૧ ( વીલ કરનારનું મતુ. ) ૧ ( સાક્ષી. ) ૧

## વિમા વિષે.

સલામતીના અર્થેજમા કોઇ માણસ વગર ધારેલી અથવા અદૃષ્ટાધિન વાતથી તોટો આવે, અથવા નુકસાન લાગે, અથવા કઈ પેચ આવે, તેનું જોખમ બીજાને માથેથી ઉતારવાનું જે કોઇ દસ્તાવેજ ઉપરથી કબુલ કરે છે તેને વિમાનો લેખ કહે છે.

ત્રણ પ્રકારના વિમા પ્રસિદ્ધ છે. માલનો, ઇમારતનો અને જીંદગીનો.

વહાણ તથા આગબોટ મારફતે જનારા માલને દરિયાઇ તોફાનથી, આગગાડીને રસ્તે જનારા રૂં જેવા માલને આગથી અને પોષ્ટમા રવાના થનારી કીમતી ચીજો ગેરવલ્લે પડવાથી નુકસાન લાગવાનો સંભવ હોવાથી નુકસાની ભોગવવી પડે નહિ, માટે વિમો ઉતરાવવામા આવે છે,

જળ માર્ગનો વિમો ઉતારવાનુ કામ જો એકજ વ્યક્તિને માથે હોય તો લખનારમા તેનું નામ લખાય છે પરંતુ એક કરતાં વધારે ભાગદાર હોય તો લખનારમા વિમાવાળા મહાજન સમસ્ત, એમ લખાય છે, અને સહી કરતી વખતે દરેક વ્યકિત પોતપોતાનો હીસ્સો જણાવી વિમાના જોખમથી કબુલત આપે છે.

## માલના વિમાનો લેખ.

સ. ૧૯૫૦ ના જેઠ વદ ૯ ને વાર બુધે અંગ્રેજી સન ૧૮૯૪ ના દિને જીલ્લે ભરૂચ તાલુકે ભરૂચ કસ્બે ભરૂચ બંદરના રહેનારના દેસાઇ શભુલાલ દામોદર—જોગ લી. એક બંદરવાસી વિમાવાળા ૧. વેપારી ચુનીલાલ સાકરલાલ જત વિમો. રૂ. ૧૦૦૦ ( અકે એક હજારનો શ્રીભરૂચ બંદરેથી ચાલતો શ્રીમુંબાઇ બંદર સુધીનો બતેલો નામે લાભસવાઇ તંડેલ લાલા મગળ ધણી શ્યામજી દામજી વાળા મધ્યે ધઉની ગુણુ નગ ૧૦૦ ) સો ઉપર કર્યો છે તે શ્રી ભરૂચ બંદરના ફુરજેથી આ ખતમા મતુ કર્યા પછી નાગર ( લોચારી ) ઉપડે જોખમ કબુલ છે તે શ્રીમુબાઇ બંદરે નાગર મૂકે જોખમ ઉતરે. એ વહાણુ મધ્યે માલ ભીજે, ખારવા ચોરી કરે, કરાણી ખાઈ જાય, દીવાન દખલ થાય, તથા તવાઇ ખરચ બેસે એ સર્વે માલ ધણીને શીર છે. વિમાવાળા વેપારીને શીર સબંધ નહિ. વરાડ વામણી સેકડે ટકા દશ લેખે પડે ત્યા સુધી માલધણીને શીર છે. તેથી વરાડ વધારે પડે તો રૂ, ૧૦૦ ( સો કાપીને બાકીના રહ્યા તે શ્રી મુંબાઇ બંદરના વેપારીની મેજર [1] આવ્યા

---

૧ કચ્છમા તેને જોખમી કહે છે. અને માલ ચઢવાના બંદરને પુરત અમુક બંદરેના અમુક ખાડેથી લખે છે.

પછી મુદત માસ બેની કબ્જારજાએ સત એકે ટકા ૯૧ લેખે. મુદત માસ બેની સલામતી દર રૂ. ૩) લેખે દલાલ પ્રાણજીવનદાસ લલ્લુભાઇ મારફત.

લી. ચુનીલાલ સાકરલાલ જત જત વિમો રૂ. ૧૦૦૦ અંકે એક હજારનો કબુલ છે દા પોતે.

## આગના વિમા વિષે.

ઇમારતો ઉપર આગનો વિમો ઉતરી શકે છે. માટે જે મકાન અથવા કારખાનનાનો વિમો ઉતરાવવો હોય તેનો નકશો, ઇમારત ઉભી કરતા થયલા ખરચ, તેની અંદર રહેલા સરસામાનની પૂરેપૂરી યાદી સાથે કીમત આકીને વિમો ઉતરાવવો પડેછે અને એ પ્રમાણે વિમો કર્યા પછી જે જે નવીન વધારો કરવામા આવે અથવા નવીન માલ લાવી ગોઠવવામા આવે તે વખતો વખત કીમત સાથે જાહેર કરવુ જોઇએ. એ પ્રમાણે જાહેર કર્યું ન હોય તો નુકસાની વખતે વધારાની રકમ મજરે મળતી નથી. **વિમાની રકમ ક્યારે ન મળે**—મિલકતની ચતુર દિશાનું વર્ણન ખોટું હોય, ઇમારતના ખરચ સબધી કે બીજી જંગમ મિલ્કતની ખરીદીનો આકડો ખાત્રી લાયક ન હોય, એકના એક મકાનનો એકથી વધારે કંપનીમાં વિમો ઉતરાવીને દરેક સ્થળે અગાઉથી ખબર આપી ન હોય, પડોશમાં આગ લાગે ત્યારે વિમાવાળી મિલ્કતનો કાળજીપૂર્વક બચાવ કરે નહિ, વિમાવાળી મિલ્કતને નુકસાન પહોચે તે સમયે વિમો રાખનારના માણસોને અદર ન જવા દે, વીલ અથવા કાયદાની રૂએ વિમાવાળી મિલ્કત બીજાના સ્વાધીનમા ન ગઇ હોય, અને આવી હોય તો કપની તરફથી મજુર થઈ ન હોય, ઘરમાં

ગરમી ઉત્પન્ન થાય એવી વસ્તુઓ રાખી હોય અને તેની ખબર કંપનીને ન આપી હોય ઈત્યાદિ પ્રસગે વિમાનીરકમ મળતી નથી.

## જીંદગીના વિમા વિષે.

સાધારણ સ્થિતિના લોકોનો ઘણો ભાગ પૈસા સાચવી સંઘરી શકનો નથી. ઘણા લોકો એવો સંગ્રહ કરવાને કોશીશ કરેછે પણ સેંકડો અડચણોને લીધે તેમ થઇ શકતુ નથી. મોત કઇ ઘડીએ આવી ઉભુ રહેશે, તે કોઇ જાણતુ નથી, અને અચાનક મોત જ્યારે હલ્લો કરેછે, ત્યારે તેવા સખ્સો ઉપર પોષણનો આધાર રાખનાર બૈરી છોકરાં કેવી દુર્દશામા આવી પડે છે તે સૌના જાણવામા છે. આ ખરાબી અટકાવવાને સઘળા સુધરેલા દેશમા માણસની જીદગીના વિમા ઉતારવાની પદ્ધતિ દાખલ થઇ છે.

આ હકીકત સબંધે વિચાર કરતાં એમ માલુમ પડે છે કે તે બહુ લાભકારી છે. ઘણા લોકો પૈસા બચાવી સગ્રહ કરવાનો વિચાર કરે છે પણ તે અમલમા લાવી શકાતા નથી. પરંતુ શકિતના પ્રમાણમાં વિમો ઉતરાવ્યો હોય તો વિમાનો દર ભરવાને માટે કંઈ પણ બચાવવાની તેને ફરજ પડે છે. બેકમા અગર બીજે ઠેકાણે મુકેલા રૂપિયા ઉપાડી વાપરી નાંખવાની લાલચ થાય છે, પણ વિમમા તેમ થઇ શકતું નથી.

**મેરીડ વુમન્સ પ્રોપરટી એકટ** નામે એક કાયદો છે, તેમા એવુ ઠરાવેલું છે કે સ્ત્રી પુત્રને નામે નોધાવેલી વિમાની રકમ ઉપર વિમો ઉતરાવનારના માગનારનો અગર બીજાકોઇનો હક પહોચતો નથી.

વિમો ઉતરાવીને ઠરાવેલો દર ભર્યા પછી બીજેજ દહાડે કે ગમે તે મુદતે વિમો ઉતરાવનારનુ મરણ થાય તોપણ વિમાની રકમ

પૂરેપૂરી બૈરી છોકરાંને મળે છે, કેટલેક સ્થળે તો એવી પણ છુટ હોય છે કે વિમો ઉતરાવનાર અમુક મુદત પછી કે તુરતાતુરત આપઘાત કરે તો પણ તેના કુટુંબને ઠરાવેલી રકમ મળે છે.

## વિમો ઉતરાવવાના પ્રકાર.

૧ પોતાની જીંદગી પહોચે ત્યા સુધી દર વર્ષે હફ્તો ભરવાના ઠરાવથી વિમો ઉતરાવી શકાય છે

૨. ફક્ત પાચ, દસ, પંદર, વીસ, પચીસ, કે ત્રીસ વર્ષની મુદત સુધી વિમાના હફ્તા ભરવાની સરતે વિમો ઉતરાવી શકાયછે.

૩. ૫૦, ૫૫, કે ૬૦ વર્ષની ઉમર થતાં સુધી હફ્તા ભરવા, પછી હયાતિ હોય તો પોતાને વિમાના રૂપિયા મળે, અને વહેલું મરણ થાય તો વારસોને એ રકમ મળે એવી સરતથી પણ વિમો ઉતારાવી શકાય છે.

૫. મરણ થયા બાદ સાર્વજનિક કામમા અમુક રકમ આપવાના કરાર ઉપર પણ વિમો થઇ શકે છે.

વળી બૈરી છોકરાને પેનશન મળે, છોકરાને તેની અમુક ઉમ્મરે અથવા લગ્ન પ્રસગે કે જનોઇ તકે કાંઇ રકમ મળે, અમુક રકમ ભરવાથી પોતાને વૃદ્ધાવસ્થામા દરવર્ષે ૭ છ મહિને કે ત્રણ ત્રણ માસે અમુક પેન્શન મળે, એમ અનેક પ્રકારે જીદગીનો વિમો થઇ શકે છે દેહનો ભરોસો નહિ હોવાથી જેઓ ઉંચી કેળવણી પાછળ કરેલો ખરચ માથે પડવાની ધાસ્તી રાખતા હોય તેમણે વિમાની રીત પસદ કરવી જોઇએ.

## જીંદગીના વીમાનાં નાણાં ક્યારે ડુબે.

૧. દાખલ કરેલી ઉમ્મર ખોટી હોય, અને જન્મોતરી અથવા

## વિમાનો લેખ.

ખાત્રી લાયક દાખલાથી ખાતર નિશા કરી આપી ન હોય. ૨ શારીરિક સ્થિતિના સંબંધમા આપેલો ખુલાસો ખોટો હોય કે [illegible] માટે પાછળથી શંકા પેદા થાય અને તે ખરો પડે તો વિમાનાં નાણાં ડુબે.

વિમો ઉતરાવનારે દસ્તાવેજની પાછળ પોતાના હાથ દસ્કતથી બીજાને નાણું આપવાને લખી આપ્યું નહોય અગર કાયદા પ્રમાણે તેના વારસોએ વારસાનુ સર્ટિફ્કિટ મેળવ્યું ન હોય તો નાણુ મળતા વાર થાય છે.

ફલાણા ફલાણા, હાલ રહેવાસી ગામ અમુક, ધધો અમુક આવતી વરસ ગાંઠને દિવસે ઉમ્મર આટલો એમનો વિમો ઉતારવામા આવે છે. તેમણે અમુક કપની સાથે પોતાની જીદગી ઉપર રૂ. આટલાનો વિમો ઉતારવાને દસ્તાવેજ મીતિ અમુકનો પોતાની સહી કરી મોકલ્યો છે તે ઉપરથી એવુ જણાય છેકે સદરહું વિમો ઉતરાવનારની આવતી જન્મ ગાઠે આટલા વર્ષ ઉપરાત થશે નહિ, અને તેમાં પહેલાની તથા હાલની તનદુરસ્તીની હાલત, તથા જીદગી સંબધી હેવાલ દર્શાવ્યો છે એ દસ્તાવેજ તથા તેને લગતો અમારી કંપનીએ પસંદ કરલા વૈદ્યની આગળ કરેલો પોતાની સહી સાથેનો લેખ આ કપની અને તેમની વચ્ચેના કરાર છે.

સદરહુ વિમો ઉતરાવનારે સદર કંપનીની અમુક ઠેકાણાની દુકાનમાં રૂ. આટલા તા.—માહે—સન—ના રોજથી તા.—માહે—સન સુધીના હપ્તામા ભરેલા છે. માટે આ દસ્તાવેજથી એવુ સાબીત થાય છે કે એ વિમો ઉતરાવનાર તા—માહે—સન—ને રોજ ( એટલે હપ્તાની મુદત ની તારીખે ) અથવા તે પહેલાં ગુજરી જાય તો,

અથવા એ પછી જીવતો રહે અને તે અથવા તેના વાલી વારસો તા—માહે—સને મજકૂર અને પછીના દરેક વરસમાં વિમો ઉતરાવનાર જીવતો રહે ત્યાં શુધી કંપનીની અમુક ઠેકાણાની દુકાને અમુકમાસે માસે હપ્તાના રૂ આટલા ભર્યા કરે. તો વિમો ઉતરાવનારના મૃત્યુની ખાતરી થયેથી વિમાના નાણાં વિમો ઉતરાવનારના વાલીવારસો કે વ્યવસ્થાપકોને આપવાની તજવીજ થશે, પણ વિમો ઉતરાવનાર જેમ જેમ હપ્તો થાય તેમ તેમ આપવાને અથવા માફીના દહાડાની અંદર ભરવાને ચૂકશે તો માત્ર તેણે જેટલા રૂ૦ ભર્યા હસે તેના પ્રમાણમા નાણું આપવામાં આવશે. વળી ગમે તેટલા હપ્તા ભર્યા. પછી વિમો ઉતરાવનારની મરજી વિમો બંધ કરવાની હશે તોઅને ભરેલી રકમની આપેલી પાવતી રજુ કરશે તો એ રકમના સેંકડો પાત્રીસ ટકા પાછા આપવામા આવશે. અત્રે એવી રીતે પૈસા આપ્યા એટલે કપની ઉતરાવેલા વિમામાની ,દાખલ થયેલી રકમને માટે સઘળા દાવાથી મુકત ;થશે વળી વિમાની રકમ આપવામાં એવી ચોખ્ખી સરત છે કે આમા આગળ કહેલું કોઈ લખાણ કે કબૂલતમાં જણાવેલી વાત ખોટી હોય, અથવા આ ઉપથી વિમો ઉતરાવેલો તે કોઈ પણ પ્રકારે ખોટી હકીકત બનાવીને, છુપાવીને કે કોઇ પણ જાતનું જુઠાણું વાપરીને કરી હોય, અથવા આ લેખમા લખેલી તારીખથી એક વરસની અદર વિમો ઉતરાવનાર આપઘાત કરશે તો આ દસ્તાવેજ રદ થશે. અને તેના સંબધમાં ભરેલા નાણાઅ- મારી કંપનીને નામે જમા કરી લેવામાં આવશે. પણ આપઘાતના સબધમા આ દસ્તાવેજ જો બીજાના લાભમા સહી સાથે કરીઆપ્યો હશે તો તેમા સહી થયા તારીખથી તેના લાભ પુરતી રકમ રદ

બાતલ ગણાશે નહિ. આ નિમો દરેક વખતે અને દરેક બાબતમાં કંપનીના અમુક સાલના અમુક માસમાં થયેલા ઠરાવમા બતાવેલા ધારા પ્રમાણે અને સરતોને આધારે રહેશે—આ અમુક દસ્તાવેજમા કંપનીનો શિક્કો તારીખ ફલાણીને રોજ કરી આપવામા આવ્યોછે.

( તપાસનારની સહી. ) ( ડીરેક્ટરનીસહી )

( દાખલ કરનારની સહી ) ( મેનેજરની સહી. )

( ઈત્યાદિ વધારે સમજુતી માટે તેનો અસલ લેખજુઓ. )

## કરાર અને ઠરાવ વીષે

અમુક સરતે કબૂલત આપવી અથવા વચનથી બધાવું તેને કરાર કહેછે અને હરકોઇ વાતમા પડેલા વાધાનો નિશ્ચય કે નિર્ણય કરવો તેને ઠરાવ કે ફેસલો કહે છે. કરાર આક્ટમાં લખે છે કેજે કબૂલત કાયદાથી અમલમા લાવી શકાય છે તેને કરાર કહેછે અન્ન વસ્ત્ર આપવાનો, સ્થાવર મિલ્કતનો ભોગવટો કરવાનો મુકરર કરેલું કામ આપેલી વ્યવસ્થા પ્રમાણે નિયમિત મુદતમાં કરવાનો અને એવા બીજી પ્રકારના કરાર થઈ શકે છે. અને તેમા ઉભય પક્ષની કબૂલત પ્રમાણે બાબત લખાય છે.

### ૧ અન્નવસ્ત્ર આપવાનો કરાર.

સ. ( ) મીતિ દીને ૧ સૌ. ફલાણી. જોગ લી. ફલાણા ફલાણા. જત તમે અમારાં ૨ ધણિયાણી છો. પરતુ આપણીવચ્ચે બનતી ૩ રાસ નહિ આવ્યાથી તમે અમારાથી જુદાં રહોછો. માટે તમારા ખરચને માટે તમારી હયાતિ સુધી અમો તમને દર સાલ ૪

૧. વરસની કુલ રકમથી બારપટ ઉપર અને વશ પરપરાના

રૂ. આટલા આપીશું.તેમાંથી તમારે પોતાનું ગુજરાન નભાવવું. એ રૂા વરસો વરસ અમુક તિથિએ આપીએ ના આપીએ તો તમો અમારી જાતથી તથા બીજી માલમિલ્કતથી વસૂલ કરી લ્યો તેમા હરકત કરીએ નહિ. તમારી વર્તણુકની વ્યભિચાર વગેરે એબકારક સાબીતી મજેથી અપાતી રકમ બંધ કરવા અમને અધિકાર છે. આ કરાર અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હોશિયારીથી તવા સાફ દીલથી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબુલ છે ઇ૦ લખીને મતુ સાક્ષી કરાવવાં—

---

કે અનિર્યામિત મુદતની હોય તો વીસ પટ ઉપર અગાઉ ખત પ્રમાણે સ્ટાંપ. * સ્ત્રી પુરૂષનો સંબંધ ન હોયતો જેવો સંબંધ હોય તેવુ લખવુ. જો લખી આપનાર સ્ત્રીનો સ્વામી ન હોય અને દત્તક હોય તોએવુ લખે કે તમારા ધણી અમુકને પુત્ર સંતાન ન હોવાથી તેઓએમને કરી આપેલા વીલના આધારે તેમની મિલ્કત અમારા સ્વાધીનમા છે અને તેજ વીલમા જણાવ્યું છે કે તમારે મારી સાથે રહેવું, અને અમારે તમારો સર્વ પ્રકારનો ખરચ પુરો કરવો પરંતુ અમારી ભેગા રહેવાની ઇચ્છા નથી માટે તમારી હયાતિ સુધી તમારા ખાધા ખરચ વગેરે બાબતના રૂા. આટલા દરસાલ અમારે આપવા ઇ૦ લખનાર તરીકે પુત્રજ હોય તો લખે—કે તમો અમારી ગંગારૂપ માતુશ્રી છો ઘરમા કજીઓ થવા ન પામે માટે જુદા રહોછો તો અમે તમને દરસાલ રૂા પ્રમાણે ખરચ આપીશું ઇ૦—

૨ જો નાતરાનો રિવાજ હોયતો પરણેત કે નાતરાની તેની સ્પષ્ટતા કરવી—૩ બનતી પાંતિ નાવ્યાથી કે મીનોકેશ ચાલવાથી—૪

## ઉધડું કામ કરવા આપ્યાનો કરાર (કંત્રાકટ)

દસ્તાવેજ લખવાની પેઠે મીતિ વગેરે લખી લખવું. તમારૂં અમુક રીતે આપવાનો કરાર કરેલો છે તે પ્રમાણે તૈયાર કરી આપીએ, અને તે પુરૂં થયે મહેનત તથા માલ ખરચના રૂા. આટલા લઈએ. આ કામ અમુક તિથિએ તૈયાર કરીને સોંપીએ જો તે અવધમાં ન આપીએ તો અમે તેની નુકશાની તમોને ભરી આપીએ; અથવા બાંધેલી મુદત ઉપરાંત જે દિવસ વધારે થાય તે દિવસનું દરરોજના આટલા રૂ. લેખે નુકસાન ભરી આપીએ. એ કામને અંગે અમુક અમુક સામાન જોઇશે તે અમે પોતાને ખરચે લાવીશુ. હાલ તેના બાના પેટે રૂા. આટલા લીધા છે કે આપ્યા છે તે કામ પુરૂ થયેથી હિસાબમાં સમજીશું. ઇ. લખીને કત્રાકટ રાખનારનું મતુ વગેરે કરાવી લેવું.

### પંત્યાળાના લેખ વિષે.

સહિયારા વેપાર સબધે કરેલા દસ્તાવેજને પંત્યાળાનો લેખ

---

બનતા સુધી સારા માણુસો તને ત્યા આવા કરાર થતાજ નથી એ બાબતમા નાતનો ઠરાવ હોય છે. તે પ્રમાણે અપાય છે તેમ છતા વાધો હોય તો આ ખરચના રૂા. ઉપરાત પલ્લાની રકમનો ભોગવટો બાઈ કરે કે નહીં, તે કોને ત્યા છે અથવા તેમાથી કેટલી જાતના દાગીના કેટલી રકમના છે, તેને જાત્રા કરવી હોય તો એ ખરચ શેમાથી કરે એ વગેરે બાબતના ખુલાસા પણ લખાય છે. વળી હરકત પડે ફરિયાદિ કરવી પડે તો તેના ખરચ સાથે નાણુા લેવાનુ લખાય છે.

કહે છે, તેમાં દરેક ભાગદારની રકમ તથા તેમને માથે નાખેલા કામની વિગત અને દુકાનના વહિવટને લાગતા કરાર લખાય છે.

મીતિ પછી તમામ ભાગદારોના નામ, જાત ઉમ્મર ધંધો તથા ગામ લખવા જત આપણે આટલા જણ મળીને કરાર કરીએ છીએ કે અમુક જગાએ અમુક વેપાર કરવાને આટલી દુકાન ઉઘાડી છે. તે દુકાનને અંગે નાણાની જે રકમ જોઇએ તે આપણે સરખે હિસ્સે આપીએ, અને તેમાં સાલ આખરે નફો થાય તે સરખે ભાગે અથવા રકમના પ્રમાણમા વહેચી લઇએ. એ દુકાન ખાતે કાગળ પત્રનો વ્યવહાર અમુકના નામથી કરવો દુકાનનો હિસાબ હરકોઇ ભાગદારની મરજીમા આવે ત્યારે તપાસવાની છુટ છે નવીન વેપાર કરવો હોય ત્યારે ભાગીદારોની સલાહથી વધારે મને કરવો, દુકાનમા જે નફો થાય તેનો અમુક ભાગ ધર્માદા વાપરવો .એનો હિસાબ રાખવાનું કામ અમુકે કરવું. અને શિલક તથા ચોપડા રાખવા. અમુકે ત તપાસવું દર મહિને કાચું સરવાયુ કાઢવું બનતા સુધી રોકડેથી વેપાર કરવો. દુકાનનુ ભાડુ ગુમાસ્તી ખરચ, તથા બીજો પરચુરણ ખરચ દુકાનના વટાવ ખાતામાથી કરવો. અમુક મુદત સુધી દુકાન ચલાવતા નફો માલમ પડે તો તેના અંગે બીજી જાતના વેપાર વધારવા, અને તોટો જણાય તો દુકાન બંધ કરી, જેના તેના ખાતા સરભર કરવા હિસાબ પતવતી વખતે દુકાન ખાતે જે માલ હોય તેનો વકરો કરી નાખવો, અથવા ઉછામણી કરવી અને જે ઉપજે તે લહેણદારોને આપવું તે આપતા લહેણ-દારની રકમ દેવી રહે તો દુકાનના ભંડોળમાથી હિસ્સા પ્રમાણે આપવુ, અને તેમ કરતા પણ કરજ રહે તો તેને માટે દરેક ભાગ-

દારની સર્વ મીલકત તથા તેમના વાલી વારસો જોખમદાર છે, જે ભાગદારને દુકાનમાથી પોતાનો હિસ્સો ઉઠાવી લેવાની મરજી હોય તેમણે એક માસ આગળથી ખબર આપવી, એટલે દુકાનનો હિસાબ તપાસી તેમનુ ખાતુ ચુકવી આપવામા આવશે અથવા બાધેલી મુદતમાં કોઇ પોતાનો ભાગ ઉઠાવશે તો તેમને આપેલી રકમના સેકડે આટલા ટકા નુકસાન પડશે. દુકાનની મુડીમાંથી કોઇપણ રકમ ખાનગી કામે વાપરવાનો કોઇને હક નથી. દુકાનના નાણાનો ગેરઉપયોગ કે માલ ઉચાપત કરનાર ભાગદાર ઉપર ફરિયાદ કરવી પડે તો તેના ખરચ સાથેનો જવાબ કસુરદારે આપવો. કોઇ ભાગીદારનું મરણ થાય અને તેના વારસો ઉપરની સરતો પ્રમાણે ચાલવાને કબુલ થતા હોય તો તેમને ભાગદારમાં દાખલ કરવા પરંતુ એવી રીતે રહેવાને મરનારના વારસની મરજી ન હોય તો હિસાબ પ્રમાણે મરનારનુ ખાતુ સરભર કરી આપી ફારગતી લેવી. અને એવા કામનો નિકાલ અમુક મુદતમાંજ લાવવો.

એ પ્રમાણે આપણે સરવે ભાગદારોએ ચાલવું આ દસ્તાવેજ આપણી રાજી ખુશીથી ૯૦ લખી દરેક ભાગદારનું મતુ કરાવીને સાક્ષી કરાવવી.

## લહેણુ દેણની તોડજોડનો લેખ.

જે દસ્તાવેજ ઉપરથી લહેણદારોના ફાયદા સારૂ દેણદાર પોતાની માલમિલ્કત સોપી દેછે. એટલે જે ઉપરથી લહેણાની તોડ જોડનો અવેજ અથવા વહેચણી કરવાનું નક્કી કરેવામાં આવેછે તેને તોડજોડનું ખત કહેછે. ( સ્ટામ્પ આકટ ) વ્યવહારમા તપાસ

કરતાં આવા લેખ ઘણુા ભાગે બનતા નથી. દેણુદાર નબળો પડે તો ઘર મેળે ઉભય પક્ષકાર સમજીને નીકાલ કરેછે અને લહેણુદાર સંતોષ પામી પાવતી આપેછે. પણ એ વાત કોર્ટમાં દાખલ થાય છે ત્યારે લેણુદારને ત્યાં જપ્તી આવ્યા પછી અમુક મુદતમાં બાકીના લહેણુદારો પોતાનો દાવો દાખલ કરે તો જપ્ત કરેલી મિલ્કત સરકારથી ફાળે પડતી વહેચી આપવાનો રિવાજ માલુમ પડેછે. વળી લેણુદારની હાથ લાગેલી મિલ્કત કરતા તેણે ગુપ્ત રાખેલી બીજી મિલ્કતનો જો દાવો લઈ જનાર પ્રથમનો લહેણુદાર પત્તો મેળવે તો તે બદલ એ લહેણુદારને કંઇ અંશ વધારે મળે છે. આ તકરારનો નિકાલ ત્રીજાને હાથ એવી સરતે સોપવામા આવે છે કે મારી અમુક અમુક મિલકત છે અને અમુક અમુક આસામીનું દેવું છે માટે એ મીલકતથી અથવા તેના ઉત્પન્નથી ઉપર લખેલા લહેણુદારોને હિસ્સાં પ્રમાણે વહેંચી આપવાને તમને માલીક મુખત્યાર ઠરાવ્યા છે ઇ૦ લખીને મતુ સાક્ષી કરે છે

## વિવાહપત્રિકા.

કેટલીક નાતોમા વર કન્યાનુ સગપણ કરતા અગાઉ પહલું તથા ગજવા ખરચ આપવાનો કરાર થાય છે તે લેખને વિવાહ પત્રિકા કહેછે એમા નાત રીત પ્રમાણે કરાર લખાય છે. જેમકે—

સ. ( ) મીતિ, કન્યા લેનારનું નામ, નાત અને ગામ જોગ લી કન્યાદેનારનું નામ, ગામ વગેરે જત અમારી દીકરી નામે ફૂલાણી વેરે તમારા દીકરા ફૂલાણાનુ સગપણ કર્યું છે તે સંધી સાબેત છે તેના પલ્ના વગેરેની વિગત—અંકે આટલા વસન તથા પલ્લાના, અને રૂા. અંકે આટલા લુગડાના એણી વિગતે ઘરાણું

તથા લુગડાં વગેરે પહેરવા ઓઢવા બાબત આપણી નાત રીત મુજબ તમારે કરવાં. પહેરામણી મધ્યે અમે તમને કંકુને કન્યા આપીએ. પલ્લાનો અવેજ તમારી અમારી નજરમાં આવે ત્યાં મૂકીએ. અને તેની ચિઠી નાત રીત પ્રમાણે અમારે ઘેર રાખીએ. એ લખ્યુ તે સહી.

| | |
|---|---|
| અત્ર મતુ | અત્ર શાખ |
| ૧ કન્યાના બાપનું મતુ | ૧ સાક્ષીદારની સહી. |

## વહાણુ ભાડે આપ્યાના લેખ.

આખી મોસમ સુધી વહાણુ ભાડે આપેલુ હોય તો તેને કઠોડે બાધ્યું કહેછે અને અમુક સફર કરવાની સરતે ભાડે આપ્યુ હોય તેને નુરી બાધ્યું કહેછે,

## વહાણુ કઠોડે બાંધ્યાનો લેખ.

મીતિ ભાડે આપનારનું નામ ઠામ વગેરે. જોગ લી ભાડે રાખનારનુ નામ ઠામ વગેરે જત બતેલો નામે અમુક મોસમ સાજીનો નરોજ ૨૭૧ સુધી કઠોડે બાધ્યુ છે અમે તે અમુક બંદરથી ગમે તે બંદર તરફ હંકારવાનો ઠરાવ કરેલો છે તેના કઠોડના રૂ. અંકે ઠરાવેલા છે ને તેના કાધા ત્રણ કર્યા છે. પહેલું કાધું વહાણુ હકારતી વખતે આપીએ બીજુ કાગણુ શુદ ૭ ને દિવસે આપીએ. અને ત્રીજુ અસાડ શુદ ૨ ને રોજ આપીએ. એ વહાણને અરઆલા ( સરસામાન ) જોઇએ તે, તથા પહેલી મખ ( તળીએ લગાડવાનું રોગાન ) તમો વહાણુ ધણીને શીર છે અને ખલાસીની મજુરી ભથુ, બોરી—બંદરની લાગત, અને કજારજની

ચિઠી એ સર્વે ખરાજાત અમારે શીર છે. છેલ્લા ગોસે હરેક બંદરથી નરોજ આટલા સુધી અમે હંકારીએ. વહાણ ભારે વાપર થાય તો અમે અમુક બંદરે મગાવી આપીએ. ઇત્યાદિ લખીં કઠાડે રાખનાર સહી કરી આપે છે.

## નુરી બાંધેલા વહાણના કરાર.

ઉભય પક્ષકારના નામ પછી લખવું કે—અતેલો નામે અમુક, અમુક બંદરથી માલ અમુક ભરીને અમુક બદરે ઉતારવાને નુરીએ બાંધ્યો છે. તે માલની ગાંસડી એકે દર આટલા મુજબ રૂ. એકે આટલા થાય તેમાથી નીમોનીમ અથવા અમુક રકમ ભાડા પેટે વહાણ ભંગ્થી આપીએ. અને બાકીનું નુર ભરેલો માલ અમુક બદરે સંભારી આપેની ચુકાવી આપીએ. એ લખ્યું તે સહી. એમ લખી સહી કરે છે.,

## ઢોર ઉછેરવાના કરારનું લખત.

મીતિ, ઢોર ઉછેરવા આપનારનું નામ ઠામ વગેરે જોગ લી. ઢોર ઉછેરવા રાખનારનું નામ ઠામ વગેરે. જત તમારા ઢોર નામે અમક અમુક અમોએ તમારી પાસેથી ભાગે બાધ્યા છે તેના કરારની વિગત

ઢોર અમુકને વિયાતા સુધી અમારે ત્યાં રાખવુ અને તમારે સ્વાધીન કરીએ ત્યારે અમુક રકમ લેવી

ઢોર અમુક આટઆટલી વયના છે તે અમુક વયના થાય ત્યાં કોઇ ચાર માણસ પાસે તેની કીમત ઠરાવીને ખડીએ. પછી

તેમાંથી તમારી માથકી બદલાના રૂપિયા આટલા બાદ કરતાં જે વધે તે, તમો તથા અમો સરખે ભાગે લઇએ. એ પ્રમાણે અમારે હિસ્સે આવે તે લીધા બાદ તમારૂં જાનવર તમારે સ્વાધન કરીશ. એ જાનવર ચોરીએ જાય, નાસી જાય કે બીજી કોઇ રીતે ગુમ થાય તો ચાર પંચાતી કહે તે પ્રમાણે અમે તેની કીમત ભરી આપીએ. ના આપીએ તો અમારી જાતથી, તથા અમારી બીજી માલમિલકતથી તથા અમારા વાલી વારસોથી તમે પુરા કરીલો. તેમા અમે કાઇ પ્રકારે વાધો લઇએ નહિ. કજા રજાએ જાનવરના જીવનું જોખમ થાય તો તમને બતાવીને અમે તેને અવલ મજલ પહોચાડીએ. આ કરાર અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી વગેરે લખીને મતુ સાક્ષી કરાવવા.

કૂંવાનુ પાણી લેવાનો, કોઇ પણ સ્થાવર મિલકતમાથી અમુક પ્રકારનો ભોગવટો કરવાનો, વગેરે અનેક પ્રકારના કરાર થાયછે અને તે પ્રસગાનુસાર લખાય છે.

## ઈનામી ગામ બાબત સનંદ.

રાજેશ્રી ભક્તિદાસ તથા હરિદાસ બીન લક્ષ્મીદાસ, ગુજરાતી શાહુકાર, રહેવાસી વડોદરા પરગણે મજકૂર પ્રાત ગુજરાત લી. સ્નેહાંકિત માધવરાવ નારાયણ પ્રધાનના આશીર્વાદ જત આ રાજ્ય તરફથી સનદ આપવામા આવે છે કે પુરંદર મુકામે આવાને ઇનામી ગામ મળવા તમે અરજ કરી. તે વાત ધ્યાનપર લેતા માલુમ પડયું કે તમે સરકાર સેવા એક નિષ્ટાથી કરો છો, અને કુટુંબ વત્સલ છો. તમ ઉત્તેજન આપવાની વધારે આવશ્યકતા છે માટે તમારા ઉપર સરકાર કૃપા કરીને તમારા કુટુંબના નિર્વાહ માટે મોજે કજા-

પુર પ્રમાણે ડભોઇ પ્રાંત મજકૂરનું ગામ ચાલુ સાલથી દરોબસ્ત, કુલકાનું હાલના પટાથી તથા પેસ્તર પટાથી, જલ, તૃર, કાષ્ટ, પાષાણુનીધિ નિક્ષેપ સહિત હકદાર ઇનામદાર બનાવી નવીન ઇનામી કરાર કરીને આપેલું છે. તો મોજે મજકૂરનો સદરહુંમાં લખ્યા પ્રમાણે તમે પોતે કબજો લઇને તમે તથા તમારા પુત્ર પૌત્રાદિ વંશપરંપરા સુખરૂપ ભોગવટો કરજો. મીતિ—(સરકારમાં દાખલો રાખ્યાનું નિયમ પ્રમાણે નિશાન ) ૯૦

( શિક્કો અથવા મહોર )

## વહીવટના લેખ.

કામકાજ કરવાને ત્રસ્ટીઓ અને મુખ્ત્યાર નીમવાનો સમાસ વહિવટના લેખમાં કરેલો છે.

## કુલ મુખ્ત્યાર પત્ર.

જે દસ્તાવેજ ઉપરથી મુકરર કરેલા કોઇ માણસને કામ કરવાનો અધિકાર તે દસ્તાવેજ કરી આપનાર માણસને બદલે મળે છે તેને મુખ્ત્યાર નામું કહેછે તે બે પ્રકરના છે—

( આ મુખ્ત્યાર પત્ર માજીસ્ટ્રેટની રૂબરૂ આપવું જોઇએ ) હું ( મુખ્ત્યાર પત્ર આપનારનું નામ ) જાતે અમુક, ઉમ્મર ધંધો અમુક રહેવાસી ગામ અમુકનો—આ લેખ ઉપરથી ફલાણા ફલાણા જાતે અમુક ઉમ્મર ધંધો અમુક રહેવાસી અમુક ગામનાને મારે બદલે તથા મારા નામથી કે મારી તરફથી કોઇપણ ફરિયાદીના, અપીલના, કે બીજાં કામોની અંદર હાજર રહેવા તથા જવાબ આપવા તથા સહીઓ કરવા, તથા કાગળ પત્રો આપવા લેવા તથા કોઇપણ નોધણી કચેરીમા મારા દસ્તાવેજો નોધાવવા તથા મે કરી

આપેલા દસ્તાવેજોના જવાબો દેવા, તથા કોઇ પણ ઇન્સાફના કામમાં હાજર રહેવાને તથા અપીલ કરવાને સારૂ તથા એવાં સરવે કામ કરવામાં જે કાંઇ કરવાને છુટ છે તેવા સરવે કામો કરવા સારૂ મારા ખરા અને ભરોંસાદાર મુખ્ત્યાર પસંદ કર્યા છે તથા નીમ્યા છે. તારીખ. ( )

## એક કામનું મુખ્ત્યાર પત્ર.

ઉપર પ્રમાણે મથાળુ કર્યા પછી લખવું—કે અમુક કામમાં મારે બદલે મારી તરફથી વખતો વખત હાજર રહેવાને તથા સહીઓ કરવાને તથા જવાબો આપવાને તથા વકીલો કરવાને તથા એ કામની અંદર જે પ્રમાણે હુ હાજર હોઉં અને કામો કરી શકું તે પ્રમાણે કામો કરવા માટે તથા અપીલ માટે મેં મારા ખરા વિશ્વાસુ મુખ્ત્યાર પસંદ કર્યા છે તથા નીમ્યા છે તા—

૧ લખી આપનારની સહી. ૧ સાક્ષીદારની સાખ.

## વકીલાત નામું.

અદાલતનું નામ—પછી વાદી પ્રતિવાદીનાં નામ.

હુ ફલાણો કબુલ કરૂ છું કે કચેરી અમુકમા મારા ઉપર અમુક સખ્સે ફરિયાદ કરી છે તેના જવાબ સવાલ.કરવા સારૂ મારી તરફના મુખ્ત્યાર અમુક વકીલને ઠરાવ્યા છે માટે એ વકીલ મારીવતી જે કરશે તે મારે કબુલ છે. તા—

હુ વકીલ અમુક ઉપર લખ્યા પ્રમાણે કબુલ કરૂછું. તા-મજકુર વકીલની સહી. મારીરૂબરૂ (માજીસ્ત્રેટની સહી)

## ત્રસ્ટીથી વહિવટ કરવા વિષે.

ત્રસ્ટીથી મિલ્કતનો વહિવટ કરવાનો હોય તો જેના તેના

સબંધમાં યોગ્ય કરાર કરીને વહિવટ કરવાનો અધિકાર ત્રસ્ટીઓને આપવામાં આવેછે. તેમાં પ્રથમ મીતિ, ઠરાવેલા ત્રસ્ટીઓનું અને ત્રસ્ટી ઠરાવનારનુ નામ લખવું પછી ત્રસ્ટી નીમવાનું કારણ જણાવવું કે અમુક કામની વ્યવસ્થા રાખવાનું કામ સભાળવાને કરેલી વિનંતિ તમોએ અંગિકાર કરીછે માટે હું આ દસ્તાવેજથી તમો જણ આટલાને ત્રસ્ટી એટલે વહિવટ કરનારા ઠરાવીને ઉપર લખ્યું કામ સભાળવાને સોંપુંછું. પછી જેવા કરાર હોય તેવી વિગત લખવી.

## વ્યવસ્થા પત્ર. ( ત્રસ્ટપત્ર )

લી ફલાણા ફલાણા નાતે-ઉમ્મર-ધધો-રહેવાશી જત આ દેહ ક્ષણ ભગુર છે અને મારે અમુક નામનો ચિરજીવ છે તે નાની વયનો છે. અને આ દેહનો ઘડીનો ભરોસો નથી. કેમકે તે નાશવંત છે એમ જાણી મારા અભાવે મારી મિલકતનો ગેર ઉપયોગ ન થાય અને તેનો વહિવટ બરાબર રહે, તેટલા માટે મારીમિલકતની યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર જાણીને હુ નીચે પ્રમાણે ગોઠવણ કરૂછુ.

મારી માલ મિલકતનો આકડો નીચે મુજબ છે.

(ઘર-દુકાન-ઘરાણું-સરસામાન-નાણુ-દુકાનામા માલ, અને ખેતર વગેરે જોય ભાડુ હોય તે લખવું; અને તેમાં પોતે અને વડીલોએ ક્યા સપડાવેલા તેની વિગત પણ લખવી.)

ઉપર લખ્યા પ્રમાણે મારી સર્વ પુજી છે. તેની વ્યવસ્થા એવી કરૂછું કે-મારે અમુક સગો છે તેની મોટા મોટા કામમાં સલાહ લઈને મારો મુનીમ ફલાણો કામ ચલાવે. તથા પાચ સારા

ગૃહસ્થ–શેઠિયા મારી નાતના નામે અમુક–ઉપર મારો પૂર્ણ વિશ્વાસછે તેથી તેઓને પંચ ( ટ્રસ્ટી ) ઠરાવું છું. હમેશાં તેમની સલાહ લઇને દુકાન ખાતાનુ તથા ઘરનું કામ મુનીમે કરવું. મારો દીકરો નામે અમુક છે તે હાલ આટલી સગીર ઉમરનો છે. જો અને કજારજા થાય તો મારી હયાતી બાદ દુકાનનો વહિવટ ચિરંજીવ અમુક લાયક ઉમરનો એટલે આટલા વરસનો થાય ત્યાં સુધી રીતસર ચલાવવો. દુકાનખાતે મુનીમ રહે તેની ગુમાસ્તી આપ્યાં જવી. જો મને રાજક દૈવક થાય તો મારી પાછળ નીચે મુજબ ખરચ કરવો. ( ધર્માદા–દેવસ્થાન, ખોડાં ઢોર, કબુતરને જાર, ગરીબોને દાન, નાતવરાનો ખરચ, નાતિલાઓને ઉત્તેજનમાં, સદાવ્રતમા, નિરાશ્રીત ફંડમાં નિશાળના વિદ્યાર્થીને, નવાણુ માટે, બેન ભાણેજને.) વળી મારી ઉપજમાંથી દરસાલ ખરચ કરવો તેની વિગત ( ઘરમાં ભોજન ખરચ માટે છોકરાની માને, મુનીમ ગુમાસ્તા વગેરેનો ખરચ, છોકરાને ભણાવવામા ઇ૦ ) મારી દરવરસની પેદાશ ગુમારે આટલી છે, તેમાંથી ઉપર લખ્યા પ્રમાણે ખરચ કરવો. ઉપજ કમી થાય તો તેના પ્રમાણુમા ખરચ ઘટાડવો પણ એથી વધારે ખરચ ન કરવો. મારી પેઢીનો મુનીમ ફલાણો મારા ભરોંસાનું માણસ છે માટે તેમના તથા મારી ધણીયાણીના કબજામાં ઉપર લખી મિલકત રહેશે. મુનીમ દરવરસનો તમામ હિસાબ ચોખવટથી રાખશે અને ઠરાવેલા પંચને બતાવી તેમની સહીઓ લેશે. મારો ચિ૦ અમુક લાયક ઉમ્મરનો થાય ત્યારે તેને તમામ મિલકત સોપી દેવી છોકરાને રાજક દૈવક થાય તો મારી ધણીઆણીએ દત્તક લેવો.

ધણીઆણી પણ ગુજરી જાય તો ઉપરના પંચોએ મારી તમામ મિલકતનો યોગ્ય ઉપયોગ કરવો, એટલે સારા ધર્માદા કામમાં વાપરવી. ટ્રસ્ટીઓ અમુકના બે મત અને અમુકનો એક મત ગણવો, સર્વ કામ બહુ મતે કરવું. મત ભેદ કરવો નહિ. તેમજ આ મિલકતમાં કોઇએ કંઈ આશા રાખવી નહિ. આ મારૂ છેલ્લું વ્યવસ્થાપત્ર છે. તે પહેલા એકે કરેલું નથી તેમ છતાં હોય તો રદ થાય. ઇ—

## મોબદલાનો લેખ.

સ્થાવર મિલકતનો બદલો કરવાના લેખને મોબદલાનો લેખ કહે છે. તેનો દાખલો ઉભયતાને રાખવાની જરૂર છે, તેની અંદર જે તે મિલકતની ચતુર સીમા તથા ભોગવટાના હકો વિગતથી લખવી જાઇએ.

મીતિ ( ) એક પક્ષકારનું નામ, જાત વગેરે. જોગ લી. બીજા પક્ષકારનું નામ જાત વગેરે જત અમારી મિલકત અમુક, અમુક ઠેકાણે છે તે તેની ચતુર સીમાની હદ તથા ભોગવટાના તમામ પ્રકારના હક સહિત મોબદલામાં આપીને અમોએ તમારા કબજા ભોગવટાની અમુક ઠેકાણાની અમુક મીલકત તેની અપલ ચતુર સીમા પ્રમાણે ભોગવટાના હકથી લીધી છે. માટે હવેથી અમારી ઉપર લખી મિલકત અમુક ઉપર અમારો હક પહોચે નહિ, અને તમારી મિલકત અમુક ઉપર તમારો હક પહોચે નહિ. અમોએ અમારી ઉપર લખી મિલકત અમુકના અસલ ખત પત્રો મીતિ અમુકના તમોને સોપ્યા છે, અને તમારી ઉપર લખી મિલકતનાં

ખત પત્રો અમોએ લીધાં છે. માટે હવે તમો અમો પોતપોતાને કબજે લીધેલી મિલકતને માલકીના હકથી ભાડે, ગીરો કે વેચાણ આપવાને અથવા તે ઉપર નવી ઈમારત બાંધવાને મુખત્યાર છીએ તેમાં કોઈ પ્રકારનો વાંધો કે તકરાર રહી નથી. આ મોંબદલાનો લેખ અમોએ અમારી રાજીખુશીથી કે લખીને મતુ તથા સાક્ષી કરાવવી. જો ખેતરનો મોંબદલો હોય તો તેનું નામ સરવઈ નબર તેમાંના ઝાડ કુવા વગેરેની હકીકત લખવી.

## દાખલા પત્ર ( સર્ટિફિકેટ. )

## ( નોકરીનું. )

ફલાણા ફલાણા નાતે અમુક રહેવાસી ગામ અમુકના. એમણે મારા હાથ નીચે આટલા વર્ષ સુધી એક નિષ્ઠાથી નોકરી કરીને મને સતોષ આપ્યો છે. તેઓ કામકાજમા અનુભવી ચચળ, સમયાનુસારી, પ્રમાણિક અને મહેનતુ છે, આશા છે કે તેઓ પોતાના ઉપરીને સારૂ કામ કરીને સતોષ આપશેજ મીતિ

( સહી. )

## ૨ ( અભ્યાસનું )

વિદ્યાર્થી અમુક નાને અમુક રહેવાસી અમુક ગામનો તેમણે અમારી નિશાળમા ધોરણ અમુક સુધી અભ્યાસ કર્યો છે તે બુદ્ધિમાન, ચકોર અને મહેનતુ છે. માટે આગળ ઉપર તે માણસ સારો નીવડશે એવી આશા છે મીતિ.

( શિક્ષકની સહી. )

## ૩ ( પુસ્તકવિષે )

દાખલો આપવામાં આવે છે કે વડોદરા. મુ. શાળા નં. ૬ ના મહેતાજી છગનલાલ લલ્લુભાઇ શાહનું બનાવેલું દેશીનામું હું ઘણે ભાગે વાંચી ગયો છુ તેની બનાવટ અને આપેલી માહિતી વેપારીનો ધંધો કરનારને ઉપયોગી છે, આજસુધીમાં પ્રગટ થયેલાં દેશીનામા સાથે સરખાવતા એમનું પુસ્તક સર્વોત્તમ છે. વળી નેવીસ ફૂરમાનુ આઠ પેજી પુસ્તક હોવા છતાં કીમતમાં ઘણુંજ સસ્તુ છે. માટે પ્રજા તથા સરકાર તરફથી એવા ગ્રંથોને વધારે આશ્રય મળેલો જોવાને હું ઇંતેજાર છુ.

( તપાસનારની સહી. )

## પંચાતનામું.

+ મીતિ ( ) ના દિને અમે નીચે સહીઓ કરનાર,વાદી ફલાણા તથા પ્રતિવાદી ફલાણા ફલાણા લખી આપીએ છીએ કે અમારી અમુક બાબતની તકરારનો નીકાલ કરવાને બાજુપર જણાવેલા અથવા નીચેના સખ્સોને પંચાતી નીમ્યા છે, અને તેમાં સરપંચ તરીકે અમુકને રાખ્યા છે. માટે અમારી બાબતમા તજવીજ

---

+ કેટલાક મીતિ છેડે નાખે છે. કેટલાક પચાંતિયોના નામ પ્રથમ લખીને જોગ લી. મા પંચાતી નીમનારનું નામ લખે છે. વળી કેટલાક લખેછે કે હુ ફલાણા ફલાણા વાદી કે પ્રતિવાદી મેં મારી તરફથી અમુકને પચાતી નીમ્યો છે ૪૦ કોઇ કોઇ ઠેકાણે પંચાતી નીમનારનું નામ અને તેની સામે તેના તરફના પચાતીઓના નામ પણ લખાય છે.

કરીને દિન આટલાની અંદર એ પંચ જે કંઈ ચુકાદો કરે તે અમારે બન્ને પક્ષકારોને કબૂલ છે. આ પંચાત નામું અમે અમારીરાજીર-જાવંદીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યુ છે. તે સહી છે. ( પંચાતી નીમનાર લોકોની સહીઓ. )

## પંચોએ તે ઉપર કરેલો કરાર.

અમે ઉપર લખેલા પંચો લખી આપીએ છીએ કે આ પંચાત અમને સોપી તે અમારે કબૂલ છે. અમે તેનો ચુકાદો વગર લાલચે તથા વગર તરફદારીએ અમારી નજર પહોચશે ત્યાં સુધી ઉપર લખેલી મુદતમા કરીએ સહી. મીતિ ( પચાતીઓની સહીઓ. )

## પંચનો ઠરાવ.

અમે નીચે સહીઓ કરનાર પચ અમુક સખ્સોની અમુક પ્રકારની તકરા હતી તે બને પક્ષકારો પાસેથી લખાવી લઇને અથવા મુખ જુબાનીથી સાંભળીને એવો ઠરાવ કરીએ છીએ કે અમુક સખ્સે અમુક રીતે અને અમુકે અમુક પ્રકારે વર્તવુ મીતિ—પંચાતિયોની સહીઓ.

## ગુમાસ્તા વગેરેના બંદોબસ્ત વીષે.

મીતિ (      ) ના દિને શેઠ ફલાણા ફલાણા. જોગ લી ગુમાસ્તા અથવા ચાકર અમુક. જત હુ તમારે ત્યા આજથી ગુમાસ્તો કે ચાકર રહ્યો છુ. તેથી ગુમાસ્તી કે ચાકરીના રૂા આટલા વરસ એકના કર્યા છે ગુમાસ્તો હોય તો લખવુ કે મારે તમારી દુકાનનુ નામું ઠામુ લખવુ, ને દરેક હિસાબ ચોખવટાથી રાખવો. તેમાં કોઈ જાતનો ખાનગી વેપાર ન કરૂ. મને ગુમાસ્તીની રકમ આપશો

તેથી હું સંતોષ પામી એક નિષ્ટાથી તમારી નોકરી કરીશ. એ લખ્યું તે સહી. ચાકરનો દસ્તાવેજ હોય તો તેની પાસેથી જે જે કામ લેવાનું હોય તે કરારમા લખવું. મુદતબધી કરારથી રાખ્યા હોય તો તેની મુદત લખવી. અને બાંધેલી મુદતમાં નોકરી છોડે ત્યારે જેવું કરવાની સરત હોય તે લખવું. વળી ગામ પરગામ કે ગામ ગામોતરે જવાનું હોય 'તો જવા આવવાનું', તે વખતે ખરચ થાય તે બાબતનું, તથા ખોરાકી પોષાકી કે સુખડી આપવાની સરતોનો પણ ખુલાસો લખવો જોઇએ. આવા દસ્તાવેજ લખી આપનાર જો અભણ હોય તો તેના હાથ દસ્તકનું એંધાણ કરાવી લેવું.

## નોકરોનો જામીન કતબો

મીતિ.. ( ) ના દિને અમુક ગામ વાસી ફલાણા નાને, ઉમ્મર, ધધો જોગ લી. અમુક ગામ વાસી ફલાણા નાને, ઉમ્મર, ધધો. જત લખી આપુ છુ કે તમોએ મને ગુંમાસ્તો રાખેલો છે. તે કામ હુ બરાબર પ્રમાણિકપણાથી કરીશ. એ કામ સબંધે દુકાનને લગતો પૈસો, ટકો માલ મિલકત તથા કાગળ પત્રો જે મારા તાબામા છે તથા હવે પછી સોપશો, તે રફેદફે કરીશ નહિ પણ બરાબર કાળજી પૂર્વક સાચવી રાખીશ, અને તે તમો જે વખત માગશો તે વખતે રજુ કરીશ, તથા તેનો હીસાબ જોઇએ તો વખતે આપીશ હિસાબમા કોઇ પણ પ્રકારની ગડબડ કરીશ નહિ. જો તેમા ખોટ આવશે તો હુ મારી ગાઠના ભરીશ એ પ્રમાણે કરવામા ચૂકુ તો રૂ. આટલા સુધી મારી જાન મિલકતથી ધરધરાઉ આપુ તે સહી એના જામીન અમુકને આપ્યા છે આ જા

બીન ખત મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિઆરીથી તથાબીન કેફ તનદુરસ્તીથી લખી આપ્યું છે તે મારે કબુલ છે.

૧. નોકરની સહી. દા. પોતે. ૧. ( સાક્ષી)

## તે નીચે જામીનદારનો કરાર.

હું ફલાણા ફલાણા–જાતે–ધંધો–ઉમ્મર–રહેવાસી ગામ અમુકનો જામીન થઇને લખી આપુછું કે સદર ઇસમે લખી આપ્યા પ્રમાણે એની વર્તણુક ।નહિ થશે, અથવા ઉપર લખ્યાથી વિરૂદ્ધ ચાલશે, તો તેનો જવાબ રૂા. આટલાં સુધી હુ મારી જાતથી તથા માલ મિલકતથી ધરધરાઉ આપીશ. આ જામીન કતબો મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિયારીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યો છે તે એકામતે એકાજને મારે કબુલ છે. મીતિ—

૧. જામીનદારની સહી. ૧. સાક્ષીદારોની સહી

## સુચના પત્ર .( નોટીસ. )

પ્રતિપક્ષીને ચેતવણી બાબત મોકલેલા પત્રને સુચના પત્ર કહે છે એમા કામની મતલબ તથા તેને અંગે જે નીકાલ 'કરવો હોય તે લખાય છે.

આ નીચે સહી કરનાર ફલાણા ફલાણા રહેવાસી ગામ અમુકનો તે અમુક ગામ વાસી ફલાણાને આથી ખબર આપુંછું કે તમારી પાસે અમારૂં અમુક પ્રકારનું લેહેણું છે. તે હિસાબ ચૂકતે આપી જવાને તમને બે ત્રણ વખત કહ્યા છતાં તમો તેની સમજણ કરવા આવતા નથી, અથવા મળીને નીકાલ કરી જતા નથી; માટે આ પત્ર પહોચેથી તમારે દિન આટલાની અંદર તેની સમજણ કરી જવી. નહિતો ઉપર લખેલી મુદત વીતે તમારી પાસે લહેણી પડતી

રકમ વસૂલ લેવા માટે ઘટતો ઇલાજ લેવામાં આવશે, અને તેને માટે થયેલો ખરચ પણ તમારી પાસેથી મજરે લેવામાં આવશે; અથવા જો ઉપરની મુદતમાં તમારા લહેણાનો નીકાલ નહિ કરો તો આજ દિનથી તમારી પાસેથી અમુક ટકા લેખે વ્યાજ લેવામા આવશે. તથા દાવાનું અને વકીલનું જે ખરચ થશે તે મજરે લેવામાં આવશે. ૪. એવા કાગળ પોષ્ટ મારફતે રજીષ્ટર કરીને મોકલવામાં આવે છે.

૨

અમુક ગામના ફલાણા ફલાણા હું નીચે સહી કરનાર આ નોટીસથી ખબર આપુછુ કે તમે અમારી રજીષ્ટર થયેલી દેશીનામાની ચોપડીયોમાંથી અમારી પરવાનગી વગર ઘણીક અગત્યની કલમોના અક્ષરસ. ઉતારા લીધેલા છે માટે એ બાબત તમારા ઉપર કાયદેસર ઇલાજ કેમ નહિ લેવા તેનો ખુલાસો દિન આઠની અંદર આપવો જો મુદતની અંદર જવાબ નહિ મળે તો એ બાબતની જવાબદારી તમારે માથે રહેશે.

નોટીસ આપનારની સહી.

## જાહેર ખબર.

દુનિયાને જાહેર થવા માટે બહાર પાડેલા પત્રોને જાહેર×ખબર

× પણ અમુક વ્યક્તિને જાણ થવા લખેલા પત્રને જાહેરાત કહે છે કહે છે અને એવી રીતે સરકારથી બહાર પાડેલા પત્રને જાહેરનામુ કહે છે વિષયની અનુકુળતા ઉપર જાહેર ખબર લખવાનો આધાર છે. માટે આ ઠેકાણે તે આપી નથી.

## રાજીનામું ( ફરીયાદનું. )

સરકાર વિ. અધિકારી અમુક. જોગ લી. અમુક જત અમોએ આપની કોરટમાં અમુક ધણી ઉપર અમુક દાવાની અમુક નંબરની ફરિયાદી કરી હતી તેનું ઘર મેળે પતવાથી આ રાજીનામું લખી આપુ છું તે અમારે કબુલ છે. મીતિ અને તારીખ.

૧ લખી આપનારનું મતુ ૧ ( સાક્ષી. )

## ઇજારાનો પટો.

### શિક્કો.

નામદાર મહારાણા શ્રી ( ગામ ) રાજ્ય સ્થાન અમુક( )

વચનાત ફલાણા ફલાણા વાસી ગામ અમુકના જત તમોને અમારા અમુક તાલુકા કે પરગણાનું ગામ અમુક દર સાલ રૂ. આ-ટલા લેવાના ઠરાવીને આટલી અવધ સુધી ઇજારે આપ્યું છે તે ગામના ખુંટની હદ નીચે પ્રમાણે.

એ ગામની ઉત્તરે અમુક તાલુકાના ગામ મોજે અમુકના સિ-માડાના ખુંટની હદ છે દક્ષિણે અમુક નદીના અમુક કાઠા સુધી. પશ્ચિમે અમુક જીલ્લાના અમુક ગામના સિમાડાની હદના ખુટ સુધી અનેપૂર્વ અમુક તાલુકા અમુક ગામના સિમાડાની હદ સુધી છે. એ રીતે ચારે તરફથી હદ વચ્ચેના ગામ અમુકનો ઇજારો આપ્યો છે. એ ગામને સિમાડે કોઇ વળતર અથવા હરામખોરથી કે બીજા કોઇ કારણથી ખરખરાબાત થાય તો તે ગામને શીર છે. સદરહુ ઇજારામા વરસ ગમે તેવુ આવે, પાકે અગર ન પાકે, ઉપજ આવે અગર ન આવે, અગર અસમાની સુલતાની આફત આવે તો

પણ ઉપર લખ્યા ઈજારાના રૂપિયા લેવા છે, અને ગમે તેટલી પેદાશ થાય અગર જે ઉપજે તે તમારૂં છે. તેના વધારા ઘટારામાં અમારો હક નથી. તે ગામના લોક પાસેથી વેરો, વજે, કણુગરી, માંડવી, કન્યાચોરી ભોંમ મસવાડી, ચીઠ્ઠા વગેરે સર્વે પ્રકારના હક જે પ્રમાણે, અમે લેતા આવ્યા છીએ તે પ્રમાણે તમો પણ લેજો. નવું કરશો નહિ અને જુનું લોપશો નહિ. એ ગામના લોક અમારી વેઠ વારી કરતા હશે તે પ્રમાણે તમારી કરશે; એ કરતાં વધારે કરશે નહિ. એ ગામને શેડે મિમાડે કોઈ નવી જમીન આવે તે તમારા ઇજારાના હકમા છે એ ગામમાં નવાં શાંતી લાવી. ગામની આબાદી વધારવી. ખેતીવાડીનું કામ સુધારવા મહેનત લેવી. ઉપર લખ્યા સિવાય સદરહું મુદતમા તમે જે જે સુધારો કરી ઉપજ વધારો, તે બાબત તમારી પાસેથી કાંઇ વધારે લીધામાં આવશે નહિ. અને હરેક વહિવટની બાબતમા ચોખવટ રાખી ઉપરના પટાની મુદત પુરી થયે અને તમારો ઈજારો છુટેથી ગામ આબાદ દરબાર શ્રીને સોંપવુ. તે વખત સદરહુ ગામમાં તમારૂં લહેણદેણુ હોય તે અમો વ્યાજબી રીતે અપાવી દઈશું. સદરહુ ઈજારાના રૂ. બે હપ્તે નીચે પ્રમાણે લેવામા આવશે

તમે કોઇ નવાં નવાણુ ગળાવશો અને તેની ખરાજાત થાય તે અમને ઝાહેર કરશો તો અમો તપાસ કરાવી ખરાજાત મજરે આપીશું આ ગામ અમારા ગીરાસનુ છે તેમાં કોઇનો ભાગ કે હિસ્સો નથી. અને કદાપિ હોય તો તેનો જવાબ અમે આપીએ. એ રીતે તમને સદરહુ ગામ ઇજારે આપ્યું છે તે ઉપર ધ્યાન આપી ગામના લોકને આબાદ કરી વસ્તી વધારી વહીવટ કરજો. મીતિ.

કારભારીની સહી. દરબારની સહી તથા મ્હોર

# અંક ૩ જો.

## સરકારી કામકાજના પત્રો વિષે.

### રાજ્ય વ્યવસ્થા.

૧ સરકારી કામકાજના સબંધમાં અરજી, રિપોર્ટ, હુકમ, જાહેરયાદી અને સરકયુલર લખવામાં આવે છે. પરંતુ રૈયત વર્ગના માણુસો પોતાની હકીકત જે પત્રમાં લખીને જાહેર કરે છે તેને અરજી કહે છે. સરકારી નોકરો અથવા અમલદારો સરકારી કામકાજને લગતી બાબત ઉપર પોતાના ઉપરીને જે પત્ર લખે છે, તેને રિપોર્ટ કહે છે, ઉપરી તાબાના નોકરને લખે છે તેને હુકમ કહે છે, અમલદાર સાર્વજનિક ઠરાવ બહાર પાડે તેને જાહેરનામા એકજ ખાતાના સરખા દરજાના તથા જુદા જુદા ખાતાના અધિકારીઓ એક બીજા ઉપર પ્રસગ આવે જે લખાણ ચલાવે તેને યાદી, અને ખાતાના માણુસને સામાન્ય સૂચના માટે જે હુકમ કાઢે છે તેને સરકયુલર કહે છે આ સર્વ પ્રકારનું કામ કરનારને રાજ્ય પદ્ધતિનુ જ્ઞાન મેળવવાની જરૂર છે. એમ ધારીને તે આપવામા આવે છે.

૨. હિંદુસ્થાનની અંદર ચક્રવર્તી રાજા અગ્રેજ સરકાર છે. તેમનું મૂળ રહેઠાણ ઇગ્લાંડ છે. તેમની રાજધાનીનું શહેર લંડન છે, ત્યાં હિદુસ્થાન ઉપર રાજ્યકારભારની દેખરેખ રાખનાર એક અમલદાર છે. તેને હિદુસ્થાન ખાતાનો **સેક્રેટરી** કહે છે. એ અમલદારને રાજ્ય કારભારમાં મદદ કરવા સારૂ એક કમિટિ નીમેલી છે.

૩. હિદુસ્થાન દેશમાં સન ૧૭૭૩ ના થી રેગ્યુલેટિંગ આકટ

મુજબ રાજ્ય કારભાર ચલાવવાને સારૂ એક સર્વોપરી અધિકારી છે તેને **ગવર્નર જનરલ** અથવા **વાઇસરાય** કહે છે. એમનું મુખ્ય મથક **કલકત્તા** છે. તેઓ નિરંતર લંડનમા રહેલા સ્ટેટ સેક્રેટરીના હુકમ પ્રમાણે રાજ્યકારભાર ચલાવે છે. તથા સર્વ ખાતાં ઉપર દેખરેખ રાખે છે. વાઇસરાયને અનુમત આપુનારી **બે કોંસિલો** (મંડળીઓ) છે. તેમાં પહેલી મંડળીમા ખૂદ વાઇસરાય, સેનાધિપતિ (કમાન્ડર ઇન્ચીફ) ,અને બીજા છ ગૃહસ્થો મળીને આઠ મેંબરો હોય છે તેને **સુપ્રિમ કોંશિલ** કહે છે. અને બીજી મંડળીમાં એ આઠ તથા બીજા ગૃહસ્થો હોય છે. તેને **સુપ્રિમલેજીસ્લેટિવ કોંસિલ** કહે છે. રાજય કારભારમા યોગ્ય સંમતિ આપવાને સુપ્રિમ કૌસિલ ધ્યાન આપે છે અને રાજ્યસૂત્ર બરાબર ચલાવવામા અને લોકના જાન માલ તથા હકનુ સંરક્ષણ કરવા માટે નવીન કાયદા ઘડાવવા કિંવા જૂનામા ફેરાફાર કરાવવો એ બીજી એટલે સુપ્રિમ લેજીસ્લેટિવ મંડળીના મેબરોનું કામ છે.

૪ હિંદુસ્થાતનો રાજ્ય કારભાર બરાબર ચલાવવા સારૂ આખા દેશના ભગ કરેલા છે આઠ મોટ તથા છ નાના ભાગ છે મુંબાઈ, મદ્રાસ, બગાળા, વાવ્ય પ્રાત, અને પંજાબ ઇલાકો બરમા અને બીહાર મુબાઇ બગાળા અને મદ્રાસમા **ગવર્નર** રહે છે.તેની મદદમાં પણ કૌસિલરો ગખવામાઆવે છે બીજે **લેફ્ટેનેન્ટ** ગવર્નર રહે છે. એ બધા અકારીઓ ઉપર વાઈસરાય-ગવર્નર જનરલ, અને લડનમા રહેલા હિદુસ્થાન ખાતાના સેક્રેટરીનુ ઉપરીપણું છે. ગવર્નરો વાઇસરાયથી કેટલીક બાબતોમા સ્વતત્ર પણ છે

૫ ઉપર લખેલા ઇલાકાઓ શિવાય અગ્રેજ સરકારને તાબે

દેશ બહારના બેટા અને કેટલાંક સંસ્થાનો છે તે બધા તાબાના દેશી રાજ્યોના મુલકો ઉપર ગવરનર જનરલની દેખરેખ અને સત્તા છે. રેગ્યુલેટિંગ આકટ દાખલ નથી કર્યો તેવા મુલકનો રાજ્ય કારભાર ચલાવનાર અધિકારી ચીફ કમિશનર અને દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખનાર રેસિડેન્ટ કે પોલિટિકલ એજંટ કહેવાય છે. ચીફ કમિશનરની નીમનોક વાઇસરાય તરફથી અને પોલિટિકલ એજંટની નીમણુક સ્થાનિક સરકાર તરફથી થાય છે.

૬. ઇલાકાના અધિકારીઓએ રાજ્ય કારભારની સોઈ માટે ચાર ખાતા મુખ્ય ઠરાવેલા છે ૧ રેવન્યું એટલે જમાબદી અથવા વસુલાત ખાતું ૨ જ્યુડિશિયલ એટલે ઇનસાફ ખાતું, ૩ લોકોપયોગી સામાન્ય ખાતુ, ૪ પોલિટિકલ એટલે રાજ્યક્રિયખાતું.

૭ ઇલાકાના પેટા ભાગને જીલ્લો, અને જીલ્લાના પેટાભાગને તાલુકો મહાલ કે પરગણું કહે છે, એ પ્રત્યેક ઠેકાણે રાજ્યકારભાર ચલાવવાને અગત્યના અમલદારો હોય છે તેમના તાબામાં ઉપર લખેલા ખાતાંની વ્યવસ્થા કરવાનુ કામ સોપવામા આવ્યુ છે. માટે ખાતવાર વ્યવસ્થા બતાવવાથી ઠીક પડશે.

રેવન્યુ ખાતુ—એ ખાતાનું કામ જમાબદી અથવા મેહેસૂલ ઉઘરાવવાનું છે એ ખાતાના સર્વોપરી અધિકારીને રેવન્યુ કમિશનર અથવા સરસુબા કહે છે તેના ઉપરીપણા નીચે જીલ્લાવાર કલેકટર, અથવા સુબો હોય છે તેમની મદદમાં એક કે વધારે આસિસ્ટંટ કલેકટર, એક ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર અને એક હજુર ડેપ્યુટી કલેકટરને દેખરેખ રાખવા માટે તાલુકા વહેંચી આપવામા આવે છે. અને હજુર ડેપ્યુટી કલેકટર જીલ્લાના સ્થળમ

રહીને ત્રિજોરીનું કામ કરે છે. વળી દરેક તાલુકામાં **મામલતદાર** **અથવા વહિવટદાર** અને પેટા તાલુકાઓમાં **મહાલકરી** હોય છે. અને તાલુકાના ગામોનું મહેસુલ ઉઘરાવનાર **પટેલ તલાટી** કે **ઉ-ગરાતદાર** વગેરે હોય છે. અને તેમને ગામનો મુખી પટેલ મદદ કરે છે એ મુખીને **પોલિસ પટેલ** પણ કહે છે

રેવન્યુ ખાતાના પેટામા કષ્ટમ ( મીઠું ) આપકારી ( અફીણ, ) સ્ટામ્પ, સરવે ખાતુ, અને જકાત ખાતું છે. તેના મુખ્ય અધિકારીને **કમિશનર** કહે છે.

**જ્યુડિશિયલ** ખાતું—ઇન્સાફ ખાતાનાં બે મોટા અગ છે. ફોજદારી અને દીવાની. ફોજદારી ખાતામા—ખુન, મારા મારી, ચોરી ઇ૦—ગુન્હાની ચોકસી ફોજદારી ખાતાથી થાય છે. તેનો ઇન્સાફ કરનાર અધિકારી માજીસ્ટ્રેટ કહેવાય છે. રેવન્યુ ખાતાના અધિકારી કલેકટર, આસિ. કલેકટર, દી. ડે કલેકટર, હજુર ડેપ્યુટી કલેકટર, તથા મામલતદારને માજીસ્ટ્રેટનો અધિકાર છે. કલેકટર જીલ્લા માજીસ્ટ્રેટ, અને મામલતદાર સબ માજીસ્ટ્રેટ કહેવાય છે. ફોજદારી કેશની પ્રથમ ફરિયાદ અધિકારના પ્રમાણમા જે તે અધિકારીને કરવી પડે છે. મેજીસ્ટ્રેટના ઉપરી જીલ્લા જજ્જ છે માટે જજ્જ જીલ્લાનું ફોજદારી કામ કરે તે વખતે સેસન જજ્જ અને દીવાની વખતે ડિસ્ટ્રિકટ જજ્જ કહેવાય છે. જજ્જો એસેસરો કે જુરીનો મત લઇ ફોજદારી મોટા કેસો ચૂકવે છે.

**દીવાની ખાતામાં**—લેવડદેવડ અને વતનો વગેરેના હક બાબત દાવા ચાલે છે. ઇલાકાના મુખ્ય શહેરમા ઇન્સાફની મુખ્ય

કચેરી છે તેને હાઇ કોરટ અથવા વરિષ્ટ અદાલત કહે છે. એમાં એ કરતાં વધારે જજ્જ હોય છે. પ્રત્યેક જીલ્લામાં એકેક જીલ્લા જજ્જ છે તેના તાબામા સબાર્ડીનેટ જજ્જો અથવા મુનસફ છે. સબાર્ડીનેટ જજ્જ ઉપર જજ્જને ત્યાં અને જજ્જ ઉપર હાઇ કોરટમા અપીલ થઈ શકે છે. સ્માલકાજ કોરટની તપાસ બદલ અપીલ હાય કોરટમાં જ ચાલી શકે છે પણ રૂ ૫) સુધીની રકમ ઉપર અપીલ ચાલી શકતી નથી.

**સામાન્ય ખાતુ.**—લોકોપયોગી તમામ ખાતોનો સમાસ એમાં કરેલો છે. તે નીચે પ્રમાણે.

**પોલિસ ખાતું**—પ્રજાના જાન માલને સભાળવા તથા ગુન્હેગારને પકડવાનુ કામ પોલીસનુ છે. જીલ્લાના પોલીસ ખાતાનો ઉપરી પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ છે. તેના હાથ નીચે પોલીસ ઇન્સપેકટર, ફોજદાર, કે ચીફ કોન્સ્ટેબલ, જમાદાર, હવાલદાર, નાયક, કોન્સ્ટેબલો એટલે સિપાઇઓ, એ અનુક્રમે છે. પોલીસખાતાને હાથ ઇન્સાફ કરવાનો બિલકુલ અધિકાર નથી તેઓ ગુન્હેગારને પકડી માજીસ્ટ્રેટને હવાલે કરી શકે છે. માજીસ્ટ્રેટ તેની તપાસ ચલાવીને યોગ્ય ઇન્સાફ આપે છે, ફોજદારને અગ્રેજીમા ચીફ કોન્સ્ટેબલ કહે છે.

**પબ્લિકવર્કસ ખાતું**—નાણુ અને ધર્મશાળા વગેરે મકાનો બાંધવાનુ કામ આ ખાતુ કરે છે એ ખાતાને સરકારથી તથા લોકલ ફંડથી નાણાની મદદ મળે છે એ ખાતાના મુખ્ય અધિકારીને ચીફ ઈજીનીયર કહે છે, તેના તાબામા એકઝીકયુટિવ ઈજિ-

નિયર ઓબ્દરમિયર ઈ. અધિકારીઓ હોય છે.

વિદ્યા ખાતુ—પ્રજામાં વિદ્યાનો વધારો થવાને ખાતું છે. એમાં ડિરેક્ટર, ઇન્સ્પેક્ટર, ડેપ્યુટી, અને હેડમાસ્તર અધિકારી વર્ગમાં છે.

દવા ખાતું—લોકને વ્યાધિ રહિત કરવાને એ ખાતાની યોજના છે. એના મુખ્યને સિવિલ સરજન જનરલ કે ચીફ મેડીકલ આફીસર કહે છે. તેમના તાબામા શીતળા ખાતું હોય છે તેના ઉપરીને સેનટરી કમિશનર કહે છે.

પોષ્ટ ખાતું—એના ઉપરીને પોષ્ટ માસ્તર જનરલ અને પ્રાંતનાને પોષ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ કહે છે.

સર્વે ખાતુ—રેવન્યુ ખાતાના અમલદારો મ્હેસુલ વખતે રૈયતને ત્રાસ ન આપે માટે આ ખાતા તરફથી તમામ જમીનનું માપ મુકરર થાય છે તથા તેની જાત નક્કી કરી દર બાંધવામા આવે છે. આ ખાતાના ઉપરીને સર્વે સુપ્રિન્ટેન્ડેન્ટ કે સર્વે કામદાર અને નોકરોને મોજણીદાર કહે છે.

લશ્કરી ખાતું—એના ઉપરીને સેનાપતિ અથવા કમાન્ડર ઈન્ચીફ કહે છે દુશ્મનોથી દેશનુ રક્ષણ કરનાર આ ખાતું છે

પોલિટિકલ ખતું—રાજસ્થાનના બદોબસ્ત માટે તે સ્થાપ્યું છે ગવર્નરોના હાથ નીચેના જે સસ્થાનો છે તેના ઉપરી પોલિટિકલ એજન્ટ, અને વાઇસરાયના તાબામા જે મોટા રાજ્યો છે તેના ઉપરી રેસિડેન્ટ છે. તે દેશી રાજાઓમા અરસપરસ સપ રહે તેની તથા બ્રિટિસ સરકાર સાથેના કોલકરાર પ્રમાણે તેઓ ચાલેછે કે

નહિ તેની તપાસ રાખે છે. અને ખંડણી વસુલ કરીને જેનો તેનો હિસ્સો પહોચડાવે છે. આ શિવાય, મ્યુનિસિપલ ખાતું, દરિયાઇ ખાતું વગેરે અનેક ખાતાં છે તેની વિગત વધારે અગત્યની ન હોવાથી આપી નથી.

## ગુન્હા અને અરજીઓ સબંધી સુચના

અરજીઓના ઘણા પ્રકાર થઇ શકે પણ અત્રે ચાર પ્રકારની અરજીઓને મુખ્ય માનેલી છે એવી રીતે કે–૧ નોકરી મેળવવા માટેની અરજી, ૨ ફોજદારી ગુન્હાને લગતી અરજી, ૩ દીવાની કામની એટલે દાવા અરજી, ૪ સાર્વજનિક કામકાજને લગતી અથવા પરચુરણ અરજીઓ.

રૈયતના સાર્વજનિક લાભ જાળવવાની અરજીઓ કલેકટર ( સુબા ) ને તથા મામલતદાર કે વહિવટદારને આપવી. મારા નારી, અપમાન, સાથના રૂ. તથા ૭ માસની અંદરનો સ્થાવર મિલકતનો કબજો, રાજ્ય વિરૂદ્ધ ગુન્હા, કાયદા વિરૂદ્ધ મંડળી બાબત સુલેહનો ભગ થયાની, લાચ બાબત, સરકારી નોકરોને કાયદેસર અખ્ત્યારના તીરસ્કાર બાબત અથવા તેઓના હુકમને અપમાન કર્યા બાબત, ખોટા પુરાવા તથા સરકારી ઇન્સાફ વિરૂદ્ધ ગુન્હા બાબત, ખોટી પ્રતિજ્ઞા અથવા ખોટી સાહેદી આપવા બાબત સિક્કા અથવા સરકારી સ્ટાંપ વિરૂધ ગુન્હા માટે, ઓછા કાટલા તથા માપ સબધી ધર્મ સબધી શોરી + ગુન્હા બાબત મિલકત*વિરૂદ્ધ લેખ સબધી તથા વેપારીની અથવા મિલકતની નિશાનીઓ બાબત નોકરી કર-

---

+જેવા કે ખૂન, ગર્ભપાત, અપઘાતમા મદદ, ખૂનની કોશીશ, જન્મ છુપાવવો હુમલો, બળાત્કાર સંભોગ ઇત્યાદિ.

વાને ગુન્હો તોડવા બાબત, લગ્ન સબંધી ગુન્હા માટે આબરૂ બાબત, બીભીત્સ પુસ્તકો છપાવવા માટે તથા વેચવા માટે, સાપ્રાધ ધમકી તથા તિરસ્કાર બાબત, રેલવે સબંધી ગુન્હા, મદદગારી બાબત, પરહદમાથી બાઇડી ફોસલાવી લાવવી, ખાનગી બચાવ કરવો, ગૃહ પ્રવેશ ગેરવ્યાજબી અટકાવ, કીમતી દસ્તાવેજનો નાશ કરવો, ખોટા નાણાં ચલાવવા, મહાવ્યથા ઈત્યાદિ ફોજદારી કામને લગતા ગુન્હાની અરજીઓ માજીસ્ટ્રેટની કોરટમા થઇ શકે છે;અને લહેણુ દેણુની, ૭ માસ ઉપરનો કબજો ભોગવટો છોડાવવા વગેરેની ફરીયાદ એટલે મિલ્કત અથવા કામ કરવાના હકવિષે, તથા તેના ભંગ બાબતની ફરિયાદ દીવાની રાહે થઈ શકે છે. તેમા મિલ્કતનો નાસ થઇ શકવાનો સંભવ હોય અથવા તહોમતદાર તથા મોબતીઓ નાશી જશે, ને હાથમા નહિ આવે એવુ કઇ બન્યુ હોય તો તેના સંબધી ફરિયાદ ફોજદાર તરફ પરભારી થઇ શકે છે

અરજી લખતી વખતે જે તે ખાતાના અધિકારીનું નામ લખવાની જરૂર નથી માત્ર તેમનો હોદો હોય તે લખવો. બ્રિટિસમાં સરકારી અધિકારીઓને આપવાની અરજીઓમા મથાળે સરકાર મહેરબાન અમુક અધિકારી સાહેબ બહાદુર અને દેશી સંસ્થાનોના શ્રીમત સરકાર વિ. મહેરમાન અમુક અધિકારી સાહેબ એવું લખીને નાની લીટીએ તે અધિકારીના મુકામનું નામ લખાયછે પછી અરજદારનું નામ અને અરજીની મતનબ લખવાનો રીવાજ છે

---

ચોરી, જબરાઇથી કઢાવવુ, અપહરણ ડાકઇટી, મિલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ, વિશ્વાસઘાત, ચોરીની મિલકત લેવી, ઠગાઇ, દગાના ખત, ઇ૦

## બ્રિટિસમાં અરજી વિગેરેનાં સ્ટામ્પ.

| | |
|---|---|
| કસ્ટમ ખાતાના અમલદારની અરજીને રૂ. | ૦—૧—૦ સ્ટામ્પ |
| હરેક માજીસ્ટ્રેટને કરવાની અરજીને | ૦—૮—૦ ,, |
| નાદારી તરીકે ફરિયાદી માંડવાની ,, | ૦—૮—૦ ,, |
| ,, ડિસ્ટ્રિકટ કોર્ટની અપીલને | ૧—૦—૦ ,, |
| ,, હાયકોર્ટને ,, | ૨—૦—૦ ,, |
| હાયકોર્ટને કરવાની અરજીને | ૨—૦—૦ ,, |
| સોગન નામા પર. | ૧—૦—૦ ,, |
| જામીન ખત. | ૦—૮—૦ ,, |
| મરણ પામેલાની મિલકતનો પાવર લેનાર સામા વાંધાનુ ફરજીઆત નામુ રજુકરતા. | ૫—૦—૦ |
| મામલતદાર, મહાલકરી કે કોઇ પણ રેવન્યુ અધિકારીને હરકોઇ રેવન્યુ કામ બાબતની અરજીને | ૦—૮—૦ ,, |
| મ્યુનિસિપાલેટિ કે લોકલ બોર્ડના પ્રેસિડેન્ટને | ૦—૧—૦ ,, |

હરકોઇ પોલીસ અમલદારની અરજીને સ્ટામ્પની માફી છે.

મ્યુનિસિપાલેટિ કે લોકલ બોર્ડના સેક્રેટરીની અરજીને સ્ટામ્પ માફ છે.

**નકલ કરવાની ફી**—દરેકોઇ દસ્તાવેજમાં દર સો શબ્દે ૦—૨—૬ પ્રમાણે ફી પડે છે. **વિશેષ** રજીસ્ટર કરાવવા માટે ઘેર બોલાવવામાં આવે તો ઉપરની ફી શિવાય રૂ. ૧૦) ફેરાના તથા રજીસ્ટર બદલ ડુપટ ફી લેવામાં આવે છે.

## દિવાની કોર્ટની ફરિયાદીના સ્ટામ્પ.

રૂ ૧) થી રૂ. ૫) સુધી ને ૭ આનાનો, રૂ ૫) થી અધિક અને રૂ ૧૦ ) સુધીને બાર આનાનો રૂ. ૧૦ થી અધિક અને રૂ. ૧૫) સુધીને રૂ.૧)≡ નો, રૂ. ૧૫) થી અધિક અને રૂ. ૨૦) સુધીને રૂ ૧॥ નો. એ રીતે રૂપિયા સો સુધીમા દર પચકડે ૭ આના લેખે રૂ. ૧૦૦) થી અધિક અને રૂ. ૧૦૦૦ ) સુધીમાં દર દસકે બાર આના લેખે,અને રૂ. ૧૦૦૦ ) થી અધિક અને રૂ. ૫૦૦૦ સુધીમા દર સે કડે રૂ ૫—૦—૦ લેખે ઇત્યાદિ ( જુઓ સ્ટામ્પ આકટ)

## સ્મોલકોઝ કોર્ટની ફરિયાદની મુદત.

૧ પગારની, ૨ સરકારી મ્હેસૂલ ચઢી જવાથી કોર્ટના કાયદાથી થયેલુ વેચાણ રદ કરવવાની, ૩ જાહેર કામ માટે જોઇતી જમીન લીધી હોય તેના બદલાની, ૪ ખોટી રીતે કેદ કરવાની, ૫ શરીરને થયલા નુકસાનના બદલાની, કપટથી ફોજદારી કોર્ટમાં કામ ચલાવવાની, બદનક્ષી કરવાની, કોઇએ શેઠ સાથે કરેલો એકરાર તોડવાની ઉશ્કેરણી કરવાની, અને ગેરકાયદે જપ્તિ લઇ જવાની મુદત **એક** વર્ષની છે

સ્ત્રીનો કબજો મેળવવા માગણી કરી અને તેની ના પાડવામાં આવે ત્યારથી, ધણી ધણીઆણી વચ્ચે રાહવટની, ધણી ધણીઆણી

ઉમ્મરે પહોચ્યા પછી રાહવટ માગવામાં આવે પણ તેની ના પાડવામાં આવે ત્યારથી, રેલ્વે કે બીજા મારફતે માલ પહોંચાડતાં થયેલી ઢીલના બદલાની કે ગયેલા માલની અરજી સબંધી મુદત બે વર્ષની છે.

ત્રણ વર્ષની—ચોરી કે બીજી બદદાનતથી ગયેલી મિલકત મેળવવાની મુદત આગળથી નક્કી નહિ કરી હોય એવા વેચેલા માલનાં નાણા મેળવવાની, પ્રતિવાદીની અરજથી કરેલા કોઇ પણ કામનાં નાણા મેળવવાની ઉછીતા નાણાની જામીનગીરીનાં નાણાં મેળવવાની હુંડી કે શાહજોગ ચિઠીના મેળવવાની, ભાડાની ભૂલચૂકથી થયલા કામના છૂટાકારાની, છૂટા થયેલા પત્વાળાનો હિસાબ અને નફાનો હિસ્સો મેળવવાની, ચાલુ ખાતાની બાકીની, દગાથી, મેળવેલુ હુકમનામુ રદ કરવવાની આડતિયા પાસેથી હિસાબ લેવાની કોઇ દસ્તાવેજ બનાવટી છે એમ ઠરાવવાની, અને જોઇન્ટસ્ટાક કંપનીના કોલની મુદત ત્રણ વરસની છે

સ્થાવર મિલકત ઉપર ધીરેલાં નાણા મેળવવાની ભાડુત પાસેથી મિલકતનો કબજો મેળવવાની, મરનાર તરફનો ફાળો મેળવવાની, વંશ પરંપરાનો ચાલતો હોદ્દો મેળવવાની મુદત બાર વર્ષની છે.

ગીરો મૂકેલી જંગમ મિલકત મેળવવાની, સ્થાવર મિલકત ગીરો રાખનારે કબજાગીરો આપનાર પાસેથી તે મિલકતનો કબજો હાયકોર્ટમાથી મેળવવાની અરજીની મુદત ત્રીસ વર્ષની છે.

ગીરો મૂકેલી સ્થાવર મિલકત ગીરો રાખનાર તરફથી વેચવાની કબજાગીરો આપેલી સ્થાવર મિલકત ગીરો રાખનાર પાસેથી છોડવવાની હિંદુસ્થાન ખાતાના પ્રધાન તથા સરકાર તરફથી કોઇ પણ

ફરિયાદની મુદત સાઠ વર્ષની છે.

## ગાયકવાડી રાજ્યમાં અરજી વગેરેને સ્ટામ્પ.

હરેક કામ સબંધી હજુર અરજીને, દીવાની કામની પેટા અરજીને, હુકમ નામાની નકલ લેવા બદલ માજીસ્ત્રેટને, મારામારી, ગાળાગાળી, સ્ત્રીનો કબજો લેવાની, કબજાની ફરિયાદની, આબરૂની અરજીને, વરિષ્ટ કોર્ટની પરચુરણ અરજીને, સોગન નામાને, હરેકડિસચાર્જ ઓીન પ્રાન ન્યયાધીશને, અને હરેક એકવીટન અપીલ વરીષ્ટ કોર્ટને કરવી હોય તો તે દરેક ઉપર આઠઆઠ આનાનો સ્ટાંમ્પ જોઇએ

દીવાની કોર્ટમા પ્રતીવાદીનો જવાબ ચાર આનાના, જંગમ મિલકતની વહિવટના ખતને એક રૂપિઆના, વતન, વૃત્તિ અને સ્થાવર મિનકતના વહિવટને ચાર રૂ ના, હક ઠરાવવાની, હિસાબ લેવાની, સ્ત્રીનો કબજો મેળવવાની, કોઇપણ માણસ કબજે લેવાની, અને પન્યાજો તોડવાની અરજીને દસ રૂપીયાનો સ્ટામ્પ છે

સરસુબા, સુબા, વહિવટદાર કે મહાલકરીને આપવાની રેવન્યુ કામની અરજીને સ્ટામ્પની માફી છે

## ગાયકવાડી રાજ્યમાં દીવાની સ્ટામ્પ.

રૂ ૧ ) થી રૂ ૪) સુધીને રૂ ૦। નો રૂ ૨૦૦) ,, રૂ ૨૫૦ ,, રૂ૧૬)
રૂ ૪થી અધિક અને રૂ ૮),,રૂ ০॥નો રૂ. ૨૫૦) ,, રૂ ૩૦૦),, રૂ ૨૦
રૂ. ૮) ,, રૂ ૧૬ ) ,, ૧ ) ,, રૂ ૩૦૦) ,, રૂ ૪૦૦),, રૂ ૨૫)
રૂ ૧૬),, રૂ ૩૨) ,, રૂ ૨) ,, રૂ ૪૦૦ ) ,, રૂ ૫૦૦) ,, ૩૨ )
રૂ. ૩૨),, રૂ ૫૦),, રૂ ૩ ) ,, રૂ ૫૦૦) ,, રૂ ૬૦૦),, રૂ ૪૦)

રૂ. ૫૦),, રૂ ૬૪) ,, ૩૪) ,, રૂ ૬૦૦ ) થી અધિક, અને રૂ ૭૦૦)
રૂ. ૬૪) ,, રૂ ૭૫) ,, રૂ ૫) ,, રૂ સુધીને રૂ ૪૫
રૂ. ૭૫) ,, રૂ ૧૦૦) ,, રૂ ૬) ,, રૂ ૭૦૦) ,, રૂ ૮૦૦),, ૫૦ )
રૂ. ૧૦૦),, રૂ ૧૨૫ ),, રૂ ૮) ,, ૮૦૦) ,, ૧૦૦૦ ) ,, રૂ ૬૦)
રૂ. ૧૨૫),,રૂ ૧૫૦) ,, રૂ ૧૦),, રૂ ૧૦૦૦) ,, રૂ ૧૨૦૦),, રૂ ૭૫)
રૂ. ૧૫૦),, રૂ ૨૦૦ ,, રૂ ૧૨),, રૂ ૧૨૦૦) ,, રૂ૧૫૦૦),, રૂ ૧૦૦)

---

રૂ. ૧૫૦૦) ,, ૨૦૦૦) રૂ " ૧૨૫) રૂ. ૮૦૦૦) ,, રૂ. ૯૦૦૦),,રૂ.૫૫૦)
રૂ.૨૦૦૦),, રૂ। ૨૫૦૦),, રૂ. ૧૫૦) રૂ ૯૦૦૦),, રૂ. ૧૦૦૦૦),, રૂ.૬૦૦
રૂ. ૨૫૦૦),, રૂ. ૩૦૦૦),,રૂ ૨૦૦),,રૂ ૧૦૦૦૦),,૧૨૫૦૦) ,,રૂ.૮૦૦)
રૂ. ૩૦૦૦),,રૂ.૪૦૦૦) ,,રૂ.૨૫૦) રૂ. ૧૨૫૦૦),, રૂ ૧૫૦૦૦),,રૂ૧૦૦૦)
રૂ.૪૦૦૦),,રૂ.૫૦૦૦),,રૂ. ૩૦૦)રૂ. ૧૫૦૦૦),,રૂ.૨૦૦૦૦),,રૂ.૧૨૫૦)
રૂ.૫૦૦૦),,રૂ.૬૦૦૦),, રૂ. ૪૦૦)રૂ૨૦૦૦૦),, રૂ ૨૫૦૦૦),,રૂ૧૫૦૦
રૂ.૬૦૦૦)" રૂ.૭૦૦૦),, રૂ ૪૫૦)રૂ. ૨૫૦૦૦),,રૂ. ૩૦૦૦૦),,રૂ૧૮૫૦)
રૂ.૭૦૦૦),, રૂ ૮૦૦૦),,રૂ.૫૦૦) રૂ.૩૦૦૦૦),,રૂ.૩૫૦૦૦),,રૂ ૨૧૦૦)
ઇત્યાદિને માટે જુઓ સ્ટાપ્પ આક્ટ.

## દીવાની કામમાં પુરાવા દરખાસ્ત શી.

રૂ. ૧ થી રૂ. ૨૫ સુધી રૂ. ૦। રૂ ૧૦૦ થી આધક અને રૂ. ૫૦૦)
રૂ. ૨૫ ) થી રૂ. ૫૦) સુધી રૂ ૦॥ સુધી રૂ. ૨ )
રૂ. ૫૦૦) ,, રૂ. ૧૦૦૦૦) ,, રૂ. ૩ )
રૂ. ૫૦ થી , ૧૦૦) સુધી રૂ. ૧ ) પછી તે ઉપરાત રૂ. ૫) ,,

## વારસાઇનો દાખલો લેવાને સ્ટાપ્પ.

રૂ. ૧, થી રૂ ૫૦૦ સુધીને રૂ. ૧ ) રૂ. ૫૦૦) ; થી અધિક અને

રૂ. ૧૦૦૦) સુધીને રૂ. ૨) રૂ. ૧૦૦૦) અધિક અને રૂ, ૫૦૦૦) સુધીને રૂ ૩) અને તે ઉપરાત ચાર રૂપીયા છે.

## ગાયકવાડી રાજ્યમાં ફરિયાદનાં મુદત.

નાદારીમા દાવો ચલાવવાને પરવાનગી મગવા કરેલી અરજનો નિકાલ થત. સુધીમાં મુદત ગઈ હોય તોએ અરજના નિકાલ થયા તારીખથી ફરિયાદ કાઢી નાખ્યાના કારણથી ફરીને દાવો કરવો હોય અને તેની મૂળની મુદત રહી ન હોય અગર થોડી રહી હોય તો, તે દાવો ત્રણ માસમા ચાલી શકે છે.

મેજીસ્ટ્રેટને ત્યાથી સ્થાવર મિલકતનો કબજો લેવા બાબતની મુદત છ માસની છે.

વારસાઈનો દાખલો મળ્યા તારીખથી મરનારનું લહેણુ કિંવા માલ મિલકત લેવાની ફરીયાદ મૂળની મુદત વિત્યા છતા કરવી હોય તો, જગમ મિલકત કોઇને દાન, બક્ષીસ અગર વેચાણ આપવામા આવી હોય ને તે કબજે થયેલી ન હોય તો, બીજાના હુકમનામામાં વેચાઇ ગયેલી કોઈની જંગમ મિલ્કત પાછી મેળવવી હોય તો, મૈયત થયેલા કોઈ બાળક અથવા ગાડા માણસનું લહેણુ અથવા માલ મીલકત બીજાના કબજામા હોય તે તેના વારસોને લેવી હોય તો તેનો દાવો **એક વરસ** સુધીમા ચાલી શકે છે.

કાયદાથી મુદત મુકરર કરવામા આવી ન હોય એવા સઘળા દાવા સ્થાવર મિલકત કોઇને દાન બક્ષીસ કે વેચાણ આપવામાં આવેલી હોય, પણ તે કબજે થયેલી ન હોય નો તે કબજે લેવા, બીજાના હુકમનામામા વચાઇ ગયલી સ્થાવર મિલકત પાછી મેળ-

વવા, ગાંડો માણુસ ડાહ્યો થયા તારીખથી પોતાની કોઇ પણ મિલકતનો દાવો કરવા માગતો હોય અને મુદત ન રહી હોય તો સગીર વીસ વરસનો થયા પછી મિલકતનો કબજો મેળવવા, ખાતુ અથવા ખત શિવાય બીજી રીતે કરેલો વ્યવહાર, સ્થાવર મિલકતને લગતા ભોગવટાના બંધ કરેલા હક ચાલુ કરવા, અને સ્ત્રીને તેડવા ગયે ના પાડયા તારીખથી કબજો મેળવવાના દાવાની મુદત ત્રણ વરસની છે

બીન તકરારી હાથ દસ્કતના ખાતાને, અને ચાલુ ચોપડા ઉપરના દાવાને છ વરસની મુદત છે.

કરારી હાથ દસ્કતના ખાતાને અથવા ખતને બાર વરસની મુદત છે

સ્થાવર મિલકત સાન લખી હોય તે ઉપરથી, કોઇ સ્થાવર મિલકત દબાવી હોય તે પાછી મેળવવા, બીજાએ આપણી સ્થાવર મિલકત કોઇને દાન, બક્ષીસ કે વેચાણ આપી હોય તે રદ કરાવી કબજો લેવાની મુદત **વીસ** વરસની છે.

હરકોઇ અપીલની મુદત ઠરાવ થયા તારીખથી ૬૦ દિવસની છે. પણ તળ વડોદરા શહેરને માટે મેજીસ્ટ્રેટ અને સીટીજડજની ઉપરની અપીલની મુદત ૩૦ દીવસની છે

**નકલ ફી**—દર સો શબ્દે એક આનો. દાખલો સોધામણ ફી દરસાલના આઠ આના.

## ૧ નોકરી મેળવવાને અરજી.

મહેરબાન રા સા. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.

સાહેબ બહાદુર—પ્રાંત—વડોદરા.

મુ. વડોદરા.

સેવામા મોજે વસો તાલુકે પેટલાદ પ્રાંત વડોદરા રહીશ ઉમેદવાર પટેલ. હાથીભાઇ મીઠાભાઇની સલામ દિગર અરજ એ છે જે આપના તાબામાં નોકરી કરવાને મારી ઇચ્છા છે. તો કૃપા કરીને રૂ. ૧૨) સૂધીની જગો આપશોજી.

હું વડોદરા રાજ્યનો રહીશ છુ, નાતે લેઉવો પાટીદારછુ, મારી ઉમ્મર વર્ષ ૨૨ ની છે. મેં અત્રેની સ્કુલમા ગુજરાતી ધોરણ છઠ્ઠાના વર્ષ બીજા સૂધી, તથા એંગ્લોવર્નાક્યુલર સ્કુલમા અંગ્રેજી ચોથા ધોરણ સૂધીનો અભ્યાસ કરેલો છે અને તે દરેક ધોરણમા પાસ થયો તે બાબતના સર્ટિફિકેટ આ લગત સામેલ છે. તે નિધામા લઇ મને યોગ્ય જગો આપવા દયા કરશોજી.

જવાબને સારૂ એક આનાની ટિકીટ આ લગત રાખેલી છે, તે સાહેબ મહેરબાનને વિદિત થાય. તા. ૧–૭–૯૪

લી. સેવક.

પટેલ. હાથીભાઇ મીઠાભાઇ.

**૩ મરામતની રજા ચિઠ્ઠી મળવા બાબત અરજી.**

સરકાર વિ૦ મે૦ મ્યુનિસિપાલ સેક્રેટરી કે કમીશનર સાહેબ.

મુકામ૦

જુનાબમા અમુક ગામની અમુક શેરીના રહેનાર અમુકની અરજ એ છે જે—પોળ મજકૂરમા અમારૂં ઘર છે તે જીર્ણ થ-

વાથી છાપરાનું માલણ ઉકેલીને નવું કરાવવું છે, તથા બીજીજાગ ફુગી કરવાની છે તો તેને માટે રજાચિઠી મળવા મહેરબાની થવી જોઈએ. તા.

અરજદારની સહી.

## ફોજદારી અરજી--ચોરી વિષે.

સરકાર વિ મહેરબાન ફોજદાર ( ચીફ્ કોન્સ્ટેબલ ) સાહેબ.

તાલુકે અમુક મુ. અમુક.

જીનાબમા અરજદાર મોજે અમુક તાલુકે અમુકના રહેનાર અમુકની સલામ દિગર વિનંતિ કે ગઈ કાલ રાતે મારા ધરમાં ખાતર પડેલું છે. તેમાં નીચેની મિલકત ચોરીએ ગયેલી જણાય છે. ( વિગત લખવી. )

ઉપરની મિલકત કોઈ હરામખોર લઇ ગયો છે, તો તે પાછી મળવા તથા હરામખોરોને સજા થવાને પૂરતી તપાસ કરવા મહેરબાની થવી જોઇએ. તા. અરજદારની સહી

## ૨ ચોરી વિષે.

સરકાર વિ. મહેરબાન અમુક તાલુકાના અમુક વર્ગના માજીસ્ટ્રેટ સાહેબ.

અરજદાર ધંધો જાત ઉમર રહેવાસી.

નામ

સામાવાળો નામ વગેરે.

હુ ઉપર કહેલો અરજદાર અમુક ( નામ ) અરજ કરૂં છું કે

સદર સામાવાળો અમુક તારીખે અમુક ઠેકાણેથી, મારા કબજામાથી બીન પરવાનગીએ તેનો હક નહિ છતા અમુક અમુક મિલકત ( ચોરીની જણસો નામ કીંમત સાથે ) લઇ ગયો છે અને તે તેના કબજામા છે. અગર પોતાની જાણ પ્રમાણે જે જગાએ હોય તે જગા બતાવવી ) ત્યા જપ્ત કરવાથી મુદ્દા માલ સાથે પકડાશે, એમ મારા સાભળવામા છે તેના સાક્ષીઓ નીચે પ્રમાણે છે–(સાક્ષીના નામ તથા ઠેકાણા ) ઉપર લખેલી મિલકત સદર સામાવાળો મારા કબજામાથી મારી રજામદી શિવાય લઇ ગયો છે અને તે ફલાણે ઠેકાણે છે. તેથી તેની મિલકત જપ્ત કરવાથી મારો મુદ્દા માલ પકડાઇ આવશે. જો તાકીદથી તજવીજ થવા હરકત થશે તો મુદ્દા માલ ઉડી જવા સંભવ છે માટે તાબડતોબ જપ્ત કરશો હુ ચોરીનો ચાર્જ રાખી ફરિયાદ કરૂ છુ માટે તેને સાબીત થયે યોગ્ય સજા કરશોજી તા અરજદારની સહી

## મારા મારી બાબત અરજી.

સરકાર વિ મહેરબાન અમુક તાલુકાના અમુક વર્ગના માજીસ્ટ્રેટ સાહેબ

અરજદાર, જાત, ધંધો રહેવાસી

( નામ )

**સામાવાળા**

( નામ )

હુ ઉપર કહેલો અરજદાર અમુક ( નામ ) અરજ કરૂછુ જે સદરહુ ઉપર લખેલા સામાવાળા અમુક તારીખે અમુક ઠેકાણે હુ

જતા હતા ( અગર જેવા પ્રકાર હોય તેવા લખવા ) તે વખતે ( મારામારી અગર તકરાર કરવાનું કારણ જણાવવું ) અમુક કારણને લીધે તેણે મને ગાળો દઇને શરીરની અમુક જગાએ માર માર્યો, તેથી શરીરને વ્યથા થઇ તેના સાક્ષીઓ નીચે પ્રમાણે છે. ( સાક્ષીદારના નામ તથા ચોકસ ઠેકાણાં લખવાં. અને સાક્ષીઓને પોતે બોલાવી રજુ કરવાના હોય તો તે તથા સરકાર મારફતેજ બોલાવવા હોય તો તે લખવું ) ઉપર લખેલા સાક્ષીઓને બોલાવી પૂછવાથી કોર્ટની ખાતરી થશે. એ શિવાય વધારે સાક્ષીની જરૂર પડશે તો પાછળથી રજુ કરીશ.

એ રીતે મને સદર લખેલા સામાવાળાએ માર મારી વ્યથા કરી તેથી તેના ઉપર હુ વ્યથાનો ( ગાળા ગાળી થઇ તો તિરસ્કારનો અગર જે જાતનો ગન્હો કર્યો હોય તે પ્રકાર લખવો ) ચાર્જ રાખી ફરિયાદ કરૂછું તા. અરજદારની સહી.

## મિલકતનો કબજો લેવા બદલ અરજી.

સરકાર વિ. મે રાવસાહેબ મામલતદાર સાહેબ તાલુકે અમુક

વાદી ઉમ્મર જાત ધંધો રહેવાશી.

( નામ )

પ્રતિવાદી

( નામ )

### કબજા બદલ.

હુ વાદી અરજ કરૂં છુ કે અમુક જગાએ અમુક ઠેકાણે અમારી માલકી કબજા ભોગવટાની જમીન અગર ઘર કે દુકાન છે. તે

સદર પ્રતિવાદીએ અમુક તારીખે અમુક કારણથી ગેર કબજે કર્યો છે તેની ચતુર સીમા નીચે પ્રમાણે—

સદરહુ જમીન અમુક તારીખ સુધી મારા કબજા ભોગવટામાં હતી, તેનો અમુક તારીખે ગેરકાયદે બકજો કર્યો, માટે તે તારીખથી દાવાનુ કારણ ઉત્પન્ન થયું છે તેના સાક્ષી નીચે પ્રમાણે છે. ( સાક્ષીનાં નામ તથા ઠેકાણાં ) સદરહું સાક્ષીઓને બોલાવી પૂછવાથી કોર્ટની ખાતરી થશે. પ્રતિવાદીએ ઉપર લખેલી મારી કબજા ભોગવટાની જમીન કબજે કરી છે. તે પ્રતિવાદી પાસેથી આ દાવાના ખરચ સહ કબજે આપવા મહેરબાની કરશો. અરજદારની સહી.

પ્રતિજ્ઞા લેખ. હું વાદી એકરાર કરૂછું કે સદર દાવા અરજીમાં લખેલો મજકુર મારા જાણવા પ્રમાણે સાચો છે અરજદારની સહી.

### ગણોત કે દાણ મળવાની અરજી.

| વાદી | ઉમ્મર | ધંધો | રહેવાસી |
| --- | --- | --- | --- |
| ( નામ. ) | | | |
| પ્રતિવાદી, | | | |
| નામ. | | | |

### દાણ બાબત.

હુ વાદી અરજ કરૂંછુ કે અમુક ગામ અમુક ઠેકાણે સર્વે નંબર, આકાર, ગુઠા, જમીન છે. તે જમીન સદર પ્રતિવાદીએ અમુક સાલને માટે કે એક સાલી ગણવતે ખેડવાને રાખેલી હતી તેની સાથના રૂ. આટલા આપવા ઠરાવ કર્યો છે ( અર્ધ ભાગે હોય

તો દાણાનું વજન અને તેની કીમત ) તે ગણુતના આધારે ( ગણુ-
વત ના હોય અને મોઢેનો કરાર હોય તો તે લખવો ) રૂપિયા
માગુ છું તેની વિગત.

એક સાલી દાણુના
——————વસુલ આવ્યું તે બાદ
——————બાકી રહેલા છે તે.

દાવાનું કારણ—( હોય તે લખવું ) સબબ ગણુતના આ-
ધારે દાણુના રૂ. સદર પ્રતીવાદી પાસે માગું, તે આ દાવાના ખરચ
સહિત અપાવો. ગણુતની નકલ આ સાથે રજુ કરૂ છુ.

પ્રતિજ્ઞા લેખ કબજાની કે દાવા અરજી પ્રમાણે કરવો

**દાવા અરજી.**

સરકાર વિ. મહેરબાન અમુક તાલુકાના સબાર્ડિનેટ જજ
કે મનુસફ સાહેબ.

વાદી ઉમ્મર ધંધો રહેવાનુ ગામ—તાલુકો

+ નામ )

પ્રતિવાદી

( * નામ )

× મૂળ માણુસ ન હોય તો મૈયત અમુકના હું વારસ પુત્ર
અથવા મૃત્યુ પત્ર ચનાવનાર હું ફલાણા—એમ દરેક ઠેકાણે
લખવુ જોઇએ.

* પ્રતિનિધિપણાના સબધથી દાવો હોય તો છેવટે પેરો વધારી
લખવુ કે હું વાદી મૈયત અમુકનું મૃત્યું પત્ર ચનાવનાર એવો દા-
ખલો મેળવેલો છે સબબ એ નાતાથી ફરિયાદ આણી છે.

## દાવો ૩.

હું સદરહું વાદી દાવો કરૂંછું તેની તપસીલ નીચે લખ્યા પ્રમાણે છે

સદરહુ પ્રતિવાદીએ હું વાદીને ખત અથવા હાથ દસ્કતનું ખાતુ રૂપિયા આટલાનુ સ. ની મીતિએ અમુક ગામે લખી આપ્યું તે પ્રમાણે લેવાની વિગત

રૂ. ——— — મુદ્દલ બાકી.
——— ——— વ્યાજ દર અમુક લેખે.
——— — — વસુલ આવ્યું ( તે બાદ )
— — — ——— છુટ મૂકી—
બાકી લહેણું.

દાવાનું કારણ એ છે કે ખત અથવા ખાતાની અમુક મીતિથી એટલે સં. મીતિ અમુકને રોજ ઉત્પન્ન થયું સબબ સદરહુ પ્રમાણે રૂા. આટલા માગુંછું તે દાવાના ખરચ સુદ્ધા પ્રતિવાદીની જાત મિલકતમાંથી અને બીજી હરેક મિલકતથી વસૂલ કરી અપાવો

વાદીની સહી અથવા મુખત્યારની સહી.

૨ દાવો મુદત બહારનો હોય તો તેનું કારણ જણાવવું કે વાદી અમુક મીતિથી અમુક મીતિ સુધી દીવાનો હતો, અથવા બીજુ જે કારણ હોય તે લખવુ.

૩ સ્થાવર મિલ્કત સબંધી દાવો હોય તો તપસીલની નીચે લખવું કે હું વાદી જણાવું છું કે સદર પ્રતિવાદીએ અમુક ગામમાંની જમીન વિઘા અથવા ગુંઠા જરીફ નંબરની, અમુક મુદત સુધી

મુદત પુરી થયે રૂ. આપેથી તે છૂટે એવી સરતે અમુક મીતિએ રૂ. આટલા માટે ગીરે આપેલી હતી હાલ ગીરોની રકમ આપતાં તે છોડતો નથી, સબબ ગીરોની રકમનો દાવો બાધીને અરજ કરૂં છું તેની ચતુરસીમા મધ્યેની જમીન ગીરોના રૂ પ્રતિવાદીને આપીને મારા તાબામા આપવા વિષે ખરચ સુદ્ધા હુકમનામું કરી આપવુ જોઇએ ઇત્યાદિ૦

પ્રતિજ્ઞા—હું વાદી પ્રતિજ્ઞા કરૂં છુ કે ઉપર લખેલો મચકુર મારા જાણવા અને માનવા પ્રમાણે ખરો છે. પ્રતિજ્ઞા લેખ જાણી બુજીને ખોટો કરવો એ ગુન્હો છે એની મને ખબર છે.

( સહી વાદીની અગર તેના મુખ્ત્યારની. )

## અપીલ

### ( સરનામુ ઉપર પ્રમાણે. )

**નામ ઉમ્મર. જાત. ધંધો** રહેવાનુ ઠેકાણુ

અપીલ કરનાર.

**નામ**

સામવાળો

અપીલ દાવો ૩૦

હું અપેલન્ટ અથવા અપીલ કરનાર અમુક આ અપીલ અરજથી જાહેર કરૂછું કે × કોર્ટને મુકરદમો નબર તા. માહે—સન રોજ મારા વિરૂધ થયો તેથી નારાજ થઈ હું અપીલ કરૂં છુ. તેનાં કારણો—( જે હોય તે કેશ ઉપરથી લખવા. ) પછી અપીલમાં જે આગણુ હોય ને લખવું તા

અપીલ કરનારની સહી

## નવાણ માટે અરજી.

અખીલૌદાર્ય, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ,
શ્રીમંત સરકાર વિ. સુબાસાહેબ બહાદુર.
પ્રાંત વડોદરા.
મુકામ—

જીનાબમા મોજે અમુક તાલુકે અમુકના ગામ લોકોની વિનતિ એ છે જે અમારા ગામના તલાવમાં બારે માસ પાણી પહોચતું નથી, અને ગામમા હવાડાવાળો સારો મોટો કૂવો પણ નથીઃ તેથી ઉનાળામા લોકને તથા ઢોરને પાણી પીવાના સબંધમા ઘણીજ આપદા ભોગવવી પડે છે, પણ વરસાદની તાણ હોય ત્યારે અમારી કેવી દશા થતી હશે તેનો ખ્યાલ આપ સાહેબની ધ્યાનમા સહજ આવશે; માટે તલાવમાં બારે માસ પાણી પહોંચે એટલું ખોદાણ થવાની કે એક સારો કૂવો કરાવવાની ગોઠવણ જરૂર કરશો, અમારૂ ગામ ઘણુજ ગરીબ હાલતમા છે, તેથી તળાવનું કે કૂવાનું ખોદાણ થાય તથા તેના ઓવારા બંધાય તેના ખરચમા કંઇ ભાગ આપી શકે

---

× વળી બીજી અપીલ કરવાની હોય તો ઉપર પ્રમાણે લખવુ પણ તેમા પહેલી અપીલનો નીકાલ જે કોરટથી થયો હોય તે કોરટનું નામ અને અપીલના ફેસલાનો નબર લખવો અને તેના કારણ લખવા કાયદા વિરૂધ, કાયદાના મહત્વના મુદ્દાનો નિર્ણય થવો રહ્યો હોય, કામ ચલાવવામા મુદ્દાની ભૂલ અથવા કમીપણુ થયુ હોય. મુદ્દાની સાબીતીઓ વિષે નીચલી અને અવલ કોરટમા મત ભેદ પડયો હોય તેવા કારણો લેવા જોઇએ

એમ નથી માટે એ ખરચ સરકારથી થવાને કૃપા થવી જોઇએ. તા. ૪— ગામના લોકોની સહી

---

## સરકરી રિપોર્ટ વિષે.

( પડતર જમીન દબાવ્યા બદલ. )

જાવક નં. સન ૧૮૯૨-૯૩

મહેરબાન રાવસાહેબ મામલતદાર સાહેબ.

તાલુકે—વલસાડ

જીલ્લે સુરત.

જીનાબમાં મોજે ઉંડાચ તાલુકે વલસાડના પટેલ તલાટીની સલામ કબુલ કરશો. દિગર અરજ એ છે જે ચાલતી સાલનું પાહાણી ફરતાં સર્વે નંબર ૪૬ ના ખાતાદાર રણછોડ નારણે પાસેના નં. ૪૭ ની શીર પડતર જમીનમાંથી ચાર ગુઠા જમીન દબાવેલી જણાય છે, તથા હદના બાણુ નિશાન પણ ખસેડેલાં માલુમ પડે છે, તેની કેફિયત આ લગત મોકલી છે, માટે યોગ્ય થવા મરજી રૂપ થવુ. એજ અરજ તા

ભુલાભાઇ વસનજી પટેલ.

નાગરદાસ મોરારદાસ તલાટી

---

જા નં સન ૧૮

મહેરબાન ચીફ કોન્સ્ટેબલ સાહેબ.

તાલુકે—ચીખલી, જીલ્લે—સુરત.

જનાબમાં તાલુકે મજકૂરના મોજે ખરગામના પોલીસ પટેલની અરજ એ છે જે મયકુર ગામના સીમાડા ઉપર અજાણ્યા શકવાળા લોકો વીશેકનુ ટોળુ પડેલું છે, તેમને જતા રહેવાની તાકીદ કરવા છતાં તેઓ માનતા નથી, માટે વેળાસર બંદોબસ્ત થવા મહેરબાની થવી કે પાછળથી પસ્તાવાનો વખત આવે નહિ તા        વેરમા
ખુશાલ પોલીસ પટેલ

જા. નં.        સન

મેહેરબાન ખાન સાહેબ ડેપ્યુટી એ ઈ સાહેબ.

જીલ્લે–ભરૂચ.

જીનાબમા કરબે (    ) તાલુકે (    ) જીલ્લે ભરૂચની લોકલબર્ડ નિશાળના મેહેતાજીની સલામ માન્ય કરશો. દિગર નમ્રતા પૂર્વક વિનતિ જે—અત્રેના માનવંત શેઠ દામોદરદાસ ખુશાલદાસ આજે સ્કુલમા પધાર્યા હતા કેટલાક છોકરાઓનું વાચન, લેખન, અને ગણિત વગેરે જોઇને ખુશી થવાથી તેમણે વિઝિટ બુકની અંદર જે શેરો માર્યો છે, તેની નકલ આ સાથે સામેલ છે.

એ શેઠ સાહેબને કેટલાક ગરીબ છોકરાનો અભ્યાસ પૂરતાં સાધન વગર ઓછો જણાયો, તે ઉપરથી દયા લાવી તેમણે પોતે ઠરાવ કર્યો કે ધોરણના ઉતરતા ક્રમ પ્રમાણે જે ગરીબ છોકરાઓના વાલીઓ મારી મદદ લેવાને રાજી હોય તેઓની સહી સાથેની અરજી, અને જેઓ જાહેર મદદ લેવાને શરમાતા હોય તેમના નામની ટીપ, મારા તરફ મોકલશો, તો તેમાના યોગ્યતાવાળા પચીસ છોકરાઓની માસિક ફી, અને હાલ ખપજોગ સ્લેટ ચોપડીઓ વગેરે

ફી આપીશ. પણ જે છોકરાઓ માંદગી કે એવા ખાસ કારણ શિવાય દિવસ ૨૦ થી ઓછી હાજરી રાખશે તેમની ફી આપીશ નહિ. આ ઠરાવ મારી અનુકૂળતા સુધી પાળી શકુ.

આ હકીકત જાહેર થતા ઉત્તેજનાર્થે શાળાપત્રમાં પ્રગટ થવાને તજવીજ કરશોજી તા.

મોજીલાલ રણછોડદાસ

મેહેતજી–નોનલ બોર્ડ સ્કૂલ કાનવા

હુકમ વિષે.

જા ન                સન ૧૮

રાવસાહેબ કે ખાન સાહેબ મામલતદાર સાહેબ.

તાલુકા–અમુક.

અજ તરફ કલેકટર જીલ્લા અમુક, સલામ દિગર–તમારા તાલુકાની જમાબંધી ઓણુ સાલ અમારે કરવાની છે, માટે તલાટીઓ પાસે જમાબંધીના કાગળો આવતા માસની તા ૨૦ મી સુધીમાં તૈયાર કરાવી રાખવા અમારો મુકામ આવતા માસની તા. ૨૨ મીએ અમુક ગામે થશે. એ તારીખે માર્જીનમા જણાવેલા દશ ગામોના દફતરો સાના પટેલ તલાટીઓ રજુ કરે, તથા દરેક ગામની પાચ પાચ પાચ આસામીઓ ( લગતની છુપી ચિઠીના સર્વે નબરોના ખેડુતો ) બોલાવેલા રજુઆત સારૂ હાજર રહે, એવી ગોઠવણ રાખશો તા.

સહી કલેકટર.

જીલ્લા અમુક.

જા. નં સન.

ઇજતે આસાર મોજે અમુકના પટેલ તલાટી.

સલામ દીગર લખવાનું કે તમારા ગામમાં હાથીઆ થોર ઘણા વધી ગયા છે, તે કપાવવાને તમોએ બીલકુલ તજવીજ કરી નથી, માટે આ હુકમ પહોંચેથી દિન આઠમાં સદરહુ થોરનો નાશ કરાવીને રિપોર્ટ કરવો. તા૦

સહી વહિવટદાર કે મામલતદાર

તાલુકે અમુક.

જાવક નં. સન

યાદી મેહેરબાન અમુક અધિકારી સાહેબ તરફ

અમુક અધિકારી તરફથી.

સલામ સાથે એવી જે મેહેરબાન એકૌન્ટન્ટ જનરલ સાહેબ બહાદુરના નં. ૪૭૧ તા. ૨૮–૭–૯૩ ના હુકમ ઉપરથી લખવાનું કે આપના વિભાગની નિશાળોના પગાર વગેરે બીલો પેમેન્ટ થતાં હદ કરતા વધારે વિલંબ થાય છે. માટે હવેથી તાકીદે પેમેન્ટ થઈ બીલો તાકીદે રવાના થવા પાકી ગોઠવણુ રાખશો. તા

સહી ટ્રેઝરી ઑફિસર

જાહેરનામું.

શેહેરમાના લોકોને આથી જાહેર કરવામાં આવે છે કે હાલમાં મુબાઈમા મુસલમાન હિદુંઓ વચ્ચે ધર્મ સબંધી હુલ્લડ જાગેલુ છે અને તેની અસર તથા ઉશ્કેરણી અત્રે પણ માલમ પડવાના ચિન્હો જણાય છે, તેથી પોલિસ અને લશ્કરી માણસોના પહેરા ઠામ ઠામ રાખવામા આવેલા છે હરકોઇ જાહેર ઠેકાણે બીજું જાહેરનામું

બહાર પાડતા સુધી પાંચ કે તેથી વધારે માણસનું ટોળું ઉભું રહેલું જણાશે તેને વિખરાઇ જવાનું કહેતા, જુદા પડશે નહિ તો એકદમ પકડીને કેદ કરવામાં આવશે; અગર સામે થશે તો બંદુકની ગોળીઓથી બેજાન કરવામાં આવશે, માટે લોકોએ ઘણી સાવધગીરીથી વર્ત્તવું જોઇએ. તા.

સહી મેજીસ્ટ્રેટની.

## નોકરીનું રાજીનામું.

મહેરબાન કલેકટર સાહેબ બહાદુર.

જીલ્લા—સુરત.

જનાબમા અમુક તાલુકા, કચેરીના કારકુનની સલામ કબુલ કરશો. દગર નમ્રતા પૂર્વક અરજ કે મને નોકરી કરવાની અનુકુળતા નથી માટે મારી ખુશીથી આ રાજીનામું આપું છુ, તે મંજુર થવા મહેરબાની થશે અને મંજુર થયાનો દાખલો મળવા કૃપા કરશોજી એજ અરજ તા.

સહી ફલાણા.

કારકુન કચેરી અમુક તાલુકે અમુક.

## ચિઠી અને પત્ર લખવા વિષે. ( મનોયત્ન. )

૧. એક છોકરો પોતાના બાપને મુંબાઇ કુશળતાનો પત્ર લખી તેમા ચાલતા અભ્યાસની સ્થિતિ તથા શિક્ષકની મહેનતનું વર્ણન કરે છે. અને ગાધીને ચિઠી લખી ગોળ મગાવે છે.

૨. એક મામો ભાણેજને અભ્યાસ નહિ વધારવા બાબત અસર કારક ઠપકો આપે છે.

૩. તમે પોતાના વિદ્યી ગુરૂ ઉપર કુશળતા અને ઉપકારની લાગણીનો પત્ર લખો

૪. ભાઇના ગુજરવાથી માતપિતાને લાગેલા કારી ઘા વખતે કેવી રીતે દિલાસો આપશો ?

૫. નિશાળે ભણતી કુમારિકા બહેનને મોટાભાઇ કેવી રીતે પત્ર લખશે?

૬. એક સધવા સાહેબ પોતાના ભાઇ ઉપર કુશળતાનો પત્ર લખે છે તથા સાસરિયામા તેને ભાન્ડુ પ્રેમ યાદ આવતા મનમાં ઓછુ લાવી તેનું વર્ણન કરે છે

૭. સાળાને ઘેર લગ્ન હોવાથી તે રીસાયલા બહેન ભાણેજને લગ્ન ઉપર અથવા વિનયથી આગ્રહ કરે છે

૮ એક નાનોભાઇ મોટાભાઇની વહુને ખાળાભરાણુ હોવાથી પોતાના નામથી ઘટતે સ્થળે કંકોતરી લખે છે

૯. એક ભત્રિજો રોગથી કાયર બનેલા કાકાને ધીરજ આપે છે

૧૦. પોતાના મિત્રને ગાડા અને રેલવે મારફત મુસાફરી કરતા મળેલા સુખ દુખ વિષે સમજણ આપી સાવધ રહેવા અંગ સુચનાઓ કર છે

૧૧ તમારો એક સગો અમદાવાદ રહે છે અને અત્રેથી તમારો કોઇ સ્નેહી ત્યા જવાનો છે, તેના બીજે સ્થળે રહેવાની સગવડ નથી માટે તમે તેના પર ભલામણ પત્ર આપો કે પોતાને ઘેર ઉતારે, અને જોઇતી જાણુસ પાસે રહીને અપાવે

૧૨. તમે અમદાવાદમા અને તમારા કાકા સુરત રહે છે તેમને કુશલતાના પત્રમા ઘરમા થયેલી ચોરીની, નાતમા પડેલા તડની, અને ચાલતી ઋતુની હકીકત લખો અને નેનકલાકનું થાન તથા મલમલનો તાકો ૦ાા મંગાવો. ને તેનો જે આંકડો થાય તે લખાઇ આવેથી અત્રે અમારી કાકીને ભરી દઈશુ એમ જણાવો

૧૩. એક વિધવા કોઈ ભત્રિજા ઉપર નીચે લખેલી ચીજો મોકલી આંકડો જણાવે છે અને તેના રૂપિયા હુંડી મારફત મોકલવાનું લખે છે. ઘી મણ મણ ૦ાા ૧ દા. રૂા. પાાા= ૫ ડાંગર કમોદશી રા ૨ દા રૂ. ૨૭ાા=

૧૪. તમારી સધવા કાકી ઉપર ખુશાલીનો કાગળ લખો. તેમા એમ જણાવો કે હાલ મારા કાકા લાહોર તરફ છે ત્યાથી પંદરેક દિવસ પછી આવશે, અને તેઓ આવશે ત્યારે તમારી માગણી પ્રમાણે સાડી, સાટીન કીનખાબ વગેરે કાપડ મોકલશે

૧૫ એક માણુસ મિત્ર ઉપર પ્રીતિ અને વિરહ દર્શક પત્ર લખે છે તથા બાળલગ્નને લીધે સસાર જાળમા અને નાદોરતીમાં સપડાયાનું વર્ણન કરે છે

૧૬ ઉપરના પત્રના જવાબમા ગઈ વાતનો શોચ ન કરવાનો અને ભવિષ્યની પ્રજાને તેમાથી બચાવવાની સાવચેતી રાખવાનો બોધ કરે છે અને એ કારણથી બાળ વિધવા બનેલી સ્ત્રીને માથે પડતા અસહ્ય દુ:ખનો નજરે જોયેલો ચિતાર કરુણા રસમા વર્ણને પુનર્લગ્નની જરૂર સાબિત કરે છે

૧૭. એક પિતા, પોતાનો દીકરો મુંબાઇ કોલેજમાં ભણે છે, તેની ગેરવર્તણુંક બાબત કેટલીક વાતો સાંભળવામાં આવતાં કુશળતાના પત્રમાં આડો માર્ગ છોડી સીધે રસ્તે વળવા માર્મિક બોધ અને ચાબખા લગાવે છે.

૧૮. એ પત્રના જવાબમા પુત્ર પિતાજી પર પત્ર લખી પોતાની અજ્ઞાનતા માટે માફી માગે છે અને સદાચરણથી ચાલવાને બંધાય છે.

૧૯. પોતાની નીતિમા ઓળખીતા સદ્દગૃહસ્થ ઉપર નાતના દુ:ખદાયક ધારાનું હાસ્યરસમાં લાગણીકારક વર્ણન કરો. અને તેમાં કઇ જાતનો સુધારો કરવાની જરૂર છે તે આગ્રહ પૂર્વક બતાવી આપો.

૨૦. વિદ્વાન મિત્ર પોતાના વિદ્વાન મિત્રને લગ્ન ટાણે ગવાતાં ગીત તથા નાતના જમણવારોની સ્થિતિ ઉપર તિરસ્કાર ભરેલા વિચારમાં સુધારો કરવાની રીત બતાવે છે

૨૧ એક સ્ત્રી પોતાની સખીને માત્ર કમાઉ વરને લીધે પડતા કષ્ટનું વર્ણન કરી તેમાથી ઉગરવાને લીધેલા ઇલાજનું વર્ણન લખે છે

૨૨. એક નિતિમાન સાસુ પરદેશ વસેલી સૌભાગ્યવતી વહુને ઘરની સભાળ રાખવા, તનદુરસ્તી જાળવવા અને સદ્દગુણી થવા માયાળુ શબ્દોમા બોધ કરે છે

૨૩. એક માતા પોતાની દીકરીને સાસરે વળાવ્યા પછી વહેવાણુ ઉપર કુશળતાનો પત્ર લખે છે અને લાડકીને પેટની દીકરી પ્રમાણે સંભાળવાનો વિવેક બતાવે છે.

૨૪. એક સખી બીજી સખીને સ્ત્રી પુરૂષના ધર્મ ઉપર પત્ર લખે છે, અને પતિવ્રત પાળવાના તથા બાળકની સારવાર કરવાના નિયમ જણાવે છે.

૨૫. સાસુ નણંદથી અણબનાવ રાખનારી સ્ત્રીને તેનો પતિ સખ્ત ઠપકો આપી હળીમળી ચાલવા ઉપદેશ દે છે.

૨૬. એક વૃદ્ધ માતા, પોતાની વહુ દીકરીઓને નવરાશની વેળાનો ઉપયોગ કરવાની રીત તથા નાદાન સ્ત્રીઓનો સહવાસ તજવાની શિખામણના ચાર શબ્દો લખી મોકલે છે.

૨૭. એક માતા પોતાની દીકરીને સાસુનણંદથી પ્રેમ મેળવવાના માર્ગ બતાવે છે.

૨૮. એક દીકરી પોતાની માતાને કુશળતાનો પત્ર લખે છે અને જણાવે છે કે અણબનાવને માટે વહુવારૂનાં કયાં કયાં સાસુ નણંદ છીંડાં ગ્રહણ કરે છે, અને તેમનો તે દાવ ન ફાવવાસારૂ પોતે કેવા ઇલાજ લેતી રહી છે તથા પતિને કેવા વિનયથી સમજુત આપી કૂળમાં સંપ વધારે છે તેનો ચિતાર આપે છે.

૨૯. એક સધવા સ્ત્રી વૈધવ્ય પ્રાપ્ત થયેલી પોતાની સખીને સમાધાન કારક પત્ર લખી મોકલે છે.

૩૦ એક મોટોભાઇ કર્જમા ફસાયલા નાનાભાઇને ધંધે વળગાડવાનો બોધ કરે છે, અને સ્થજેથી લેવાની શરતે લહેણુદારોનું મન મનાવવા જોગ રકમ પહોચડાવે છે.

૩૧. નાનોભાઈ ઉપરના પત્રના જવાબમાં ઉપકાર માને છે, ધંધે વળગે છે, અને લીધેલી રકમ પાછી વાળે છે; તથા ઘણી રીતે ઓશીઆળાપણું બતાવે છે.

## વેપારીના પત્રો વિષે મનોચન.

૧. વેપારીના પત્રો કેટલા પ્રકારના છે ને તે કયા ?

૨. સરાફી ધધાના પત્રોના નામ અને વ્યાખ્યા આપો.

૩. વેપારીના ધંધાના પત્રોના નામ વ્યાખ્યા સાથે લખો.

૪ શાહજોગ હુંડી, વિમાચિઠી, કબાલો, અનામતનો લેખ અને ભલામણની વ્યાખ્યા આપો.

૫. તમારા મિત્ર મગનલાલ છોટાલાલને રૂ ૧૨૫) મળે એવી શાહજોગ ચિઠી અમદાવાદ ખાતેના તમારા મિત્ર છગનલાલ અમથા ભાઇ ઉપરની લખી આપો.

૬ પરી. રામદાસ લલ્લુભાઇ ઉપર લખો કે રૂ ૬૦) પટેલ રામજી બેહેચર હસ્તે આપો.

૭. એ રૂપિયા પહોંચ્યા બદલ જવાબ લખો.

૮. અમદાવાદના શાહ પિતાંબર નથ્થુભાઇ વડોદરાના શાહ મનસુખલાલ શીવલાલ ઉપર નીચેલો માલ રવાના કરે છે. તેમા ખરાજાત રૂપિયે દોઢ દોકડો થઇ છે, આડતના સેકડે બે ટકા લે-વાના છે અને માલને પેટે સેંકડે સવા ટકો વળતર મળેલુ છે.

अ રેશમી ધોતી બે ગજી પનાના નંગ ૨૦ દર રૂ ૭ાા

ब મશરૂના થાન નંગ ૧૦ દર રૂ ૨૪ાા

क કીનખાબ ગજ ૪૦ દર ૨ા-

૯. એ માલને પેટે હિસાબ ચૂકતેની હુંડી પરી. હરિભાઇ ભક્તિ-દાસની દુકાનેથી તુરત મુદતની શાહજોગ દર રૂ. ૧૦૦ાા ની લેખની

લીધી તે લખો

૧૦ વડોદરેથી શાહ છગનલાલ જમનાદાસ રૂ. હજાર લઈને કલકત્તા જાય છે, પણ રસ્તામાં ભય હોવાથી તેણે એ રૂપિયા મુંબાઈમાં પરી. ઝવેરચંદ લક્ષ્મીચંદની દુકાને ભર્યા, તેમણે સેંકડે આઠ આના લેખે કાપી લઈ કલકત્તાના આડતિયા પરી. નથુભાઈ ઉપર શાહ જોગ એવો પત્ર આપ્યો કે કાગળ દેખાડયા પછી બીજે દિવસે નાણા મળે તો એ પત્ર કયો અને શી રીતે લખેલો

૧૧. એમ માનો એ પત્ર ગેરવલ્લે પડયો તો છગનલાલ જમનાદાસને ફરીથી નાણા મળવાને કેવો બંદોબસ્ત થશે તે લખી લાવો.

૧૨. પરપેઠમા કઈ કઈ વાત લખશો.

૧૩. હુંડીમાં કેટલી મુદતો લખાય છે તે સમજાવો.

## દસ્તાવેજ વિષે મનોયત્ન.

દસ્તાવેજ લખવાનો ઉપક્રમ આપો.

૨ આદેહગ, વાસ્તેવંગ, પાસ્સાત, અને હસ્તા ખેરાણુ, દત્તબા આ શબ્દો વિષે શું જાણો છો?

૩. કરજાઉ ખતના પ્રકાર વિગતથી સમજાવો.

૪. સાનગીરો અને કબજાગીરોમા ફેર શો?

૫. ઘરનો કબજાગીરો દસ્તાવેજ લખતાં [illegible] બાબત ધ્યાનમા રાખવી જોઈએ.

૬. રૂ ૫૦૦) ૦।। ટકાની તેરીખે અંગ ઉધા[illegible]ં લખો નામ ઠામ (વગેરે મરજી મુજબ ઉમેરવાં.)

૭ ચંદુ લલ્લુ નામે એક માણસ સોનાની ત્રણ સાચાં મોતીની કડી પ્રેમાનંદ મનસુખ નામે નાણાવટીને ઘેર સાનગીરો મૂકે છે અને રૂ. ૭૫) ઉપાડે છે. કડીની કીમત અંકાવતાં બજારમાં રૂ. ૧૭૦) ગણાય છે. તે બાબત સાનગીરો લેખ લખી આપો. ( ખૂટતી હકીકત ઉમેરી લેવી )

૮. ખેડાણ જમીન એકર પાંચ જરાયત કબજા ગીરો લખી આપી રૂ ૮૦૦ ) ૭ ટકાના વ્યાજે લેવા હોય તેનું ખત લખો.

૯. લહેણુ દેણુ ચૂકયાની તથા લાગભાગ મળ્યાની ફારગતીઓ તૈયાર કરો.

૧૦ દર વરસે રૂ. ૧૨૫ ) સવાસો ભરવાનું રૂ ૧૦૦૦) એક હજારનું એક કાંધાખત તૈયાર કરો. કાંધુ ચૂકે દોઢ ટકા લેખે વ્યાજ ચાલુ થાય, અને ચઢાવો સેંકડે દસ ટકા લેખે કાપી લેવાનો ઠરાવ છે.

૧૧ એક ખેડુત સરકાર પાસેથી રૂ ૨૦૦૦) દર વરસે રૂ. ૧૦૦) સોનો હપ્તો ભરવાની સરતે પાચ ટકાના વ્યાજે તગાવી લે છે, હપ્તો ચૂકે તેનો ½ દંડ ભરવા કબુલ કરે છે.

૧૨. એક ધરધણી પોતાની ભોયમાં કરો કરેછે, કરામાં પાસેના સરીલદારને તાકાં ગોખલા મૂકવા દેછે. અને કરા તથા ભોંયની માલીકી બાબ ... ાાવેજ લખાવી લેછે.

૨ જમીન ગણોતે રૂ. ૫૦ પચાસના ઠરાવથી અ-
પાય હેસૂલ જમીન રાખનારે ભરવું. અને જમીનમાં
આંબા ઝાડો ઉછેરી આપવાં તે બદલ ઝાડો ફળેથી
દર ઝાડે રૂ ખે લેવા, નહિ તો દરસાલ નીમોનીમ ફળ લેવાં.

૧૪. એક મકાન દરમાસે રૂ રાા ના કીરાયાથી ભાડે આપ્યું, ચળાઇ ભાડુતને માથેછે. નળિયાની ખોટ અને ભાગ્યું તુટયું દુરસ્ત કરાવવાનું તથા દરવરસે દીવાળી ઉપર ધોળાવી આપવાનું, અને પાણીના નળનો ખરચ ઘર ધણીને માથે છે ચોમાસામા ખાલી કરાવાય નહિ, બીજી ઋતુમા બે માસ પહેલા નોટિસ મળી જોઇએ.

૧૫. એક માણસ ગામને પાદરે અમુક જગોએ આવેલા તનામું બામાં દશ ઝાડ પોતાના ગોરને દાન કરે છે

૧૬. એક શેઠીઓ કોઇએક મદીરખાતે પોતાનુ ઘર ભેટ મૂકી માલકીપણાનો હક ઉઠાવે છે.

## અરજીઓ વિષે મનોયત્ન.

૧. ગામમા માણસ તથા ઢોરને પાણીની ઇજા ઘણી છે, તેથી લોકો સરકારને અરજી કરે છે. કે મોટો કૂવા મોટા હવાડા સહીતનો બંધાવો નીમે ખરચ અમો આપવા તૈયાર છીએ.

૨. ઘરમાં ગઇ રાતના ચોરી થવાથી ખાતર પાડી હરામખોરો નીચે પ્રમાણે માલ લઇ ગયા છે.

સોનાનાં કડાં જોડ ૧ આશરે રૂ ૧૨૫ ના, સોનાની કઠી આશરે રૂ. ૨૦૦) ની; સોનાના ચોકડા આશરે રૂ ૧૦૦) ના: રૂપાના સાંકળા જોડ એક આશરે રૂ. ૧૫૦ ) અને પરચુરણ ચીજો સુમારે રૂ. ૭૫ ) ની. એ બાબત ગામ પોલીસને ખબર આપી, તાલુકાના ચીફ કાન્સ્ટેબલને અરજી કરો.

૩. તમારે કોઇ સાથે સહેજ બોલાચાલી થતાં, તેણે તમને ગાળો દેઇ માર માર્યો, તે ફરિયાદની અરજી તાલુકાના મેજીસ્ટ્રેટને કરો.

૪. કોઇએ બળાત્કારે છ માસની અંદરનો જમીન કબજો કર્યો હોય તે છોડાવવા તાલુકાના રેવન્યુ અધિકારીને અરજી કરવી.

૫. રૂ ૧૫૦ ) મુદલ અને વ્યાજ રૂ ૨૮ ) વસૂલ કરવાને દીવાની કોરટમા દાવો બાધી અરજી કરો. ( સેકન્ડ ક્લાસ સબજજ મુનસફ કોર્ટમા )

૧૨૦- ૬. કોઇ શખ્સની મિલ્કત બીન હકે જપ્ત થાય છે તે જપ્તી ઉઠાવવા દીવાની કોર્ટમા અરજી આપો

૭. એક ગામનો હાસ્પિટલ આસિસ્ટંટ પૂરતો હોશિયાર ન હોવાથી રોગી સારા થતા નથી, તેને બદલવા જીલ્લાના સરજન જનરલને ગામ લોકો તરફથી અરજી કરો

૮. પોતાના ગામમા નિશાળો સ્થાપન કરવા એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ ઉપર અસરકારક અરજી લખો.

૯ એક ગોવાળીએ અમુક ખેતરમાં ઢોરાં ચરાવી, તુલને ઘણુ નુકસાન કરેલ્ છે તો ખેતરના માલીકે તાલુકાના મેજીસ્ટ્રેટને બિગાડના ગુન્હા બદલ તથા નુકસાન ભરી લેવાને કેવી રીતે અરજી કરવી જોઇએ

૧૦. જાહેર જગા ઉપર બિભત્સ લાવણી તથા ગીત વગેરે ગાઇ લોકોને કંટાળો આપનાર ઉપર લોકે પોલીસને અરજી કરી, મેજીસ્ટ્રેટને ત્યા બીજે દિવસ ફરિયાદ પણ કરી તે સામી લાવો

## રીપોર્ટ વિષે.

૧ ગામને પાદરે શક જાય એવા માણસોનું ટોળું પડેલુ છે તેને વખેરી નખાવવા પોલીસ પટેલે તાલુકાના ચીફકાન્સ્ટેબલને

ારપોર્ટ કરવો.

૨. એક ખાતેદાર પાસેની શીર પડતર જમીન દબાવી ખેડાણુ કરી ઉપયોગ કર્યો હોય તો ગામના પટેલ તલાટીએ કોને શી રીતનો રિપોર્ટ કરવો.

૩. અમુક જીલ્લાના અમુક તાલુકાની ધર્મશાળામાં કોઈ સાધુ મુસાફર એકાએક તાવના કારણસર મરણ પામવાથી પંચાતનામું બનાવી લાસ અવનેલ મજલ પહોચાડવાની પરવાનગી મળવા તે ગામના પોલીસ પટેલે ચીફ કોન્સ્ટેબલને ારપોર્ટ કર્યો.

૪ ઓણુસાલ વરસાદ ઘણોજ કમી પડયો માટે પાક સારો ન થવાથી મ્હેસૂલ ઉઘરાવવામા અડચણ ન પડે તે સારૂ ખેડુતોના જામીનો લેવાને, અગર તે ભરતા સુધી ખળીઓમાનો માલ અટકાવવાને, પરવાનગી મળવા કે મરજી અન્વયે બીજી ગોઠવણ થવા બાબત પટેલ તલાટી તાલુકાના વહિવટદારને કેવી રીતે ારપોર્ટ કરશે.

૫ ગામના શીતળા તથા કોલેરા બને ચાલે છે, તે બાબત તાલુકાના રેવન્યુ અધિકારીને પટેલ તલાટી સવિસ્ટર રિપોર્ટ કરે છે.

૬. ગામના લોકો તળાવમા નહાય છે, કપડા ધુએ છે, ઢોરને પાણી પાય છે અને તેને નવરાવે છે, વગેરે અપકૃત્ય કરી પાણી બગાડે છે અને લોકો તેજ પાણી પીવાના કામમા પણ લેછે આથી રોગ ફાટી નીકળે છે, તે અટકાવવા તાલુકાના માજીસ્ટ્રેટને કાયદેસર જાહેરનામુ પ્રસિદ્ધ થવા બાબત પોલીસ પટેલ કેવી રીતે રિપોર્ટ કરશે.

૭. એક માણસે સરકારી બાવળ કાપી પોતાના કામમાં લીધો, તે બાબત પટેલ તલાટીએ કોને શી બાબતનો રિપોર્ટ કરવો.

૮. સરકારી આંબા, અને ફણુસની ફળ હરાજી થવા ગામના તલાટીએ રીતસર રિપોટ કરવો.

૯ અમુક પોલીસનો માણસ ચોરો અને જુગારીઓ વગેરે સાથે મળેલો છે તે માટે ગામ લોકે સુપ્રિન્ટેન્ડેન્ટને સખ્ત રિપોર્ટ કર્યો.

## હુકમો નોટીસો વગેરે વિષે મનોચત્ન.

૧. જીલ્લાના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ એક તાલુકાના કોન્સ્ટેબલને હુકમ લખે છે કે તમારા તાલુકામા ધાડ, ચોરી ઘણી થાય છે તેનો પાકો બંદોબસ્ત રાખો, નહિ તો નોકરી ખોવાને પાત્ર થશો.

૨. જીલ્લા કલેકટર કે સુબા તાલુકાના મામલતદારને હુકમ લખે છે. કે ઓણુસાલ જમાબંધી અમે જાતે કરવાના છીએ, માટે તલાટીના દફતરો તૈયાર કરાવવા અને જોઇતી હકીકત મેળવી રાખવી.

૩. પાડોશીએ વાડની જમીન ડબાવી વાડ કરી તે ખસેડી લેવડાવવા આઠ દિવસની મુદતની નોટિસ આપો.

૪. તમારે ત્યા સોનાનો ટુંપીઓ આશરે રૂ ૧૨૫ ) નો રૂ. સોમા આઠ આનાનો તેરીખે ત્રણ વરસથી ગીરો છે તેનો નીકાલ કરવા માલીકને નોટિસ આપો. ( મુદત દિન ૧૫ ની. )

૫ એક આબકારી ખાતાનો કારકુન વગર રજાએ ગેરહાજર રહેવાથી તેનુ નામ આબકારી ઇન્સ્પેકટર ખાતામાંથી કમી કરે છે. અને હુકમ લખી ખબર આપે છે.

ઘરખર્ચનો હિસાબ શીખવી વ્યવહારમાં પ્રવીણ કરનારૂં.

# દેશી નામું.

---

પ્રિય વાચકો ! તમારા દરરોજના ચાલુ વ્યવહારમા પ્રવીણ થવુ હોય તો દેશીનામુ પુસ્તક વાચી, નામામા પ્રવીણ થાઓ, તેમજ ઘરના બીજા માણસોને પણ નામામાં પ્રવીણ કરો. મોટા મોટા પેઢીદાર અનુભવી શરાફો તથા વ્યાપારીઓની મદદ લઇ ઘણો શ્રમ વેઠી આ પુસ્તક તૈયાર કર્યું છે, આ પુસ્તક બહાર પડેલા નામાના પુસ્તકોમા સપુર્ણ અને શ્રેષ્ઠ મનાયલુ છે પ્રતિષ્ઠિત વર્ત્તમાન પત્રોના અભિપ્રાય તેમજ અસંખ્ય ગ્રાહકોના સંતોષદર્શક પત્રો પુષ્કળ ઉપયોગીપણાની ખાત્રી આપે છે. સ્કુલના અધિકારીઓએ મંજુર કરી દરેક સ્કૂલના લાયબ્રેરીમા તથા ઇનામ આપવામા મંજુર રાખ્યુ છે માટે દરેક જણને આ પુસ્તક ખરીદવાની ખાસ ભલામણ છે કિં ફકત ૦—૧૦—૦ પોસ્ટેજ જુદું

## ધી ઇંગ્લીશ ટીચર.

ઘેર બેઠે ઇંગ્રેજી શીખવામા સોથી સરસ છે શિક્ષકો અને વિદ્યાર્થીઓ આ બુકની મદદથી ઇંગ્રેજી ભાષાનુ સંગીન જ્ઞાન મેળવી શકે છે તેની કીમત ૧—૪—૦ શિક્ષકોને અને વિદ્યાર્થીઓને રૂ ૧—૨—૦ ઘેર બેઠા મોકલીશુ

બુકસેલર

**નારણલાલ મોતીલાલ મગનલાલ.**

ઠેકાણું રીચીરોડ—અમદાવાદ.